# એકાન્ત મનનો મહિમા.

હર્ષ શોક તેને નથી, તે સમજુ ને શાન્ત,
ધીર વીર ગભીર તે, જેનુ મન એકાત.
આધિ વ્યાધિ ઉપાધીઓ, કુટુબનો કલ્પાંત,
દુખ ન દે તે કોઈ દીન, જેનું મન એકાન,
બુદ્ધિ અને બળમા વધે, બને કુશળ ને કાન્ત;
વધે વળી યશ વિશ્વમા, જેનુ મન એકાત.
રાગદ્વેષ દઆણુને, ભુખતરસ ને ભ્રાન્ત:
કલેશ કશો આપે નહિ, જેનું મન એકાન.
કાયરતા કમ્પે નથી, સદા રહે વિશ્રાન,
સપ અને સતોપ છે, જેનુ મન એકાત.
ભણે ગણે કવિતા કરે, શોધે શુભ સિદ્ધાત;
ધામ ધરા ધન મેળવે, જેનુ મન એકાત.
તે વનવાસી તે રૂપી, તે દુર્લભ તે દાત,
બ્રહ્માનદ વિષે વસે, જેનું મન એકાત.

## પુસ્તક મળવાનાં ઠેકાણાં.

મુંબઇ: મેસર્સ એન. એમ. ત્રિપાઠી,
પ્રિન્સેસ સ્ટ્રીટ.

" શિવલાલ મગનલાલ પટેલ,
રાવબહાદુર શેઠ ફીલાચંદ દેવચંદ જે. પી. ના
બગલે, ગિરગામ, ચિનાબાગ સામે.

" રા. રા. આર. વનમાલીદાસ,
કાલબાદેવી રોડ.

અમદાવાદ: બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,
ત્રણ દરવાજે.

" ગુજરાત સાહિત્ય મંદિર,
ફુવારા પાસે, રીચીરોડ.

પાટણ (નોર્થ ગુજરાત): ચમનલાલ મગનલાલ પટેલ,
ગજ બજારના નાકે.

વડોદરા: વિઠલદાસ શંકરભાઇ પટેલ,
મીસ્ત્રી કલાભાઈ સવાભાઇના કારખાનામાં.

લીંબડી: રા. રા. દુલેરાય છોટાલાલ અંજારીયા,

પેણ (કોલાબા જીલ્લો): રા. રા. ગુલાબચંદ નાથાલાલ
દેસાઇ.

ભાવનગર: ગોપાળજી ખીમજી પટેલ,
કણબી શેરી.

જુનાગઢ: રા. રા. મહીદાસ પ્રેમજી પટેલ,
કડીયાવાડમાં

# ॥ महात्माओनी प्रसादी ॥

लक्ष्मीर्या न मदकुर्यात्स सुखी तृष्णयोज्झितः।
तन्मित्रं यत्र विश्वास. पुरुषः स जितेन्द्रिय ॥

અર્થ :—લક્ષ્મી તેજ કે જ્યા મદ નથી, સુખી તે જ કે જેને તૃષ્ણા નથી, મિત્ર તે જ કે જ્યા વિશ્વાસ છે, અર્થાત લેશ પણ અવિશ્વાસ નથી અને પુરૂષ તે જ કે જે જીતેન્દ્રિય છે.

*

दातुरुन्नतवित्तस्य गुणयुक्तस्य चार्थिनः।
दुर्लभ खलु सयोग. सद्बीजक्षेत्रयोरिव ॥

અર્થ —પુષ્કળ દ્રવ્ય દેનાર એવો દાતાનો અને ગુણયુક્ત એવા યાચકનો સંયોગ, સારા બીજ અને સારા ખેતરની માફક દુર્લભ છે.

નગુણે વાસો ન રાખીયે, સગુણની પત જાય:
ચદન પડ્યુ ચોકમા, ઈંધણ તુલ્ય વેચાય.

हस्तादपि न दातव्यं गृहादपि न दीयते।
परोपकरणार्थाय वचने किं दरिद्रता ॥

અર્થ :—હાથમાથી ન આપવું તેમજ ઘરમાથી ન આપવું (તે રહ્યું) પણ પરોપકારને માટે બોલવામા પણ દરિદ્રતા શુ કરવા વાપરવી ?

यान्ति न्यायप्रवृत्तस्य तिर्यञ्चोऽपि सहायताम्।
अपन्थानं तु गच्छन्तं सोदरोऽपि विमुञ्चति ॥

અર્થ —જે ન્યાયને માર્ગે ચાલે છે તેને પશુઓ પણ સહાય કરે છે, અને કુમાર્ગે ચાલનારને ભાઇ પણ છોડી દે છે.

સરોવર, તરૂવર, સંત જન, ચોથા બરસે મેહ;
પરમારથ કે કારણે ઈન ચાર ધરી હે દેહ.

"સાદી શિખામણના વાંચક વૃંદને"

# આમંત્રણ.

❧ ❧ ❧

## શિખરિણી છંદ.

પધારો તો ભૃંગો ! સુરભિભરી માળા સુમનની,
તમોને અર્પુ હું, કદર કરવાને કુસુમની.
ભલી સામગ્રી તે સમિપ ધરી આતિથ્ય કરવા,
પ્રવેશો પ્યારાઓ ! મમ હૃદય બાગે વિહરવા.
ફરી કુંજે કુંજે રસિક ભ્રમરો ગુંજ કરજો,
વળી સુગીતોના મધુર રવથી કુંજ ભરજો.
વહે છે એમાં કૈં હૃદયરસના મિષ્ટ ઝરણાં,
વધાવાને વ્હાલા અતિથિ ! તમને ઉત્સુક બન્યા.

# રાદી શિખામણ.

## પુસ્તક ૩ જું.

### અનુક્રમણિકા.

### ફુલછાબ પહેલી.

## ફુલછાબ બીજી.

## ફુલછાબ ત્રીજી.



## ફુલછાબ ચોથી.

## ફુલછાબ પાંચમી.



## ફુલછાબ છઠ્ઠી.

## ફુલછાબ સાતમી.



## ફુલછાબ આઠમી.

## ફુલછાબ નવમી.



## ફુલછાબ દશમી.



## ફુલછાબ અગિયારમી.

## ફુલછાબ ૧૯ મી.



## ફુલછાબ વીસમી.



## ફુલછાબ એકવીશમી. अ



## ફુલછાબ એકવીશમી. ब



## ફુલછાબ એકવીશમી. क



નોટ—ફુલછાબ એકવીસમી ભુલથી ત્રણ વખત છપાઈ ગઈ છે માટે अ, ब, क લખવામાં આવ્યા છે માટે વાંચકવંદ તે પ્રમાણે સુધારીને વાંચશે.

## કુલછાબ બાવીશમી.

## ફુલછાબ ત્રેવીશમી.



## ફુલછાબ ચોવીસમી.

## ફુલછાબ પચીસમી.



## ફુલછાબ છવીસમી.

અંક વિષય પૃષ્ઠ

## ફુલછાબ ત્રીશમી.



## ફુલછાબ એકત્રીશમી.

અંક વિષય પૃષ્ટ

## ફુલછાબ બતરીશમી.



## ફુલછાબ તેતરીશમી.



## ફુલછાબ ચોતરીશમી.

## ફુલછાબ પાંતરીશમી.

# બે બોલ.

આધુનિક સમયમાં અનેક પુસ્તકો પ્રસિદ્ધ થાય છે, તેમા ઘણો ખરો ભાગ નોવેલોનો હોવાથી ઉછરતા યુવાનોને તેના તર્ફ સ્વાભાવિક પ્રેમ ઉત્પન્ન થાય છે, પરન્તુ તેમા કેટલોક ભાગ કલ્પિત હોવાથી સન્માર્ગે દોરવાને બદલે આડે માર્ગે ચડી જવાય છે. પરન્તુ નીતિ અને ધર્મના પુસ્તકો વાચવાથી ઉચ્ચ ચારિત્ર બંધાય છે એતો સ્વાભાવિક છે. નિવૃત્તિ વિનોદમા પ્રોફેસર અતિસુખશંકરભાઈએ કહ્યું છે કે "દુનિયા ડહાપણથી ઘેરાઈ ગઇ છે, છતા દુનિયામા ડહાપણ દાખલ કરવા માટે જોઇએ તેટલો અવકાશ છે. હા ડહાપણથી દુનિઆ ઘેરાઇ છે એ ખરૂં છે." "હુ કહુ છુ કે તમે સુધરો, તેમા તમારૂં શ્રેય છે, તેમા ઇશ્વર રાજી છે," એવા વચનો સામે તો એવા જ પડઘા મળશે કે "અમે કહીએ છીએ કે અમારે નથી સુધરવું, અમારે જેવું શ્રેય છે તેવું ચાલશે, ઇશ્વરને કંઇ તમે ઓળખો છો ? પહેલા તમે જ તમારૂ સુધારો, પછી શિખામણ. આવી રીતે ઘણી વાર જગતમા આપણે અનુભવથી જાણીએ છીએ પણ જે મહાત્મા પુરૂષે આ શિખામણના શબ્દો લખ્યા છે તેમના મહાન અનુભવના ખરેખરા ઉદ્દગારો જ છે. તેમણે કાઇ અન્યને ઉધે માર્ગે ચડાવવા માટે પોતાનો સ્વાર્થ સાધ્યો નથી એટલુ તો જ્ઞાની પુરૂપ પોતાના મનમા વિચાર્યા વિના રહેશે જ નહિ

મહારા ઘણા વર્પના ઉપયોગી વાચનનો જે મે સંગ્રહ કરેલો તે શરૂઆતમા દૈનિક સાંજવર્ત્તમાન પત્રમા અન્યને પસંદ પડશે કે કેમ ! તેનો અનુભવ લેવાને માટે મેં એક અખતરો કરેલો હતો, પણ વાસેથી માહારી ખાત્રી થઇ કે નીતિ અને ધર્મના વિપયો અતિપ્રેમથી વાચનારા મોટા પ્રમાણમા છે. એવી મહારી ખાતરી થઈ એટલું જ નહિ પણ મારા ઉપર સદરહુ વિપયનુ પુસ્તક બહાર પાડવા એકથી અનેક માગણીઓ ઉપરાઉપરી થતા સદરહુ કાર્ય કરવા મને પ્રેરણા ઉદ્દભવી હતી.

પ્રેરણા તો સર્વને ઉદ્દભવે પણ તેને સ્વાનુભુતિ મળ્યા વિના કોઇપણ કાર્ય સાગોપાગ પાર પડી શકતું નથી. અવારનવાર જ્યારે મારૂ પાટણ રજાપર આવવાનું થતાં મ્હારા પરમ સ્નેહી રા. રા. વકીલ વિદ્યાશંકર કરૂણાશંકર આચાર્ય કે જે વડોદરા ધારાસભાના માજી સભાસદ છે તેમની સંપૂર્ણ મદદથી આ ત્રીજું પુસ્તક બહાર પાડવાને હું શક્તિવંત થયો છું. તેઓ સાહેબે તન, મન ને ધનથી મને યોગ્ય મદદ આપવા જે ઉત્સાહ દર્શાવ્યો હતો તે અવર્ણનીય છે, માટે તેમનો આ જગ્યોએ અંતઃકરણથી ઉપકાર માનું છું. જો તેઓ સાહેબનો આટલો સંગીન આશ્રય મને મળ્યો ન હોત તો સદરહુ પુસ્તક કદી બહાર પાડવાને હું શક્તિવંત થયો હોત જ નહિ.

કવિશ્વર દલપતરામભાઇને એક વખત મેં રાજકોટ મુકામે પુછેલ કે "કયુ પુસ્તક સારૂ કહેવાય?" ત્યારે કવિશ્વરે ઉત્તર આપ્યો હતો કે "જે પુસ્તક નિધડક પોતાની બેન દીકરી ને મા પાસે છુટથી વંચાય તે પુસ્તકને હું સારૂ ગણું છું એટલું જ નહિ પણ પોતે પોતાના કાવ્યમા કયું પુસ્તક સારૂં ગણાય તે વિષે એક સ્થળે નીચે પ્રમાણે વર્ણન કરેલું છે."

**ઇંદ્રિવજાવૃત.**

બેટી બ્હેનો પિતુ ભ્રાતપાસે,<br>
જે બોલતા બોલ બહુ લજાશે;<br>
એવું લખે તે કહિયે અનીતિ,<br>
રૂડા જનોની નહિ એવી રીતિ.

વળી કવિતા સારી કઇ કહેવાય તે વિષે કહે છે કેઃ

**દોહરો.**

પિતા પાસ પણ વાંચતા કન્યા લાજે કોઈ;<br>
જરૂર કવિતા જાણવી, અનીતિ એ હોય,

વળી કયા કયા વિષયો સંગ્રહ કરવા જેવા છે તે વિષે કહે છે.

**ઉધોર છંદ.**

સંઘરશો ન ઘરમા સાપ, સંઘરશો ન પ્રૌઢાં પાપ;<br>
સંઘરશો ન એમજ આપ, જેમા છે અનીતિ છાપ.

સૌથી માતાનું પયશુદ્ધ, દીસે ઢોરનું પણ દુધ;
એમજ કાવ્ય નામે એક, છે ગુણ જરૂર જૂદા છેક.
સજશે નિત્ય જેવો સંગ, ચઢશે ચિત્ત તેવો રંગ,
વાંચે વેણજન જે નિત્ય, કરશે આપ એવા કૃત્ય.
અમલી લોક ખાય અફીણ, હોય હમેશ તે મતિહીણ;
વિધિવિધ ગાય કેફ વખાણ, એથી જન ઠગાય અજાણ.
હરખે મોતિ ચરિને હંસ, બગલો મચ્છ તનના અંશ,
આપે આપનો આહાર, વિધવિધ વર્ણવે બહુ વાર.
ગર્ધવને ન ભાવે ગોળ, ખાતે ખાય ઝાઝો ખોળ;
×કરકા પર રહે કાગ, ઉર હરખાય ત્યા જ અથાગ.
રહી છે જગતમા એ રીત, જેવું પાત્ર તેવી પ્રીત;
સારાને ગમે શુભ વાત, નરસો નરસથી રળિયાત.

ઉપર પ્રમાણે કવિશ્વરના વચનો સત્ય છે. "જેવો સગ તેવો રંગ" લાગ્યા વિના કદીપણ રહેતો નથી "જેવી સોબત તેવી અસર" સારાં પુસ્તકોનુ વાચન ખરેખર વ્યવહારમા આપણને બહુ ઉપયોગી થઇ પડે છે, અને તેટલા માટે જુદી જુદી ફુલવાડી (પુસ્તકો) માંથી ઉત્તમ પુષ્પોની આ એક માળ ગુથી સજ્જનો સમક્ષ રજુ કરૂં છું તેનો સદુપયોગ થવા હું આશા રાખું છું તો મને ખાત્રી છે કે કુસુમના રાગી ભ્રમર આ પુસ્તકની એકંદર ફુલછાબોને વધાવી લેશે. હું કાંઈ ગ્રથકર્ત્તા નથી એટલે મારા લેખમા ખામી હોય જ નહિ। પરન્તુ સદરહુ ફુલની માળા ગુથી મેં જે કાંઈ પુરૂપાર્થ કર્યો છે તેમા સજ્જન પુરૂષોને કાંઈ સાર જેવું જણાય તો હંસ જેમ દુધ પાણીના મિક્ષ્ચરમાથી પાણી પડતું મુકી દુધનો જ જેમ અહાર કરે છે તેમ ગુણજ્ઞ સજ્જનો આમાંથી કાંઇ સાર જેવું હોય તો તેનો સદુપયોગ કરી દોષનો ત્યાગ કરશે તો હું મારા કાર્યમા ફળીભુત થયો માની આનદ માનીશ.

× કરકું એટલે હાડકું

કામની વ્યવસ્થાને લીધે સદરહુ પુસ્તક બહાર પાડવામાં વખતનો જે કાંઈ વ્યય થયો છે અને તેને લીધે અગાઉથી આશ્રય આપનાર સજ્જનોને થોડો સમય રાહ જોવી પડેલી હશે। તેને માટે હું તેઓની માફી માગું છું, કારણ કે આ સંસારમા અનેક જાતની ઉપાધીના કારણે મનુષ્યનું ધારેલુ થઈ શકતું નથી. તેવીજ રીતે મારે પણ અનિવાર્ય કારણથી વધારે સમય ધાર્યા કરતા રોકવો પડયો છે. તેને માટે ગુણજ્ઞ આશ્રતદાતા દરગુજર કરશે. મારે વિશેષ ખુશી થવાનું એટલું જ છે કે

સદરહુ પુસ્તકનો ઉપોદ્‌ઘાત લખવાને માટે મુબઈ ધારાસભાના લોકજ્ઞ સભાસદ પ્રોફેસર જેઠાલાલ ચિમનલાલ સ્વામિનારાયણ એમ. એ એમ. એલ. સી એ પોતાના અમુલ્ય વખતનો ભોગ આપી શ્રમ ઉઠાવ્યો છે તેમને માટે અંત કરણથી હું આ જગ્યાએ તેમનો ઉપકાર માનું છુ કારણકે હાલની તેમની પ્રવૃત્તિ દેશ સેવામા એટલી બધી રોકાયેલી છે કે તેમને ટાઇમિસર જમવાનો સમય કોઈક જ દીવસે આવતો હશે। તેવા વખતમા મહારા આ પુસ્તકને તેઓ સાહેબે યોગ્ય મદદ કરી તેના માટે હું તેમનો જેટલો ઉપકાર માનું તેટલો થોડો છે। ધન્ય છે એવા વીર મહાત્મા પુરૂષને કે સ્વદેશની સેવા ખાતર પોતાના સમગ્ર વૈભવોને તીલાજલી આપી સાધુરૂપે સતત સેવા કરી રહ્યા છે!।

છેવટે મહારા "સાદી શિખામણ" ના વિષયને સાજ વર્ત્તમાન પત્રના અધિપતિ અને માલેક મિ. વાચ્છાગાંધીએ પોતાના લોકમાન્ય પેપરમા સદરહુ વિષય ચાલુ રાખી વાચકવૃંદને અલભ્ય લાભ આપ્યો છે તેમના માટે તેમનો પણ આ જગ્યોએ ઉપકાર માની તેઓ સાહેબની સંપૂર્ણ ઉન્નતિ અંત કરણથી ઇચ્છું છુ.

પાટણ.<br>(ઉત્તર ગુજરાત)<br>સંવત ૧૯૮૩ ના વૈશાખ<br>સુદી ૧૪ નૃસિંહ જયંતિ.

લી ભવદિય<br>**મગનલાલ શંકરભાઈ પટેલ**<br>સાદી શિખામણના સંગ્રહકર્ત્તા.

## આ પુસ્તકના

# કર્તાનાં બીજાં બહાર પાડેલ પુસ્તકો.

•

| | |
|---|---|
| સુખી સદન | ૦—૬—૦ |
| જ્ઞાનદીપક | ૦—૪—૦ |
| મોહનમાળા | ૦—૪—૦ |
| મોહોન મહિમા | ૦—૪—૦ |
| ભકિતમાળા | ૦—૪—૦ |
| કપોળવતી (એક સતીનો અદ્‌ભૂત ચિતાર) | ૦—૫—૦ |
| બોધવચન | ૦—૨—૦ |
| માનસિંહ અભયસિંહ નાટક | ૦—૪—૦ |
| એકાદશીનો મહિમા ( મુલ્ય મુમુક્ષતા) | |
| સાદી શિખામણ પુસ્તક ૧ લું | ૩—૦—૦ |
| સાદી શિખામણ પુસ્તક બીજું | ૩—૦—૦ |
| કામનાથ કીર્ત્તિ સંગ્રહ | ૦—૨—૦ |


મુ. પાટણ.<br>( ઉત્તર—ગુજરાત )<br>ગુગડી દરવાજે.

લી. સેવક.<br>મગનલાલ શંકરભાઈ પટેલ,<br>પાટણ—ઉત્તર ગુજરાત.

# ઉપોદ્ઘાત.

•

(લખનાર—મુબઇ ધારાસભાના લોકજ્ઞ સભાસદ પ્રોફેસર જેઠાલાલ ચીમનલલાલ સ્વામિનારાયણ એમ. એ. એમ. એલ. સી. અમદાવાદ)

શ્રીયુત પટેલ મગનલાલ શકરભાઈ એક સમર્થ લેખક અને વિચારક છે. તેમણે ઉત્તમ પુસ્તકો લખેલા છે. હાલ તેમણે પ્રસિદ્ધ કરેલા સાદી શિખામણના બે ભાગો ઉત્તમ કક્ષાના છે. ઘણા જ સરલ સ્વરૂપમા શિખામણ આપનાર આ પુસ્તકો ગુજરાતી વાઙ્મયમા ઘણો આદર પામ્યા છે. તેવી જ રીતે આ ત્રીજો ભાગ ગુજરાતી પ્રજા સમક્ષ રજુ કરવામા આવ્યો છે તેને પણ તેટલો સત્કાર મળશે એવી આશા છે.

સાહિત્યની એક લીંટીની કિમ્મત લાખો રૂપિઆ છે. કવિવર ભારવિની દન્તકથા ઘણા જાણતા હશે. તેમનુ જે કન્યા સાથે સગપણ થએલુ તેને મળવા માટે ભારવિ પોતાના સસરાના ગામમા ગયા, ત્યાં ગૌરીવ્રતના દિવસો હતા ભારવિની પત્ની પોતાની સાહેલીઓ સાથે રમતા હતા. તે પ્રસગે કવિશ્રી ભારવિનુ આગમન થયું તે વખતે તેમની ભાવિ પત્નીના સખીવૃન્દે મશ્કરીમા કહ્યું “અમારી બ્હેનને માટે ગોરીવ્રત નિમિત્તે શી ભેટ લાવ્યા છો ?” સરસ્વતી અને લક્ષ્મીને આદ્યવૈર હોય છે. તેથી કવિરાજકને કિમતી ભેટ સોગાદ નહોતી. જ્યા વિદ્વત્તા હોય છે ત્યા લક્ષ્મીનો વાસ હોતો નથી.

નિસર્ગભિન્નાસ્પદ મેક સંસ્થ
મસ્મિન્ દ્વયંશ્રીશ્ચ સરસ્વતી ચ

કવિ શિરોમણી કાલીદાસે લક્ષ્મી અને સરસ્વતીને કુદરતી રીતે જુદા સ્થાનકવાળી દેવીઓ તરીકે વર્ણવેલી છે. કવિરાજકને હીરાના હાર કે રત્નના આભૂષણ નહોતા. તેમનીકને કાગળ હતો અને તેમાં લખવા માટે લેખિની હતી. કવિરાજે તુરત એક ઉત્તમ શ્લોક જે

પુત્રનું ખૂન કરવા જાય છે તેજ વખતે તલવારના અરીસા સાથે
ગેલા ઘસરકાથી પેલો શ્લોક નીચે પડયો અને શેઠે વાચ્યો. કશું
મા, અર્થાત્ વગર વિચાર્યે કરવુ નહિ. એ શબ્દો વાંચી
જે આવી અને હમણા આવું વગર વિચાર્યુ કામ કરવું
(લખનાર—ગુ . શેઠ પાછા પોતાના વહાણમા ગયા. બીજે
ચીમનલલાલ સ્વામિનારા. થયેલો હોવાથી શેઠનો સત્કાર કરવા જે
શ્રીયુત પટેલ મગન સાબેલા તરીકે તેમનો પુત્ર વરઘોડામા
વિચારક છે. તેમણે ઉત્તમ ઘણી રીસ ચઢી. જ્યારે ઘેર, આવ્યા
કરેલા સાદી શિખામણના એ છોકરો અગ્રસ્થાને હતો. જ્યારે શેઠે
સ્વરૂપમા શિખામણ આપનાર ગીસ ચઢી હતી તે તેમનો પોતાનો
આદર પામ્યા છે. તેવી જ રીતે આ કિંમત જણાઇ અને ફરીથી
સમક્ષ રજુ કરવામા આવ્યો છે તેને બોલાવી બીજા સવા લાખ
એવી આશા છે.

સાહિત્યની એક લીટીની કિમ્મત લાખેકે ઉત્તમ સાહિત્યની
ભારવિની દન્તકથા ઘણા જાણતા હશે. તેમનુ જોઇના સાદી શિખા-
થએલુ તેને મળવા માટે ભારવિ પોતાના સસરાસ્ય છે. ચેસ્ટર્ફીલ્ડે
ગૌરીવ્રતના દિવસો હતા ભારવિની પત્ની પોતાનીજી ભાષામા ઘણું
રમતા હતા તે પ્રસગે કવિશ્રી ભારવિનુ આગમનાલભાઈનું પુસ્તક
તેમની ભાવિ પત્નીના સખીવૃન્દે મશ્કરીમા કહ્યુ '
માટે ગૌરીવ્રત નિમિત્તે શી ભેટ લાવ્યા છો ?" સરસ્વતીની કિમ્મત
આદ્યવૈર હોય છે તેથી કવિરાજકને કિમતી ભેટ સોનેના ઉપર
જ્યા વિદ્વત્તા હોય છે ત્યા લક્ષ્મીનો વાસ હોતો નથી.

નિસર્ગભિન્નાસ્પદ મેક સંસ્થ આવ્યું
મસ્મિન્ દ્વયંશ્રીશ્ચ સરસ્વતી ચ

કવિ શિરોમણી કાલીદાસે લક્ષ્મી અને સરસ્વતીને કુદરત
જુદા સ્થાનકવાળી દેવીઓ તરીકે વર્ણવેલી છે. કવિરાજકને
હાર કે રત્નના આભૂષણ નહોતા. તેમનીકને કાગળ હતો અને
લખવા માટે લેખિની હતી. કવિરાજે તુરત એક ઉત્તમ શ્લો

આ દુહો વાચતા સંસ્કૃત સાહિત્યના ઉત્તમ પદ્યો યાદ આવે છે.

સંપદિ યસ્ય ન હર્ષો
વિપદિ વિષાદો રણેન ભીરુત્વમ્।
તંભુવન ત્રયતિલક
જનયતિ જનની સુત વિરલમ્ ।

જેને સંપત્તિમા હર્ષ નથી અને વિપત્તિમા શોક નથી અને જેને રણભૂમિમા બીક નથી તેવા ત્રિભુવનના તિલક જેવા વિરલા સુતને માતા જન્મ આપે છે.

શ્રીયુત મગનલાલના કવિતમા આ બધો સારાંશ આબેહૂબ તરી આવે છે.

વૈરાગ્યના ઉદાહરણ તરીકે ભોજરાજાની દંતકથા આપવામા આવી છે તે વાચતાં નીચેનો શ્લોક યાદ આવે છે.

ચેતો હરાયુવતયઃ સુહૃદોનુકૂલા
સબ્દાન્ધવા પ્રણતિ ગર્ભગિરશ્ચ ભૃત્યા ।
ગર્જન્તિ હસ્તિનિવહાસ્તરલાસ્તુરગા
સંમીલને નયનયોર્નહિ કિંચિદસ્તિ

ચિત્તનુ હરણ કરનારી સ્ત્રીઓ, અનુકુળ મિત્રો, સારા સગાઓ, નમ્ર ભાષણ કરનારા નોકરો, ગર્જના કરનારા હાથીઓ અને જલદ ઘોડાઓ પણ આખો મીચાય ત્યારે તે બધું નકામુ છે.

આ શ્લોકના ચોથા પાદની પૂર્તિ ચોરે કરી પણ તે ચોરને ભોજરાજાએ લાખો રૂપીઆનું દાન કર્યુ કારણકે ચોથા પાદમા દર્શાવેલો વિચાર વૈરાગ્યના વિષયમા અમૂલ્ય મહત્ત્વ ધરાવેછે.

ભગવાન જે કરે તે ભલાને માટે જ કરે તેના ઉદાહરણ તરીકે મજુરની સુન્દર વાર્તા કેટલો સુન્દર બોધ આપે છે ? મજુર વરસાદને ઘાતકી સમજે છે પણ તેજ ઘાતકી વરસાદે તે મજુરને ચોરની રીવોલ્વરના ભયમાથી મુક્ત કર્યો છે અને તેને જીવિતદાન આપ્યુ છે તેથી ઈશ્વર જે કરે છે તે આપણા સારા માટે કરે છે. જે માણસ નિષ્કપટ અને પાપ રહિત છે તેને માટે પરમેશ્વર પોતે કાળજી રાખે છે અને

તેને પ્રભુ પોતે જ બચાવી લે છે તેવી જ રીતે નિર્દોષ મજુરને ઈશ્વરે બચાવી લીધો અને પાપી ચોરની ઈચ્છાઓ નિષ્ફળ કરી દીધી.

સમર્થ રામદાસ સ્વામીએ શીવાજી મહારાજને લખેલા પત્રનો તરજુમો આપવામા આવ્યો છે તેમાથી ઘણો બોધ લેવાનો છે. સજ્જનોનુ રક્ષણ કરવું અને દુર્જનોનો નાશ કરવો એ રાજાનો ખાસ ધર્મ છે.

परित्राणाय साधूनां
विनाशाय च दुष्कृताम् ।
धर्मसस्थापनार्थाय
संभवामि युगेयुगे ॥

સાધુઓના રક્ષણ માટે અને દુષ્કર્મ કરનારા પાપીઓના નાશ માટે અને ધર્મની સ્થાપના માટે શીવાજી મહારાજ જેવા અવતારી પુરૂષોનો જન્મ થાય છે. શ્રી સમર્થ રામદાસ સ્વામીના પત્રમા આ બધી વાત સુન્દર રીતે ટાકેલી છે

પાપ કદી છાનુ રહેતું નથી અને મોભારે ચઢીને પોકાર કરે છે તેનુ ઉત્તમ કવિત નીચે પ્રમાણે દાખલ કરવામા આવ્યુ છે.

"નહિ પાપ અધારે રહે, છાનુ કરો કે ચોકમા,
અતે પોકારી ઉઠશે, આ લોક કે પરલોકમા."

આવી રીતે ઉત્તમ વિચારોના કવિતો અને વાર્તાઓ પુસ્તકમાં એવી સારી રીતે ગોઠવવામા આવ્યા છે કે તે વાચના સચોટ અસર થાય છે જૈમિનિ ઋષિની શકા અને તે શકાનુ નિરાકરણ કરનારી વાર્તા અત્યન્ત બોધપ્રદ છે. ઇન્દ્રિયો વિદ્વાનને પણ આકર્ષણ કરીને ખેચી જાય છે

बलवानिन्द्रियग्रामो
विद्वांसमपि कर्षति ।

ઇન્દ્રિયોનો બલવાન સમૂહ વિદ્વાનને પણ ખેચી જાય છે. જૈમિનિની પરીક્ષા વ્યાસજીએ કરી અને જૈમિનિ ઝખવાણા બન્યા.

હાજી હા કરનાર ભૈયા નોકરની વાત ઘણી આબેહૂબ છે. શેઠે વંતાક વખાણ્યા ત્યારે ભૈયાએ વખાણ્યા અને શેઠે વતાક વખોડ્યાં ત્યારે

ભૈયાજીએ પણ વંતાકને વખોડયા અને પાછા શેઠે કારણ પુછ્યું ત્યારે ભૈયાજીએ સંભળાવી દીધુ કે હુ શેઠનો નોકર છું પણ વતાકનો નથી આ પ્રમાણે ખુશામતીઆ નોકરો હામા હા મેળવી શેઠને ભયકર નુકશાન કરે છે.

પુલછાબ ૨૦ મીમા જાણવાલાયક ત્રિપુટીઓનો સગ્રહ કરવામાં આવ્યો છે. આમા દાખલ કરવામા આવેલી ત્રિપુટીઓ ઘણી મનનીય છે.

સુખ વધારનારી ત્રિપુટી સદ્ગુણી સ્ત્રી, સન્મિત્રો અને સદ્વિદ્યા. આ ત્રિપુટી જેને મળી હોય તે ખરો ભાગ્યશાળી છે જેને સદ્ગુણી સ્ત્રી હોય, સારા મિત્રો હોય અને સદ્વિદ્યા હોય તેના સુખમા એકદમ વધારો થાય આરોગ્ય આપનારી ત્રિપુટી, પચતો ખોરાક, કસરત અને સ્વચ્છતા બેશક આ ત્રિપુટીનો આશ્રય લેવાથી માણસ ખરેખર આરોગ્ય બને છે અને શરીરે મજબૂત થાય છે.

આ પ્રમાણે પુસ્તકમા દાખલ કરેલુ એકે એક વાકય અને એકે એક કથા અત્યન્ત બોધપ્રદ છે. આવુ સુન્દર પુસ્તક ગુર્જર પ્રજા સન્મુખ રજુ કરવા માટે શ્રીયુત મગનલાલભાઇ પટેલનો આભાર માનવો ઘટે છે

આ પુસ્તકનુ એક વાકય અથવા એક કથા વાચી આખો દહાડો મનન કરે તો માણસનુ ઐહિક અને પારલૌકિક કલ્યાણ સાધી શકાય એમ છે. પુસ્તકની કિમ્મત અમૂલ્ય છે નાનાથી મોટા દરેક માણસને આમાથી ઉત્તમ બોધ મળી શકે એમ છે

મને ખાત્રી છે કે ગુજરાતી પ્રજા આ પુસ્તકને ઉત્તમ સત્કાર આપશે દરેકે દરેક પુસ્તકાલયમા, નિશાળમા, બોડીગ હાઉસમા અને દરેક સાહિત્યવિલાસી ઘરમા આ સાદી શિખામણનુ પુસ્તક રાખવા લાયક છે.

શ્રીયુત મગનલાલભાઈના પુરૂપાર્થને યશ મળો એવી હુ પરમાત્મા પ્રત્યે પ્રાર્થના કરૂ છુ એ જ સુજ્ઞેષુ કિં બહુના

**અમદાવાદ.** કડવા પોળ સંવત ૧૯૮૩ રામજયન્તિ

**જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ.**
એમ એ એમ એલ. સી.

શ્રીમાન્ રાવબહાદુર શેઠ કરમશી દામજી જે પી.

જન્મ
(કચ્છ અંજારમા)
સવત ૧૯૦૦

મુંબઈ
અક્ષર નિવાસ
(મુબઈમા)
સવત ૧૯૭૫ કાર્તક સુદી ૪

MONARCH P AHMEDABAD

"સત્કાર્યો માનવ હૃદયોમાં બાંધેલા
કીર્ત્તિમન્દિરો સમાન છે."

# અર્પણપત્રિકા.

સદ્ગુણાલંકૃત માન્યવર મહાશય પરોપકારી
શ્રીમાન શેઠ રાવબહાદુર **કરમશી દામજી** જે. પી.

મુકામ–**મુંબઇ.**

ભારતવર્ષમા જન્મ ધારી નીતિ, ધર્મ અને પરોપકારના સત કાર્યોમા આપે આખું જીવન વ્યતિત કર્યું છે, એટલું જ નહિ પણ આધુનિક સમયમા દાનવીર તરીકે આપ પ્રસિદ્ધ થઈ કેળવણીના અનેક કાર્યોમા આપે તન, મન ને ધનથી દીન જનોને અનહદ મદદ આપી છે. ઉદ્ધવ સપ્રદાયમા ધર્મના અનેક કાર્યો કરી સત્સગને દીપાવ્યો છે વડનાલ, ગઢડા અને અમદાવાદમા લાખો રૂપિઆનુ ખર્ચ કરી યાત્રાવાસીઓને

સુખનો માર્ગ સુલભ કરી આપ્યો છે એ સાંપ્રત સમયમાં કોઇથી અજાણ્યુ નથી. પરમાત્માએ આપને લક્ષ્મીવંત બનાવ્યા છતા તેનો લેશ પણ ગર્વ નહિ ધરતા હમેશા નિરમાનીપણું ને સરલ સ્વભાવ રાખી દીન જનો ઉપર અનહદ દયાના મહાન સદ્‌ગુણો આપનામા હમેશા ઝળકી રહ્યા જોઇ કયો હરીજન હર્ષ નહિ પામે ? નિરંતર વૈરાગ્યવૃતિ રાખી પ્રભુની ભક્તિ કરવામા તથા સાર્વજનીક પરોપકારના કાર્ય કરવામા યતકિંચિત પણ મોટાઈ નહિ રાખતા સર્વના ઉપર સમાન ભાવ રાખ્યો છે. આપના દીર્ઘાયુષી પુત્રરત્ન શ્રીમાન વિસનજીભાઇ તથા શ્રીમાન કલ્યાણજીભાઇએ ઉચી કેળવણી લઈ જનસાજમા સદ્‌ગુણની ઉચી છાપ પાડી છે. ધર્મ અને નીતિના કાર્યોમા આપને પગલે ચાલી આપના અમર નામને દીપાવ્યું છે. તેમના આશ્રયથી સદરહુ પુસ્તક જનસમાજની સમક્ષ મુકવા હુ શક્તિવત થયો છું. તે ઉપકારનો બદલો મહારાથી શુ આપી શકાય ? પણ આ નીતિ બોધક પુસ્તકમા આપનું નામ જોડી હું આલ્હાદક થાઉં છું એજ નમ્ર વિનતી.

મુ. અણહીલપુર પાટણ.
( ઉત્તર-ગુજરાત )

હું છું આપનો દાસાનુદાસ
**મગનલાલ શંકરભાઈ પટેલ,**
ના સપ્રેમ વદન.

# શ્રીમાન રાવબહાદુર શેઠ કરમશી દામજી જે. પી. નું સંક્ષિપ્ત જીવનવૃતાંત.

•

ચાલુ જમાનાની કેળવણીમા કંઈક એવી ખામી છે કે જે કેળવાયલી દુનીયાની દષ્ટીમર્યાદા વિશાળ બનાવવાને બદલે સ્વાર્થી, એકલપેટી અંદુશાઈ વૃત્તિને વધુ પોષે છે. તેઓ શબ્દોની લડતમા જેટલો સમય ગુમાવે છે, તેટલો પારકાનુ ભલું કરવામા નથી ગાળતા. આવી આલમને સન્માર્ગે પ્રેરવા માટે પરોપકારી જીવોમા ઉત્કૃષ્ટ જીવનના આદર્શો તેઓ સન્મુખ ધરવાની ખાસ જરૂર છે. પરમ ઉદ્યોગશીલ વ્યાપારી જગતમા અને ખાસ કરીને પરંપરાથી ચાલી આવેલી દાનપ્રણાલિમા મશહુર થયેલી લોહાણા જ્ઞાતીમા પરદુ:ખભંજન શ્રીમાન શેઠ કરમશીભાઇ દામજીનુ જીવનચરિત્ર ઉગતી પ્રજાને મનન કરવા જેવું છે, અને જાહેર પ્રજાને અનુકરણ કરવા જેવું છે

શેઠ કરમશીભાઇનો જન્મ કચ્છ અંજારમા સંવત ૧૯૦૦ ની સાલમા થયો હતો એમના ધર્મપરાયણ વડીલોએ નાનપણથી જ ચરીત્રનાયકને ધર્મ જીજ્ઞાસુ બનાવ્યા હતા ચરિત્રનાયકના માતુશ્રીએ સ્વામીનારાયણનો ધર્મ કુટુંબમા દાખલ કર્યો હતો શેઠ કરમશીભાઇ અને એમના બીજા બે સહોદરોને નાના નાના લઇ પિતાશ્રી દામજીભાઇ વ્યાપારાર્થે સહકુટુંબ મુબઇમા આવેલા આ અરસામા મુબઇમા સ્વામીનારાયણ સમ્પ્રદાયના સિદ્ધપુરૂષ મહાત્માનંદ આવી રહ્યા હતા. એઓશ્રી હમેશા બ્રાહ્મ મુહુર્તમા દરિએ સ્નાન કરી આવતા તેઓ આવતા કે તરત જ દાદીમાએ તૈયાર કરી રાખેલુ સીધુ બાળક કરમશીભાઈ ભક્તિભાવપૂર્વક મહાત્માને અર્પણ કરી આવતા. ધીમે ધીમે આ બાળકની ધર્મ પ્રતી પ્રીતિ જોઈ નંદ સાધુ પ્રસન્ન થયા અને પોતે આશિર્વાદ આપ્યો આ ઘડીથી ચરિત્રનાયકની ભાગ્યરેખાઓ ચળકતી ચાલી પાછળથી પોતે એ ધર્મપંથના મંદીરો માટે, મહાતૃનો

માટે અને અન્ય ધાર્મીક કામો માટે છુટે હાથે દાન આપ્યાં હતાં. મુબઇમા, વડતાલમા, ગઢડામા અને અમદાવાદમા તેમજ અન્ય સ્થળોએ તેમની એ સબધી સખાવતો સૌ કોઇ જાણે છે. સપ્રદાયની મિલ્કત સાર્વજનીક ગણાય કે ખાનગી ગણાય એ બાબત ઉભા થયેલા ઝગડામા શેઠજીને લવાદ નીમવામા આવ્યા હતા પણ અસ્વસ્થ પ્રકૃતિને લીધે તેમા પોતે સતોષકારક કામ કરી શકયા નહોતા.

પિતાશ્રી દામજીભાઇ મુબઇમા આવ્યા તે વખતે આર્થીક સ્થીતિ તંગ હાલતમા હતી. પોતે શરૂઆતમા કામાઠીપુરામાં દાણાની દુકાન નાખી કુટુબ પોષણ જેટલુ મેળવતા હતા અને પોતાના ત્રણે પુત્રોને અભ્યાસ કરાવતા હતા. આ વખતે જનરલ એસેમ્બ્લી સ્કુલને નામે ઓળખાતી હતી જે હાલમા શેઠ ગોકુળદાસ તેજપાળ હાઇસ્કુલને નામે ઓળખાય છે આ શાળામા ચરિત્રનાયકે ગુજરાતી સાથે અગ્રેજી ચાર ધોરણ સુધીનો અભ્યાસ કર્યો. તેરમે વરસે ભણવાનું છોડી વ્યાપારમા લાગ્યા આ વેળા એમના સસરા પી એન્ડ. ઓ. કંપનીનુ કામકાજ કરતા હેતા. તેમની સાથે પોતે પણ જોડાયા આ કપનીમા ચરિત્રનાયકે પોતાના બુદ્ધિ, ચાતુર્ય અને કુશાગ્રતાથી એવું કામ બજાવ્યુ કે એથી ઑાન નારાયણ વાસુદેવ દાભોલકર તથા એ કપનીના સુપ્રિન્ટેન્ડેન્ટ મી એફ ડી પારકરની પોતે પ્રીતિ સપાદન કરી. એમના દરેક કામથી સુપ્રિન્ટેન્ડેન્ટ સતોષ પામતો હતો આ કપની સાથેનો સબધ ૬૦ વરસ થયા છતા હજુ ચાલે છે. એક વિદેશી કપની હિન્દી વેપારી સાથે આટલો સમય ચાલુ સબધ રાખે એજ કમરશીભાઇની કાર્યદક્ષતાની સાબિતી છે આ સમયે ગ્રીવ્સ કોટન કુ ની નવી ઓફીસ મુબઇમા ખોલવામા આવેલી તેનું કામ પણ શરૂઆતથી જ કમરશીભાઇને સોપવામા આવ્યુ હતું. મીલોમાથી એ કપની માટે રૂ ખરીદવામા સ્વતત્ર સત્તા એમને સોપવામા આવી હતી અને આ કપનીનું મુકાદમીનું કામ પણ આજે ૫૦ વરસ થયા ચાલુ છે. પોતાના કામથી સૌને સતોષ આપી ખૂદ સર જ્યાર્જ કોટનની પણ પોતે

મમતા મેળવી હતી. આ બે ગંજાવર યુરોપીયન પેઢીઓ ઉપરાત બીજી ઘણી પેઢીઓ જોડે એમને લાબો સબંધ હતો. આ પેઢીઓમા મુબઈ બેક, ફ્રેચ બેંક, ચાર્ટર્ડ બેક, બ્રીટીશ ઇન્ડીયા સ્ટીમ નેવીગેશન કપની અને એક જાપાનીસ પેઢી યેકોહામા સ્પીટો કેશા વગેરે પેઢીઓ મુખ્ય છે. દરેક કપનીને પોતાના કાર્યથી કેટલો સતોષ આપી શકયા હશે એ માટે કંપનીઓનો ચાલુ સબધ એજ પુરાવો બસ છે. આ પેઢીઓ ઉપરથી શેઠજીને મુબઇના પોર્ટ ટ્રસ્ટનુ જોખમી કામ પણ સોપવામા આવ્યું. પ્રીન્સેસ ડોક અને વીકટોરીઆ ડોકનું સ્ટીમરોમાં વહાણોમાથી માલ ચઢાવવા ઉતારવાનું કોન્ટ્રાકટનુ કામ પણ એમને સોપાયુ. આ કામ ૩૦ વરસ સુધી અચ્છી રીતે કર્યા પછી તે પોતે છોડી દીધું દરમ્યાન સર વોલ્ટર હયુજની, સેક્રેટરી સર ફ્રેડરિક ડયુમેનની અને પોર્ટ ટ્રસ્ટના ટ્રસ્ટીઓની ખૂબ મમતા પ્રાપ્ત કરી હતી. એમના ઉમદા કાર્ય બદલ ટ્રસ્ટ તરફથી ઇનામ અને શાબાશી મળ્યા હતાં તેમજ ટ્રસ્ટીઓના બોર્ડે ચરિત્રનાયકનો આભાર માનીને બોનસ તરીકે સારી રકમ એનાયત કરી હતી. કાર્યથી કંટાળતા અને હાથ પગ હલાવ્યા વગર પગાર મેળવવાની ટેવવાળા તરૂણોએ આ ચારિત્રનાયકના જીવનમાથી જાતમહેનત અને પ્રમાણીકતા ખાસ શીખવા જોઇએ. આત્મમથન કાળમા ચારિત્રનાયકે ભારે જહેમત ઉઠાવી દરિદ્રતાની સુસ્તી ઉડાડી મુકી અને તેને સ્થાને લક્ષ્મીની રેલો ચલાવી પણ આમ કરીને પોતે કૃપણ જીવન ગાળ્યુ નથી પછી તો પોતે પરોપકાર તરફ વળ્યા જન સમાજમા પોતે એક પ્રતિષ્ટિત વ્યક્તિની ગણનામા મુકાયા અને સૌના વિશ્વાસપાત્ર તથા સલાહકાર થઇ પડયા મુબઇમાં સ. ૧૮૯૩ ની સાલમા હિન્દુ મુસ્લીમ હુલ્લડ થયુ, ત્યારે તેઓ વચ્ચે સલાહસપ જાળવવા માટે શેઠ કરમશીભાઇએ ભારે મહેનત કરી હતી મુસ્લીમ કોમના અગ્રેસર સરદાર કાસમ મીઠા અને ઉમર જમાલ સાથે મળી બન્ને કોમો વચ્ચે સલાહસપ કરાવવા માટે સૌથી પહેલી સભા બોલાવનાર શેઠ કરમશીભાઇ જ હતા. આ અપ્રતિમ સેવાની કદર બુઝી સરકારે જે. પી નો માનવતો ઇલ્કાબ

આપી તેમને નવાજ્યા હતા. તેમજ સન ૧૮૯૮ માં મુંબઇમાં પ્લેગનો ઉપદ્રવ જબરો થયો. આ વખતે આ ઉદાર ચરિત્ર પુરૂષે જાહેર પ્રજાને બહુ મદદ કરી હતી. એ સમયે ખાસ કરીને ઇનસ્પેકશનની હાડમારીઓ ઉપસ્થીત થઈ હતી, જેથી પ્રજાએ હડતાળ પાળી હતી. આવા બારીક સમયમા સર જ્યોર્જ ક્રોટન સાથે મળીને પ્રજા સાથે પોતે સમાધાની કરાવી હડતાળ ઉઘડાવી હતી. આ સેવાના બદલામા સરકારે "રાવબહાદુર" નો ઇલ્કાબ ચારિત્રનાયકને એનાયત કર્યો હતો. ઉપર દર્શાવેલા બે ઉપરાત ત્રીજો પ્રસંગ કે જ્યાં તીલક મહારાજને જેલ મળી ત્યારે લોક લાગણી ભારે ઉશ્કેરાયેલી હતી. તે વખતે પણ સૌને શાત રાખી મહાન સેવા બજાવી હતી. પોતાના સાત્વીક ધનનો પણ પોતે સદુપયોગ કર્યો છે. ગુપ્ત સખાવતો બાદ કરતા એમની ભારે સખાવતો પણ જબરી અને યોગ્ય સ્થાને વપરાએલી જોઇ શકાય છે.

મથુરાજી અને અયોધ્યામા સગવડવાળી ધર્મશાળાઓ યાત્રાળુઓના લાભાર્થે બધાવી આપી છે તેમજ નાશિકમા પોતાના નાના જમાઇ શેઠ સુરજી વીરજીના સ્મરણાર્થે સ્મશાનભૂમિમા છાયા માટે છાપરા બંધાવી આપ્યા છે કચ્છ વાઘ્રોડામા દુષ્કાળ વેળા એકલે હાથે પોતે ઘણી મદદ કરેલી છે અને એક સદાવ્રત તો હમેશનું ત્યા ચાલુ જ છે અહી પોતે એક ધર્મશાળા પણ બંધાવેલી છે. આ ઉપરાત પ્લેગ વેળા મુબઇમા હિન્દુઓ માટે પોતે દરિઆસ્થાનમા એક હોસ્પીટલ ઉઘાડી હતી જ્યા પોતે જાતે દેખરેખ રાખતા હતા.

સ્વજ્ઞાતીભાઈઓને તેમજ કચ્છથી આવતા અન્ય ઉતારૂઓને ક્વોરેન્ટાઇનના સમયમા રાહત આપવા માટે ખારેલવાડી કેમ્પ બંધાવી જ્યા ખાવાપીવાની ઉત્તમ સગવડ પોતે કરી આપી હતી આ સિવાય જ્ઞાતિની અનેક વિધવા બાઇઓને પોષણ માટે પોતે મદદ આપી છે અને અનેક વિદ્યાર્થીઓને સ્કોલરશીપ આપી વિદ્યાના ઉપાસક બનાવ્યા છે. કરાચીમા મીલ પરિષદ વેળા તેઓશ્રીને પ્રમુખ તરીકે પસંદ કરવામા આવેલ હતા પણ તબીયત બહુ લથડી જવાથી પોતે

તે જગ્યાને શોભાવવા જઇ શકયા નહોતા છેલ્લી મોટી સખાવત એ છે કે મુબઇમા ચોપાટીપર બાબુલનાથના મંદીર પાસે રૂપિઆ ચાર લાખના ગંજાવર ખરચે એક સગવડવાળું સેનીટેરીઅમ બધાવ્યુ છે. આ મકાન પોતે પોતાના હાથે જાહેર પ્રજાને અર્પણ કરવાના હતા પણ તે પુરૂ થતા પહેલા તો મૃત્યુની મહેમાની પોતે સ્વીકારી. આ "શેઠ કરસશી દામજી સેનેટેરીયમ" નો લાભ અત્યારે લોહાણા ઉપરાત અન્ય સભાવીત કુટુબો પણ લઈ રહ્યા છે. આ મકાન જાહેર પ્રજાને એક આશીર્વાદ સમાન થઈ પડયુ છે.

પોતે ઘણા જ દયાળુ અને માયાળુ સ્વભાવના હતા ગરીબ માબાપના પુત્ર પોતે શ્રીમત થયા છતા ગરીબનુ દુખ ભૂલ્યા નહોતા. હમેશા તેઓ ગરીબોનુ દુખ જોઇને બહુ દુખી થતા કાળની ગતિ વિચિત્ર છે. આખરે નાશવત જીદગાનીની છેવટ દશા આવી છેલ્લા બે વરસ થયા શેઠજીએ વ્યવહારમાંથી નિવૃત થઇ પ્રભુ ભજન કરવા માંડયુ હતું સર્વ કામ પોતાના મોટા પુત્ર શેઠ વિસનજીભાઇને તથા મોટા જમાઈ શેઠ લવજીભાઇને સોપી દીધું હતુ. દીવાળીના તહેવાર દરમ્યાન શેઠજીને તાવ આવ્યો બાદ બીજે દિવસે સવત ૧૯૭૫ મા કાર્તક સુદી ૪ ને દિને બ્રાહ્મણ મુહુર્તમા આ યશસ્વી પુરૂષે અક્ષરવાસ કર્યો પોતે પોતાની પાછળ બે પુત્ર એક વિધવા પુત્રી અને એક સહૃદયી વિધવાને મુકી ગયા છે સાથે અઢળક ધન સપત્તિ પણ છોડી ગયા છે. ગરીબોનો બેલી, લોહાણા જ્ઞાતીનો હીરો અને વ્યાપારી આલમનો આદર્શ નર સૌને શોક સાગરમા ગરકાવ કરી ૭૫ વર્ષની વયે અક્ષર-ધામમા પ્રયાણ કરી ગયા શેઠ કમરશીભાઇના વ્યક્તિગત તેમજ જાહેર જીવન ઉપર જે કાઇ કહેવામા આવ્યુ છે તે માત્ર સમુદ્રમા એક બિંદુ સમાન છે. તેઓશ્રીની કૃતજ્ઞતા, પ્રમાણીકતા, અને ઉદ્યોગ શીલતા સૌ કોઇએ જીવનમા ઉતારી સાથે ધર્મનો રગ લગાડવો શ્રેયસ્કર છે.

શેઠજી ગમે તેવા વ્યવસાયમા હોવા છતા નિત્ય કર્મ, જપ ધ્યાન. પુજાપાઠ કર્યા વિના રહેતા નહિ. એમને સગીત પણ બહુ પ્રિય હતું

એટલે દર એકાદશીએ અને મોટા વ્રત ઓચ્છવને દીવસે પોતે હાથમાં ઝાંઝ લઈ પ્રેમથી કીર્તન કરતા. વળી મોટર તથા ગાડીઓનું સાધન છતા હમેશાં પગે ચાલી ભુલેશ્વર સ્વામીનારાયણના મંદીરે દર્શન કરવા આવતા. એમના કુળ દીપક બંન્ને પુત્રો શેઠ વિશનજીભાઇ તથા કલ્યાણજીભાઇ બંહુજ મમતાળુ અને નિરાભિમાની નરરત્નો છે. તેમણે અભ્યાસ જમાનાને અનુસરતો કર્યો છે કલ્યાણજીભાઇ ઇન્ટર પાસ કરી બી એ. સુધી ચડયા પણ તબીયત નાદુરસ્ત થતાં બી. એ ની પરીક્ષા આપી શકયા નથી વિસનજીભાઈ અગ્રેજી પાચમું ધોરણ તથા ગુજરાતી પુરૂ શીખી પીતાની લાઇનમા લાગ્યા હતા. વિસનજીભાઇને બે પુત્ર રત્ન છે તેમના નામ મથુરાદાશ તથા કુંવરજી તથા કલ્યાણજીભાઇને એક પુત્ર રત્ન તથા એક કન્યારત્ન છે તેમનાં નામ તુલસીદાસ તથા ચદ્રબાળા છે તેઓ સર્વ વડીલોને પુનિત પગલે ચાલી તેમનુ સત્ય શ્રાદ્ધ કરી અધિક યશસ્વી બને એવી પ્રભુપ્રતી પ્રાર્થના છે.

# ચાહક અને સહાયક

રા. રા. પુંજાભાઇ ઇશ્વરભાઇ પટેલ,
નિવાસ ભાદરણ હાલ પાદરા.

विद्या शौर्यं च दाक्ष्यं च बलं धैर्यं
च पचमम्। मित्राणि सहजान्याहु
र्वर्त्तयंति हितैर्बुधाः ॥

વિદ્યા, શૌર્ય, ડહાપણુ, બળ તથા પાચમુ ધૈર્ય એટલાને સહેજ મિત્ર કહે છે, માટે બુદ્ધિમાન મનુષ્ય તેટલા ગુણે કરીને વર્ત્તે છે. આ જ્ઞાતિ રત્નપુરૂષનો પરીચય મને સવત ૧૯૮૦ ની સાલમા પહેલ વહેલો ભાદરણ ગામથી પત્રદ્વારે થયો હતો. ત્યારથી તેમને રૂબરૂ મળવાને માટે મને તીવ્ર ઇચ્છા થઈ હતી કારણ કે વિનાસ્વાર્થે અન્ય જ્ઞાતિબંધુને આશ્રય આપવાનો મહાન ગુણ તેના પવિત્ર અ ત કરણમા વાસ કરી રહ્યો હતો પોતે સાધારણ સ્થિતિમા હોવા છતા અન્યને મદદ કરી સુખી કરવાના મહાન સદ્ગુણથી આધુનિક સમયમા તેઓ દીપી નિકળ્યા છે. સાધારણ કેળવણી છતા તેઓને હમેશા વિદ્યાનુ વ્યસન હોવાથી પોતાની નિવૃતીનો વખત હમેશા વાચનમા વ્યતિત કરે છે. તેમનો જન્મ સવંત ૧૯૫૭ ના આશ્વિન માસની ધનત્રયો દશીને રોજ થયો હતો તેમની માતુશ્રી સવત ૧૯૫૮ ની સાલમા સ્વર્ગવાસી થવાથી માતાનુ સુખ મેળવવાને ભાગ્યશાળી થયા ન હોતા તેમના પીતાશ્રીની માતુશ્રીના આશ્રય નીચે તેઓ ઉછર્યા હતા. વડોદરામા પહેલા વર્ગની સ્કુલમા યોગ્ય ઉમર થતા ગુજરાતી છઠ્ઠા ધોરણ સુધી તેઓએ અભ્યાસ કરી ત્યાની હાઇસ્કુલમા અગ્રેજી ભાષાનો અભ્યાસ કરવા દાખલ થયા હતા તેમણે પાચમુ ધોરણ પસાર કર્યુ હતુ; પરન્તુ આગળ અભ્યાસ વધારવામાં તેમની આર્થિક સ્થિતિ સારી નહિ હોવાથી અભ્યાસ છોડવાની તેમને ફરજ પડી હતી મુબઇની રાઇલી બ્રધર્સ કુપનીમા રૂા ૩૦ ના માસિક પગારે તે સમયે જોડાણા પરન્તુ પોતે ઉદાર વૃત્તિના હોવાથી મુબઇનુ ખર્ચ પુરૂ નહિ પડવાથી

તેમની ઇચ્છા સ્વતંત્ર ધંધો કરવાની થઈ એટલે તે વખતે તેમણે દુધની દુકાન કરી તેમા પેદાશ ખર્ચ ઉપડે તેટલી થતી પણ દૈવયોગે ત્યાનું પાણી તેમને માફક નહિ આવવાથી પાછા ઘેર આવી સરકારી મકાનો બાંધવાનો ધંધો પોતે શરૂ કર્યો તેમા પ્રભુ ઇચ્છાથી ઘણા જ ફતેહમંદ થયા હતા અને હાલમા બરોડા સ્ટેટમા તથા રેલ્વેમા તેઓ કંટ્રાક્ટર છે અને પોતાના પ્રમાણિકપણાથી અમલદાર તથા રૈયતની સારી પ્રીતિ મેળવેલી છે પોતે નિરાભિમાની તથા અન્યના દુખે દુખી થનાર સજ્જન પુરૂષ છે પોતે સાધારણ સ્થિતિમા છતા તેમનું મન એક મોટા અમીર જેવું ઉદાર છે. હજીસુધી તેઓ ધનવાનની પંક્તિમા ગણાયા નથી પણ પરોપકાર વૃત્તિમા બહુ જ આગળ વધેલા છે જો પરમાત્માએ તેને લક્ષ્મિનો યોગ આપ્યો હોત તો ખરેખર તેમના હાથે પરોપકારના અનેક કાર્યો દૃષ્ટિગોચર થાત! પોતે ગુપ્ત દાન કરવામા મોટું પુણ્ય સમજે છે અને વખતો વખત ગુપ્તદાન આપી પોતાના મનમા અત્યંત આનંદ માને છે વળી વિશેષ ખુશી થવા જેવું એટલુ જ છે કે પોતાના સત્ કાર્યોનુ વર્ણન તેમના મોઢે કોઈ કરે તો તે વાતને પોતે પસંદ કરતા નથી ધન્ય છે એવા વિર નરને! તેણે ગુપ્ત દાનમા લગભગ રૂ. ૧૦૦૦ કર્યા હશે તે તેમની સ્થિતિના પ્રમાણમા વિશેષ ગણાય! પરમાત્માની કૃપાથી શરીરસંપતીમાં તથા કુટુમ્બીક સુખમા તેઓ સુખી છે તેમનો ન્હાનો ભાઇ આફ્રિકામાં વેપારી લાઇનમા સારી સ્થિતિમા છે તેમના પિતાશ્રી હયાત છે અને તેઓ વખતો વખત તેમને મદદ આપે છે તેમની સાત્વિક વૃતિ તથા માતાપીતાપરનો અનહદ પ્રેમ તથા ભક્તિ એક દાખલા રૂપ છે. પોતે ધર્મના કાર્યમા હમેશા તન મન ને ધનથી મદદ કરનારા છે. એટલું જ નહિ પરન્તુ સ્વજાતિ બંધુની ઉન્નતિ માટે તેમના બહુજ ઉચ્ચા વિચારો છે. પરમાત્મા તેમને દીર્ઘાયુષી કરો ને તેમના ધંધામાં તેમને યશ મળો કે જેથી તેમના હાથે પરોપકાર ને ધર્મના અનેક કાર્યો થાય આ પુસ્તક છપાવવાને માટે પોતે ઉત્સાહથી મને યોગ્ય મદદ આપી કૃતાર્થ કર્યો છે તેમના માટે હું સદાને માટે તેમનો ઋણી છું.

# સાદી શિખામણ પુસ્તક બીજા વિષે આવેલા અભિપ્રાયો.

(૧)

**બ્રહ્મનિષ્ઠ મહાત્મા શ્રી નથુરામ શર્માનો અભિપ્રાય.**

"સાદી શિખામણ" નામના તમે પ્રગટ કરેલા પુસ્તકમા તમે લોકોપયોગી કવિતાઓનો, નાની વાર્તાઓનો ને ઉપયોગી શ્લોકાદિના ભાષાન્તરનો સારો સગ્રહ કર્યો છે એ પુસ્તક વાચવાથી સાધારણ સમજવાળા મનુષ્યો પણ તેમાંથી પોતાના ઉપયોગમા આવે એવું ઘણું શીખી શકશે. આ પુસ્તક અવકાશના સમયમા વાચવાથી વાચનાર મનુષ્યના મનને આનદ સાથે ઉપયોગી બોધ મળી શકશે.
**બોરીવલ્લી.** મહા સુદ ૩ શનિવાર.

(૨)

**રાવ બહાદુર હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા.**
( વડોદરા ) નો અભિપ્રાય

**સાદી શિખામણ પુસ્તક બીજું.**

રા મગનલાલ શકરભાઈ પટેલ લાબી મુદતથી સાજ વર્તમાનમાં સાદી શિખામણનો લેખ લખતા આવ્યા છે. એ લેખો હુ ધ્યાન પૂર્વક વાચુ છુ, કેમકે તેમા સાદી નહિ પણ ઉત્તમ શિખામણો આપેલી હોય છે લેખક પોતે જે ગદ્યમા લેખ આપે છે તે કરતાં વિશેષ મહત્વ તેમા ટાકેલી કવિતાઓમા હોય છે. મહાત્માઓ, ભક્ત કવિઓ અને તત્વજ્ઞાનીઓની કવિતા બહુ અસરકારક અને આકર્ષક જોવામા આવે છે પટેલે તુલસીદાસ, કબીર, અખો વગેરેની જેમ કવિતા લખી છે તેમજ તેમણે દલપતરામ જેવા અન્ય કવીઓની સુદર કવિતા તથા કાઠિયાવાડમા ગવાતા દુહા અને સોરઠાઓનો પણ

સમાવેશ કર્યો છે. આવા નીતિ અને ધર્મને લગતા પુસ્તક આબાલ, વૃદ્ધ, ગરીબ, તવગર અને સ્ત્રી પુરૂષોએ પોતાના ખાતાની ઉન્નતિ અર્થે જરૂર વાચવા જોઇએ.

વડોદરા
તા. ૧૫-૨-૨૭. } **હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા.**

(૩)

**ગુજરાતી પંચ** ( અમદાવાદ ) તા. ૨૬ મી ડીસેમ્બર ૧૯૨૬.

"સાજ વર્તમાનમા" દર શનિવારે પ્રસિદ્ધ થતા આ વિષયને પુસ્તક રૂપે છાપવામા આવ્યો છે મનુષ્યને ગ્રહણ કરવા જોગ નીતિ, ધર્મ વિગેરેને લગતા મહા પુરૂષોના વચનો, દષ્ટાંતો, કવિતાઓ વિગેરે આ પુસ્તકમા આવેલા છે.

**બે ઘડી મોજ** ( મુબઇ ) તા. ૫ મી ડીસેમ્બર ૧૯૨૬.

ગુજરાતી ભાષામા નીતિ રીતીના પાઠ શીખવે, સદાચાર અને લોક વ્યવહારના માર્ગને વ્યક્ત કરે એવા શિખામણવાળા પુસ્તકોની સંખ્યા બહુ જ ઓછી છે એવા પુસ્તકોની અનિવાર્ય જરૂર ગુજરાતી વાંચનાર વર્ગ પીછાણે છે પરન્તુ એવું સાહીત્ય પીરસનાર કયા છે ? રા. મગનલાલ શંકરભાઇ પટેલે સાદી શિખામણ નામક પોતાના પુસ્તકમા બાળ, યુવાન અને વૃદ્ધ સૌને નીતિ જ્ઞાન આપે એવા સુદર સુબોધ આપતા લેખો પિરસ્યા છે. અમને આશા છે કે દરેક વાચક એ પુસ્તકને પોતાના ઘરમા વસાવશે.

(૪)

**સૌરાષ્ટ્ર** ( રાણપુર-કાઠિયાવાડ ) તા. ૮-૧-૨૭.

દેશી અને પરદેશી લેખકોના લેખમાથી તેમજ લૌકિક ઉકતીઓમાથી તારવેલા આ ઉપદેશ વચનો જીદગીના અનેક પ્રદેશોને સ્પર્શે છે.

(૫)

**પ્રજાબંધુ** ( અમદાવાદ ) તા. ૧૬-૧-૨૭

સાજ વર્તમાનમા અવારનવાર "સાદી શિખામણ" ના મથાળા હેઠળ વચનામૃતો છપાય છે તે વચનામૃતોનો કેટલોક ભાગ પુસ્તક રૂપે સંગ્રહકર્તાએ પ્રસિદ્ધ કર્યો છે આ તેનું બીજું પુસ્તક છે.

વિશાળ વાંચન ઉપરથી ઉપયુક્ત અને આકર્ષક લાગે તેવા ફકરાઓ, કાવ્યો, ઉતારાઓ કાગળ પર ટપકાવી લેવાની કેટલાક ખંતીલા વાંચકોને ટેવ હોય છે. પરન્તુ તેનો સદુપયોગ કરીને પુસ્તક રૂપે પ્રસિદ્ધ કરવાનો યત્ન વીરલ જ કોઈ કરે છે રા મગનલાલે આ પુસ્તક પ્રસિદ્ધ કરીને પોતાના વાચનનો સદુપયોગ કર્યો છે. તેમા વિદ્યા, જ્ઞાન, બોધ અને સંસારીક શિખામણની અનેક પ્રકીર્ણ શાખાઓ આવી જાય છે. એકંદર રીતે પુસ્તક ગમે તે પાનેથી વાંચવા માડતા પણ મન તેમાં ખેચાઇ રહે તેવા બોધક પ્રસગો અને ઉખ્યાણા તેમા ભરેલાં હોઇ ઓછું ભણેલાઓને પણ ઉપયોગી થઇ પડશે પુસ્તક ૨૬૦ પૃષ્ટનું છે. સોનેરી પાકા પુઠાથી બાધેલું છે અને મુલ્ય રૂા ૩) રાખ્યુ છે.

( ૬ )

સર રમણભાઇ મહીપતરામ નાઇટ. બી. એ. એલ. એલ. બી. ( અમદાવાદ ) તા. ૨૮–૧–૨૭.

રા. રા. મગનલાલ શંકરભાઈ પટેલ તમારો તારીખ ૨૪–૧–૨૭ ના પત્ર સાથે "સાદી શિખામણ"નુ પુસ્તક બીજુ મોકલ્યુ તે પહોચ્યું છે તે માટે ઉપકાર માનું છું. એ પુસ્તકમા દેશ દેશની સ્થિતિ વિષે પ્રવર્તમાન કહેવતો લખી છે તેથી તે પુસ્તક સાદી શિખામણ કહેવાય નહિ. તેમજ જે વિવેચન પુસ્તકમા લખ્યુ છે તે સમજવું અઘરૂં છે માટે તે પુસ્તક સાદી શિખામણ કહેવાય નહિ એ મારો અભિપ્રાય છે.

રમણભાઈ મહીપતરામના નમસ્કાર.

( ૭ )

રા. રા. નરભેરામ જમીયતરામ મહેતા માજી આસિ. પોલીટીકલ એજંટ સાહેબનો અભિપ્રાય.

કોઇ કોઈ વેલા સાજ વર્ત્તમાનમાં હું સાદી શિખામણ વાચતો ત્યારે મને એમ ઇચ્છા થતી કે આ અમુલ્ય ભારે શિખામણ પુસ્તકના આકારમાં બહાર પડે તો સારૂ તે ઇચ્છા અનાયાસે રા. મગનલાલ શંકરભાઈ પટેલે પાર પાડી છે. તેઓએ પોતાના બહોળા વાચનનો

લાભ અન્ય જિજ્ઞાસુને આપી સ્વાર્થ સાથે પરમાર્થ સાધ્યો છે. તે ખાતે તેમને જનસમુહ તરફથી ધન્યવાદ આપવામા આવે છે, જાત જાતના પુષ્પો જેમ બને તેમ એકઠા કરી એક હાર ગુંથ્યો છે તે ખાતેનો શ્રમ અને ખત પ્રસશા પાત્ર છે. જે ભાગ મારા વાચવામાં આવે છે તે બીજો છે અને પહેલો તથા ત્રીજો થોડા વખતમા બહાર પડવાથી વિશેષ આનંદ થશે. વાક્યો તથા દષ્ટાંતોની પસંદગી ઉત્તમ રીતે કરી છે. આ પુસ્તકની કદર કેળવણી ખાતાએ કરવાની હાલના જમાનામા ખાસ આવશ્યકતા છે. અને જેમને પોતાના બાલબચ્ચાનું કલ્યાણ કરવું હોય તેમણે તો જરૂર આ પુસ્તક ઘરમા રાખવું જોઇએ તા. ૯–૨–૨૭.

( ૮ )

નડીઆદ અનાથ આશ્રમ મંત્રી તરફથી ( નડીયાદ ) આપે અનાથ બાલકોને ઉપયોગી થાય તેવી શિખામણનો સંગ્રહ કરી પુસ્તક રૂપે પ્રસિદ્ધ કરી મોકલી આપી જે સહાય કરી છે તે બદલ આભાર માનીએ છીએ. અને આ પુસ્તક જન સમાજને પણ ખરેખર ઉપયોગનું જ છે એમ ઇચ્છીએ છીએ એ જ વિનંતી.

( ૯ )

"પ્રભાત" તા. ૨૬–૨–૨૭ ( અમદાવાદ ) સાદી શિખામણ એક અવલોકન.

તમે સાદી શિખામણનું પુસ્તક જોયુ' આ પ્રશ્ને મ્હને એ પુસ્તક તરફ જોવાની ફરજ પડી. પુસ્તક હાથમા લીધા પછી તેને પુરૂ કર્યા વગર પાછુ કેમ મુકવું આ પણ એક પ્રશ્ન થઇ પડયો.

મી. મગનલાલ શંકરભાઈ પટેલે આવું અદ્વીતય પુસ્તક બહાર પાડી ગુજરાતના ઉપર અનહદ ઉપકાર કર્યો છે. શ્રી મગનલાલ કહે છે તેમ આ લખાણ તેમનું નથી પણ સુંદર બગીચેથી સુંદર પુષ્પો વીણી એનો સુંદર ગજરો બનાવવાનું કામ તેમણે કર્યુ છે, એટલે એ પુષ્પો વચ્ચે ગુંચવાયેલો દોરો તેમનો છે. આવા પુસ્તકની આપણને

જરૂર હતી, છે. જોઇએ, એ શબ્દો જે જે આ પુસ્તક વાચે છે, તેમનો મુખમાથી સહેજે નીકળી જાય છે. મિ. મગનભાઇએ ભલે પોતાનું આમા કંઈ ન ઉમેર્યું હોય પણ જે જે આપણને પીરસ્યું છે તે જોઇ તેમના જ્ઞાનની પીછાન થઇ ગયા વગર રહેતી નથી.

( ૧૦ )

સાંજ વર્તમાન  રાજ વર્તમાનના દર શનિવારના અંકમા પ્રગટ થતી "સાદી શિખામણ" જેણે જેણે વાચી છે તેમની તો એમ જ ખાયસ હતી કે આ બધી શિખામણો એકસામટા પુસ્તક રૂપે છપાય? ઘણાની આવી શુભેચ્છા મી. મગનલાલભાઇએ પુરી કરી ગુજરાતી લખતા વાચતા દરેક ભાઇબેન ઉપર ઉપકાર કર્યો છે. મહાન્ પુરૂષોના વચનામૃતોની કીંમત તેમના ગયા પછી જ અંકાય છે. મહાન પુરૂષો તેમના પાછળ પોતાની મધુરવાણીથી વદાયેલાં થોડી સખ્યા જ મુકતા જાય છે, જગત તે શબ્દો પછીથી સંભારે છે આવા શબ્દો કે વાક્યો સંભારવા માટે પણ કોઇની જરૂર હોય છે જે શ્રી મગનભાઇએ આ વાકયની સત્યતા સમજાવી છે અને એથી જ આવા ઉત્તમ વેદ વાકય સમાન વચનામૃતોનો ગુચ્છ ભેગો કર્યો છે. આ ઉત્તમ સાહિત્ય એકઠું કરવામા શ્રી મગનભાઇને શો શ્રમ પાડયો હશે? કેટલા પુસ્તકો ઉથામવવા પડયા હશે? જો આ બધુ આપણે ફકત જરાજ વિચારીએ તો જરૂર એટલુ તો કહેવાઈ જાય કે ધન્ય છે? શ્રી મગનભાઇ કોઈ મહાન લેખક વ્યક્તિ નથી પણ જુના વિચારક અને મુસદ્દી કારભારી છે. કાઠિયાવાડના ઘણા રાજ્યોમા તેમની જીંદગીનો ઘણો સમય ગયો છે. આવા રાજ્યકીય બંધનો છતા પણ તેમનાથી થોડીક શુભ પળોએ પોતાનું મુસદ્દીપણું આવા કાર્યોમા ખર્ચી જીંદગીનું સાફલ્ય કર્યુ છે, અને મુસદ્દીપણાને ઔર કેળવ્યું છે. આ પુસ્તકની પ્રસ્તાવના કડી પ્રાન્ત એ. ઈ. શ્રી ગોકળદાસ મથુરદાસ શાહે લખી પુસ્તકને અને શ્રી મગનલાલભાઇને અચ્છો ન્યાય આપ્યો છે. વિદ્વાનોના વચનો રૂપી પુષ્પોને એકઠો કરી એક વિદ્વાને ગજરો બનાવ્યો તેને

ઓળખવાનું કાર્ય પણ શ્રી. ગોકળદાસભાઈ જેવા વિદ્વાને કરી પુસ્તકને ઓર ઝળક આપી છે. તેમજ તેમનુ નિવેદન વડોદરા ધારાસભાના ભૂત પૂર્વ સભ્ય શ્રી વિદ્યાશંકર વકીલે લખી શ્રી. મગનલાલભાઇને અને પુસ્તકને ઓપ ચડાવ્યો છે. પુસ્તક રા. બ. ફીલાચંદ દેવચંદ જે. પી ને અર્પણ કરી મગનભાઈ જનસમાજ આગળ ધરે છે.

ગુજરાતના ઘેર ઘેર આ પુસ્તક જાય અને દરરોજ સવારે કે સાંજે તેમાથી થોડીક લીટીઓ જો કુટુંબમાં વંચાય તો શ્રી. મગનલાલ-ભાઇના કાર્યને આપણે આવકાર આપ્યો કહેવાય અને તેમના વધુ કાર્યને પોત્સાહન મળે પ્રભુ તેમને યશગામી કરે.

( ૧૧ )

જામે જમશેદ મુંબઇ–કપડાના પુઠામા બાધેલું સોનેરી નામ સાથનું આસરે અઢીસે સફાનુ આ પુસ્તક મી. મગનલાલ શંકરભઈ પટેલે બહાર પાડયું છે. અને તે રા. બા. ફીલાચંદ દેવચદને અર્પણ કરેલું છે. કર્ત્તાને પોતાના વાચન દરમીયાન જે કાંઈ સારૂ ને ઉપયોગી મલતું ગયુ તેનો ભેગો સંગ્રહ કરીને તે આ પુસ્તકના આકારમા બહાર પાડયો છે. પહેલા પ્રકરણમા શ્રદ્ધાથી શું થઇ શક તે દર્શાવ્યું છે તે પછીના પ્રકરણોમાં જુદી જુદી ઉપયોગી શિખામણની બાબતો રસીલી ભાષામાં આપેલી છે અને તેમા નાની વાર્ત્તાઓ તથા દોહરાઓ ઉમેર્યા છે. અવારનવાર ઘડી ચપકો ફુરસદ મળતા થોડાંક પાનાં વાંચ્યાથી વાચનારને આ પુસ્તકમાથી કાંઇ નવું જાણવાનું અને બોધ લેવાનું મળે એમ છે. પુસ્તકની કીમત ત્રણ રૂપીઆ છે.

( ૧૨ )

ચેતન–( અમદાવાદ ) સાદી શિખામણ એ નામનું અતિ ઉપયોગી અને નીતિ વાચન પુરૂ પાડનારૂં પુસ્તક લખી શ્રી. મગનલાલ શંકરભાઈ (પાટણ) એ સમસ્ત ગુજરાત ઉપર ઉપકાર કર્યો છે. આપણી ન્યાતમા પણ આવા લેખક છે એ આનંદની વાત છે, શિષ્ટ વાચનના શોખીનો એ જરૂર વાચશે.

( ૧૩ )

નવ ગુજરાત (વડોદરા) સાદી શિખામણ પુસ્તક બીજું સંગ્રહ કરનાર મગનલાલ શંકરભાઈ પટેલ. આ. ૧ લી ૧૯૨૬. સંગ્રહકર્તાએ મહાત્માઓની પ્રસાદીરૂપ સાદી શિખામણો તુલસીદાસ, નિષ્કુળાનંદ, બ્રહ્માનંદ, કબીર, વિવેકાનંદ, શામળભટ્ટ, ભોજો ભક્ત, પ્રવીણસાગર, સોક્રેટીશ, પ્લેટો, હક્સ્લી, ઇમરસન વિગેરે પ્રાચીન અર્વાચીન મહાપુરૂષોના ગ્રંથોમાથી ચુટી કાઢી વાચકવૃંદના કર કમળમા મુકી છે. પહેલુ પુસ્તક પ્રસિદ્ધ થતા પહેલા બીજુ પુસ્તક બહાર પડયુ છે તેથી કદાચ કેટલાકને આશ્ચર્ય લાગશે પણ સંગ્રહકર્તાએ તે સંબધમા પોતાનો જે ખુલાસો આપ્યો છે તેથી વાચનારને સતોષ થશે સગ્રહ કે જે ખંત અને ચીવટાઈથી કર્યો છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે.

( ૧૪ )

મે. રા. રા. રાવબહાદુર ગોવિંદભાઇ હાથીભાઇ નાયબ દીવાન સાહેબ વડોદરા એ પુસ્તકમા જે બોધ વચનનો સગ્રહ કરેલો છે તે ઘણો સારો છે અને વાચનારને ઘણો બોધ મળે એમ છે. આશા છે કે પુસ્તકનો સારો ફેલાવો થશે અને આપે તૈયાર કરવામા લીધેલી મહેનતનો બદલો આપને મળશે

( ૧૫ )

રા. રા. વકીલ જીભાઇ કહાનજીભાઈ (પાટણ) વિ આપના તરફથી "સાદી શિખામણ" એ નામનું પુસ્તક મળ્યુ આ પુસ્તક પ્રગટ થવાની જાહેરાત વાચી ત્યારથી તો વાંચવાની ઘણી ઇત્તેજારી હતી, તે ઇત્તેજારી હવે પૂર્ણ થઇ છે. પુસ્તક વાચીને મને જે સતોષ થયો છે તે આપને જણાવવાની મ્હારી ફરજ હું સમજુ છુ.

આપે આવું સાદુ ને સરલ ભાષાનું ઘણી બાબતોના બોધરૂપ પુસ્તક પ્રગટ કરીને જનસમાજ એક ઉપયોગી સેવા બજાવી છે. આ પુસ્તકમા લખેલી શિખામણો અને દૃષ્ટાંતો માણસ સમજપૂર્વક વાચે અને તે એક વખત પણ ફરી વિચારે તો ખરેખર આ પુસ્તક

સંસારયાત્રાની મુસાફરીમાં એક સારા ભોમિયાની ગરજ સારનાર થઇ પડે એમ મને લાગે છે. હું તો વાચીને ઘણોજ ખુશી થયો છું. અને આ પુસ્તક મ્હારા એક સ્નેહીને ભેટ મોકલવાની ઇચ્છા થઈ છે તો તેની એક કોપી મોકલાવવા મેહેરબાની કરશોજી તા. ૨૮-૩-૨૭.

લી આપનો

**જીભાઇ કહાનજીભાઇ વકીલ.**

( ૧૬ )

સાહિત્ય-( વડોદરા ) સાદી શિખામણ પુસ્તક બીજું સંઘરનાર મગનલાલ શંકરભાઇ પટેલ ગુગડી દરવાજે પાટણ કીમત રૂ. ૩ સાંજ વર્તમાનમા અવાર નવાર છપાયેલા લેખોનો આ સંગ્રહ સહેજે ચિત્ત હરી લે કારણકે એમા બોધ વચનો સાથે દ્રષ્ટાંતો આપેલા છે તે શિખામણોને માફક પ્રકરણોમા ગોઠવેલી છે. ઉપોદ્‌ઘાત ભાઇ ગોકલદાસ શાહે લખ્યો છે. વાચે તો બધા એમાથી કેટલાક યાદ પણ રાખે; પરન્તુ ઘણા થોડા વાચનનો લાભ બીજાને આપે છે. આ સંગ્રહમાનો મોટો ભાગ દુનિયાના નામીચા લેખકોમાથી કરેલા ઉતારાએ રોકેલો જણાશે; પરન્તુ એ ઉતારા પાછળ રહેલું વિશાળ વાંચન અને મનન, એમની તારવણી કરવા પાછળ પડેલો શ્રમ ને વાપરેલો વિવેક એ બધાનો વિચાર કરીએ તો જ સંઘરનારની સેવાની પીછાન થઇ શકે.

( ૧૭ )

અમરેલી તા. ૯-૫-૨૭.

મહાત્મા શ્રી મુળદાસ સ્વામીજીની જગ્યાની ગાદીવાળા મહંત શ્રી ઓધવદાસજી ગુરૂશ્રી મોતીરામજી મહારાજ લખે છે કે,-તમારા પુસ્તકો સાદી શિખામણના ભાગો વાચનારને માટે પારસમણીને કલ્પતરૂ રૂપ છે. સુબોધક પ્રસાદ તે પુસ્તકમાથી મળે છે દરેક સ્થળે રાખવાથી શણગાર રૂપ બને તેમ છે. આવા પુસ્તકો છાપવા બદલ આપને વારંવાર ધન્યવાદ આપુ છુ. × × ×

( ૧૮ )

"પ્રગતિ" (મુંબઈ તા ૨૨–૫–૨૭) ભાઈબિંધ સાંજ વર્તમાનના દર શનિવારના અંકમા સાદી શિખામણો આજ દશ દશ વર્ષોથી છપાતી આવી છે. આ શિખામણો પુસ્તકના રૂપમા બહાર પડી છે. આનો પહેલો ભાગ પ્રકાશમા આવ્યો નથી, પરન્તુ બીજો ભાગ બહાર પડી ગયો છે અને ત્રીજો ભાગ છપાવવા માટે આપી દીધો છે. રા. મગનલાલ શંકરભાઇ પટેલ આ શિખામણોના સંગ્રહકર્તા છે. આ પુસ્તકમા મહાત્માઓની પ્રસાદી આપેલી છે, ભાષા સરળ છતા વિચારો ઉત્તમ ને મનનીય છે. સામાન્ય જનસમુહ માટે આવા પુસ્તકોની ઘણી જરૂર છે. પુસ્તકની કિંમત ત્રણ રૂપિઆ છે. પુસ્તક જોતાં ત્રણ રૂપિઆ કોઇપણ રીતે વધુ નથી, પુસ્તકની પ્રસ્તાવના કડી પ્રાંત વિદ્યાધિકારી રા ગોકળદાસ શાહે લખી છે નિવેદન વડોદરા રાજ્ય ધારાસભાના માનસભ્ય વકીલ વિદ્યાશંકરભાઇએ લખ્યું છે. આવી રીતે પુસ્તકને વધારે રોનકદાર અને આકર્ષક બનાવ્યું છે.

( ૧૯ )

અમદાવાદ (તા ૨૩–૫–૨૭) લી. શાહ કાન્તીલાલ નાથાલાલના જેગોપાળ વાચશો આપનું બીજુ પુસ્તક વાંચતા મને તેમજ મારા મિત્રોને ઘણોજ આનંદ થયો છે. આવી રીતે પ્રભુ આપને સદા તમારા કાર્યમા વૃદ્ધિ આપે તેવી આશા રાખું છું મારૂ નામ ત્રીજા પુસ્તકમા નોંધી લેશો

( ૨૦ )

પ્રતાપ (સુરત તા ૪–૬–૧૯૨૭) મી. મગનલાલ શંકરભાઇ પટેલ (પાટણ–ઉત્તર ગુજરાત) તરફથી ઉપરોક્ત પુસ્તક સમાલોચનાર્થે મળ્યુ છે. દૈનિક "સાંજ વર્તમાન" પત્રમા આ શિખામણો નિયમિત આવતી તેનો આ પુસ્તકમા સંગ્રહ કર્યો છે. નાના નાના વાક્યોમા સચોટ ઉપદેશ મળી આવે છે કવિઓ, મહાત્માઓ, લેખકો અને સંતોના સુંદર અને બોધદાયક વચનો એકત્ર કરી પ્રજા સમક્ષ રજુ કરવામા આવ્યા છે કર્ત્તાનો આ પ્રયાસ અભિવંદનીય ગણાય. પુસ્તકની છપાઇ અને દેખાવ સરસ છે. કિંમત રૂા. ૩–૦–૦.

## ચેતન

દર પુનેમે નિયમિત રીતે બહાર પડતું કડવા પાટીદાર જ્ઞાતિના પ્રશ્નોની ચર્ચા કરતું માસિક મગાવો વાર્ષિક લવાજમ ફક્ત રૂ. ૨).

લખો, વ્યવસ્થાપક " **ચેતન** "
વસતાવાસ કોચરબ રોડ **અમદાવાદ.**

## નિરાશ થશો નહિ!!

ગયેલી મરદાઇ પાછી મેળવવાની ઉગ્ર ઇચ્છાથી અનેક દવાઓ કરી કંટાળી જઇ નિરાશ થયા હો તોપણ આપ જરૂર અકસીર

# અનંગ પ્રભા યાકુતી

મંગાવી સેવન કરો આ દીવ્ય યાકુતી વીર્યવિકારના દરેક દરદો અજબ રીતે નાબુદ કરે છે, ઢીલી પડેલ નસોમા પુરતી તાકાત આપે છે, શરીરની તથા મગજની દરેક નબળાઈ દુર કરે છે તથા સંસાર સુખ ભોગવવાને અશક્ત થયલાઓને પણ ખરી તાકાત આપી નવું જીવન બક્ષે છે

**કીંમત ગોળી ૩૦ ની શીશી ૧ ના રૂ. ૧૦) દશ**

## કંદર્પ સંજીવન તેલ.

પુરૂષના ગુહ્ય ભાગની દરેક ખામીઓ આ તેલ લગાડવાથી એકદમ નાબુદ થઈ ખરી મરદાઇ પ્રાપ્ત થાય છે.

**તોલા ૧ ની શીશી ૧ ના રૂ. ૧૦)**

## રમણ વિલાસીની વટીકા.

સ્થંભન કરનાર અકસીર દવા **કીં. ડબી ૧ નો રૂ. ૧) એક**

**રાજવૈદ્ય નારાયણજી કેશવજી.**

હેડ ઓફીસ-જામનગર, (કાઠીયાવાડ) બ્રાન્ચ-૩૯૩,કાલબાદેવીરોડ,**મુંબઈ.**

દરેક ગામમા એજંટો જોઇએ છીએ. પાટણમાં એજન્ટની તરતમા જરૂર છે. નિયમો સરળ છે.

આયુર્વેદની અપૂર્વ ફતેહ
લાખો માણસોથી પ્રશંસા પામેલી પ્રખ્યાત
આંતકનિગ્રહ ગોળીઓ
નિરુત્સાહ અને નિરાશ બનેલા નબળાઈમા ફસેલાઓને તંદુરસ્તી, તાકાતવાળા તથા દીર્ઘાયુષી કરે છે.
કિંમત ગોળી ૩૨ ની ડબી એકનો રૂપિયો ૧ એક.
વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી,
જામનગર—કાઠીયાવાડ.
જાહેર ખબર.
વાંચો! ખેતીવાડીનાં ઉપયોગી પુસ્તકો!! મગાવો!!!
(૧) બગીચાનું પુસ્તક ... ... ૨ ૦ ૦
(૨) ખેતીવાડીના ધંધાઓની પૈસા કમાવાની કુંચી (તમામ જાતના ખાતરની હકીકત સાથે) ૧ ૮ ૦
(૩) ગાય, ભેંસ, બળદ, બકરા વિગેરે ઉછેરવાની તથા ઘી, દુધ વધારવાની રીત અને તેમના દરદોના ઉપાય ૧ ૮ ૦
(૪) નવાણ અને તેના પાણીનો ઉપયોગ કરવાના સાધન ૧ ૮ ૦
(૫) જમીન, ખેડ અને તેના હથીઆર ઓજાર ૧ ૪ ૦
(૬) રેવન્યુ અને ખેતીવાડી આબાદ કરવાની અમારી અનુભવી સુચનાઓ ... ... ૧ ૦ ૦
(૭) ખેતીવાડીની પાઠમાળા પ્રથમ ભાગ ... ૦ ૮ ૦
(૮) ખાડ બનાવવાની રીત ... ... ૦ ૮ ૦
(૯) રેશમના કીડા ઉછેરવાની તથા કેતકીનુ વાવેતર કરી રેશમ બનાવવાની રીત .. ... ૦ ૬ ૦
(૧૦) "ખેતીવાડી વિજ્ઞાન" માસિક વાર્ષિક લવાજમ ૧ ૮ ૦
વિશેષ હકીકત માટે લખો
દુલેરાય છોટાલાલ અંજારીયા, લાંબડી—કાઠીયાવાડ.

# આ પુસ્તક વિષે સાક્ષરોના અભિપ્રાયો.

▪

૬૫૦, અમૃતલાલની પોળ ખાડીયા અમદાવાદ. તા. ૧૫-૫-૨૭.

મે. સાહેબ,

આપના તરફથી "સાદી શિખામણ" પુસ્તક ત્રીજાના ફરમા મળ્યા છે. તે હું ધ્યાનપૂર્વક વાંચી ગયો છું. મહા પુરૂષોના સિદ્ધાંતો જીવનમા કેટલીક વાર સુત્રરૂપ થઇ પડે છે આપે તે એકઠા કરીને છપાવવા માંડયા છે અને તે જ દિશામા આ ત્રીજો પ્રયાસ છે તે જોઈ મને અત્યંત હર્ષ થયો છે. આપના વિશાળ વાચનમાથી અવનવી વાનીઓ આપે સાદી અને સુંદર ભાષામા પીરસી છે અને સાથે સાથે દૃષ્ટાંતો પણ આપ્યા છે તે વાચતા "ચંદ્રકાંત" જેવા ઉત્તમ ગ્રંથની શૈલીનું ભાન થાય છે. પ્રભુ આપના કામમાં ફતેહ આપો.

લી. આપનો

**ગૌરીશંકર મોતીરામ ભટ્ટ, બી. એ.**

•

એડવોકેટ મુંબઈ ધારાસભાના સભાસદ સાહેબ મુ. મુંબઈ.

સાદી શિખામણ વાચી. કર્ત્તાએ આ પુસ્તકમા જુની શિખામણોને નવે અને આકર્ષક સ્વરૂપે રજુ કરી છે. આશા છે કે આ પ્રયત્નથી કર્તા શિખામણો લોકપ્રિય કરવાના દુઃસાધ્ય કામમા સફળ થશે.

**મુંબઈ,**
તા. ૨૭-૫-૨૭.
મલબારહીલ.

**કનૈયાલાલ માણેકલાલ મુનશી,**
બી. એ. એલ. એલ. બી. એડવોકેટ.

ટીંબા, તા. ૨૯–૫–૨૭.

પ્રિય સજ્જન,

આજ કેટલાક વખતથી 'સાંજવર્તમાનમાં સાદી શિખામણ' પ્રગટ થઇ ગઇ છે અને થાય છે, તેને પુસ્તકના રૂપમાં પ્રગટ કરવાની આપની ઇચ્છા પ્રશંસનીય છે. સાહિત્યના બહોળા ક્ષેત્રમાં, રસિક જનોને આ પુસ્તકમા કંઇક અજબ રસ પ્રાપ્ત થઇ શકે તેમ છે. દુહાઓ, કાવ્યો, ટુંકી વાર્તાઓ, ટુચકા, વિગેરેનું ઉમેરણ કરી અને કેટલીક અનુભવસિદ્ધ દિવ્ય પ્રસાદી પણ આ પુસ્તકમાં પ્રગટ થઇ છે; રસજ્ઞ વાચકોને આ પુસ્તક સંગ્રહ કરવાની અમો ખાસ ભલામણ કરીએ છીએ.

લી. હિતેચ્છુ

**શાન્તીલાલ નાથજીભાઇ શાહ,**

તંત્રી "યુવક."

# દરેક કુટુંબમાં વાંચવા લાયક પુસ્તકો.

| | રૂ. આ. પા. |
|---|---|
| રાસમાળા ભા. ૧ ભા. ૨ (સચિત્ર) દરેકના | ૫–૮–૦ |
| બાદશાહ મારકસ ઓરેલીયસ એન્ટોનિનસના સુવિચારો | ૨–૦–૦ |
| ગુજરાતી કહેવતો | ૪–૦–૦ |
| નણંદ કે બ્હેન અથવા વિદ્યારૂપી વાડી | ૦–૧૨–૦ |
| નિબંધ કરમાળા ભા. ૧, રૂ. ૦ા= ભા, ૨, ૦ાા= ભા ૩ | ૧–૪–૦ |
| સામુદ્રિક દીપ | ૧–૪–૦ |
| દેવાંગના (નાટક) | ૧–૪–૦ |
| મહાદેવ ગોવિંદ રાનાડેનું જીવન ચરિત્ર | ૧–૧૨–૦ |
| શીશુ સદ્બોધમાળા ભા. ૧, ૨, ૩ (દરેક) | ૦–૬–૦ |
| અનંગ ભસ્મ | ૦–૮–૦ |
| શ્રી કૃષ્ણ અને ભગવદ્ગીતા | ૧–૦–૦ |
| ગુજરાતી–બંગાળી શિક્ષક | ૩–૦–૦ |
| આર્ટ ઓફ વિવીંગ ( વણકર વિદ્યા ) | ૦–૧૨–૦ |
| ત્રીજી સાહિત્ય પરિષદનો રીપોર્ટ | ૨–૦–૦ |
| પાંચમી ,, ,, ,, | ૩–૦–૦ |
| ફિરસ્તા કૃત ઇતિહાસમાંથી ગુજરાતના સુલતાનો | ૧–૦–૦ |
| પ્લેટોકૃત ફીડ્રસ | ૧–૪–૦ |
| સૃષ્ટિની ઉત્પતિ | ૦–૧૪–૦ |
| સંદેશીકા | ૧–૦–૦ |
| રજની | ૦–૧૨–૦ |
| નવલરામ કૃત ઇંગ્લાંડનો ઇતિહાસ | ૧–૮–૦ |
| પ્રમુદ–વિણા | ૧–૮–૦ |
| મોગલ સંધ્યા | ૨–૦–૦ |

# શાહી શિખામણ.

## પુસ્તક ત્રીજું.

### ફુલછાબ પહેલી.

ઈશ્વર સ્તુતિ.

**ભુજંગી છંદ.**

દયા રાખીને જ્ઞાનનું દાન દીધું,
કરી દૃષ્ટિ સંકષ્ટને નષ્ટ કીધું,
છુટું પાપથી મેલશે આપ છોડી,
નમું વિશ્વના નાથને હાથ જોડી.
જરાએ ક્રિયાથી નથી તે અજાણ્યો,
પુરા પંડિતોએ પતી જે પ્રમાણ્યો,
બિજાં તે વિનાથી બધી પ્રીત તોડી,
નમુ વિશ્વના નાથને હાથ જોડી.

**દોહરો.**

નમુ વિશ્વના નાથને, વળી વળીને બહુ વાર;
જેણે ઝાઝી જુક્તિથી, સરજ્યો સારસંસાર.

## સમૃદ્ધિ પામવાનું મૂળ શું ?

ધૃતરાષ્ટ્રે એક વખતે વિદુરજીને પૂછ્યુ કે, સમૃદ્ધિ પામવાનું મૂળ શુ' તે આજ તમે મને વિસ્તારથી કહો. આથી વિદુરજીએ કહ્યુ કે ઉદ્યમી થવું, વિનયથી ચાલવું, ધૈર્ય રાખવું, સ્મરણશક્તિ રાખવી, વિચારશક્તિ રાખવી અને વિચારીને કાર્ય કરવાની હમેશા ટેવ રાખવી.

## કાર્યની સિદ્ધિ મહાત્મા પુરૂષોના સામર્થ્યમાં જ રહેલી છે.

અગસ્ત્ય મુનીને પરીવારમા મૃગો જ હતા, જન્મભૂમિ ઘડો હતો., વસ્ત્ર ભોજ પત્રના હતા, નિવાસ વનમા હતો અને ભોજનમા કદમૂળ જ હતા તોપણ તેમણે આખા સમુદ્રને અંજલીમા લઈ લીધો હતો માટે કાર્યની સિદ્ધિ મહાત્મા પુરૂષોના સામર્થ્યમા જ રહેલી છે પણ આસપાસના સાધનોમા રહેતી નથી.

## સંપતિનો રોગ.

સપતિનો રોગ એવો અદ્દભૂત છે કે કાનના છીદ્રને બહેરા કરી નાખે છે, વાણીને મૌન કરી દે છે, નેત્રને અધ કરે છે અને ગાત્રની લાકડીને વિકારી કરી મુકે છે.

## વિધાતાએ રાજાનું બનાવેલું શરીર.

ઇદ્ર પાસેથી પ્રભુતાને, અગ્નિ પાસેથી પ્રતાપને, યમ પાસેથી ક્રોધને, કુબેર પાસેથી ધનને અને રામ અને કૃષ્ણ પાસેથી પરાક્રમ લઇને વિધાતાએ રાજાનુ શરીર બનાવેલું છે

## લક્ષ્મિરૂપ વેલાના ફળો વિષે.

આધુનિક સમયમા કેટલાએક મુઢ લોકો લક્ષ્મિરૂપી વેલના મુળની આશામાજ કેવળ મગ્ન રહે છે, કેટલાએક તેની શાખાઓથી સબધ રાખે છે, કેટલાએક તેની છાયાને પ્રાપ્ત કરે છે, કેટલાએક તેના પાદડા ઉચ્ચાનિચા કરે છે અને કેટલાએક તેના ફુલ હાથમા લે છે અને કેટલાએક માત્ર તેની સુગધીને જ પ્રાપ્ત કરે છે પણ

અફસોસ છે કે તે મુઢ લોકો તે વેલના ફળને (દાનને તો) જોવાનું પણ મન કરતા નથી.

### સત્ય સુખ ક્યાંઇ છેજ નહિ.

ઉપનિષદમા એમ વાર્તા છે કે જયગીવ રૂષીને દશ મહાકલ્પનું જ્ઞાન હતુ તેને અટવયરૂષિએ એક વખત પૂછ્યુ જે, "તમને દશ મહાકલ્પનુ જ્ઞાન છે તે તમે ક્યાસુધી સુખ દીઠુ તે મને કહો." ત્યારે તેમણે એમ કહ્યું જે "મે તો સર્વત્ર દુઃખજ દીઠુ છે પણ સુખ તો ક્યાયે દીઠુંજ નથી."

### પતિવ્રતા સ્ત્રીને પતિ એજ પ્રભુ છે.

પતિવ્રતા સ્ત્રીએ પોતાના પતિનેજ પ્રભુ સમજવો જોઇએ કારણકે પતિથીજ તેનું કલ્યાણ થાય છે પતિવ્રતા સ્ત્રીઓને જો પરપુરૂષનો સગ થાય તો સહેજવારમા તેનુ પતિવ્રતાપણુ નાશ થાય છે. તેના અનેક દૃષ્ટાતો શાસ્ત્રોમા મોજુદ છે શુક્રાચાર્યની પુત્રી દેવયાનીકચના સ્વરૂપને જોઈ તથા જમદગ્નિની ભાર્યા રેણુકાએ ચિત્રરથને જોઈ પોતાનુ અમુલ્ય પતિવ્રતાપણુ ક્ષણવારમા ગુમાવ્યું હતુ માટે જે પતિવ્રતા સ્ત્રીઓ છે તેને દેવ, દૈત્ય, મનુષ્ય એ આદિકથકી પોતાનો પતિ તે અધિક છે ને જે પતિવ્રતા સ્ત્રી પોતાના પતિને પ્રભુ ગણી હમેશા સેવા કરે છે તે આલોક ને પરલોકમા વન્દનીય ગણાય છે.

### મોટી શિક્ષા કઇ છે?

દોષિતોપર દયા રાખો, દયા શિક્ષા મોટી છે,
પાપી માટે પસ્તાવો, ને શ્રેષ્ઠ ક્ષમાની સોટી છે.

### સુખદુઃખમાં સમાન રહેવા વિષે.

સુખ સમયમા છકી નવ જાવુ,
દુઃખમા ન હિમત હારવી,
સુખદુઃખ સદા ટકતા નથી,
એ નીતિ ઉર ઉતારવી.

## પુરૂષાર્થવાદીની માન્યતા.

ભણ્યા વિના કદી પંડિત થવાતુ નથી, તેમ મહેનત વિના કાંઈ મળી શકતુ નથી. દૈવ કાર્ય કરનારો છે એ વાત પુરૂષાર્થવાદીઓ કદી પણ માનતા નથી

## ખોટો સ્નેહ.

જગત નાશવંત છે, જોતા જોતા નાશ પામે એવું છે એવા નાશવંત જગતમા ખોટો સ્નેહ રાખી " મનુષ્ય જન્મ ખોઈ નાખવો " એવા જેવું મૂર્ખપણું બીજુ એકે નથી.

## સંતોષી પુરૂષ સર્વને પ્રીય છે.

જેમ પાકેલી કેરી સુંદર અને સ્વાદિષ્ટ છે અને સર્વને વહાલી લાગે છે તેમ આ જગતમા સંતોષવંત પુરૂષ પણ સર્વને વહાલો લાગે છે અને તેની સ્તુતિ કરવા યોગ્ય છે. જ્યા સંતોષ છે તેને ઉત્તમ લાભ થયો છે કેમકે તેના પવિત્ર અંતઃકરણમા કોઈ પણ પ્રકારની ઇચ્છા રહેવા પામતી નથી " સંતોષીને ઝાઝા માન, સંતોષી શોભે વપુવાન " એ શામળ કવિનું વાક્ય ખરેખર સત્ય પડે છે.

## સૌરાષ્ટ્રના પાંચ રત્ન.

પંચ રત્ન સોરઠ વસે, અશ્વ, નદી ને નાર,
સોમનાથ ચોથા વસે, વળી હરીનો દ્વાર.

## અવગુણ ન લેવા બાબત.

અવગુણ ઉર ધરીયે નહિ, જ્યમ બાવળનુ ઝાડ,
સુળ ન એની છાયમા, માટે લઇએ પાડ.

## પ્રીતિ.

દીપક પ્રભાવ દેખે, તોપણ તેમા પતંગ જઈ પડતો;
પરિણામે તે પોતે, નિજકાયનો વિનાશ ઝટ કરતો.

## દારીદ્રતામાં અત્યંત દુઃખ છે.

દારિદ્ર અને મરણ એ બેમાથી મરણ ઉત્તમ છે કારણકે મરણમાં અલ્પ કલેશ છે અને દરિદ્રતામાં અત્યંત દુ:ખ રહેલું છે.

## હણનાર કોણ કહેવાય?

હસ્તો પણ નૃપ હણશે, સ્પર્શ કરંતો કરીવર પણ હણશે;
દુર્જન માન દીયંતા, ફુંકતો ભુજંગ તો હણશે.

## સંપત્તિનો યોગ થતાં ગુરૂનું માન રહેતું નથી.

સંપતિને અગ્રે, જયમ જયમ પુરૂષ જઈ ચડશે.
તે જો નહિ વિવેકી, તો તે ગુરૂને લઘુ કરીને ગણશે.

## ભાટ બ્રાહ્મણનો પ્રસંગ.

ભાટ બ્રાહ્મણનુ લાકડું, વણપેસાર્યું પેશે:
કહ્યું હોય ચોરે આવજો, તો ઘેર આવીને બેશે.

## સ્વર્ગની ઉપર કોણ છે?

રાજા છતા ક્ષમાવાન અને દરિદ્રતા છતા દાન કરનારો એ એ પુરૂષો સ્વર્ગની પણ ઉપર રહેનારા છે.

## શોધ કરનારને જ સર્વે સાંપડે છે.

શોધ કર્યાથી સાપડે, નહિ નસીબ આધાર,
શોધ કર્યાથી સાપડયા, આગગાડી ને તાર.

## દામની મહોટાઇ.

દામ ઉગારે દેહને, જો કોપ્યો હોય દેવ;
હું બલિહારી દામડા, સમરથ તુજ સદૈવ.
દુશ્મન સરખા વશ કર્યા, પરનારી વશ થાય;
જેની ગાઠે દામડા, તેને શી ચિંતાય.
રૂપ સ્વરૂપ સૌં દામડો, સુલક્ષણો સૌ એહ;
દમડા માગે દેવ જ્યમ, દાદુર માગે મેહ.

## કારભારીને કલમનો સુબોધ.

કાન ચઢી કલમ, કારભારીનકુ સાન દેત,
કર્યો માન મેરે તો, નફો હઇ બહુતેરોસો;

આય પહેલોકપર, લોકો સર્યો ન કાજ,
તો તે સબ લોક કહે, ફોક જગ ફેરેસો·
ચાહોગે કુચાલ તો, પરોગે જગ જાલ માહે,
આજ કળી કાલ ખ્યાલ, બાજીગર કરોસો:
પાહી અધિકાર ના કરોગે ઉપકાર ઓર,
કહુ બારબાર તો અતે કારો મુખ મેરે સો.

## ભોજરાજાનો વૈરાગ્ય.

ભોજરાજા એક વખત પોતાના સુદર રાજમહેલમાં પોતાની રાણી સાથે વિલાસ કરી રહ્યા હતા તે વખતે પોતાના નશ્વર સુખોની યાદી આવવાથી દેહાભિમાન લાવી બોલવા લાગ્યા કે.

અહા ! મારે સ્ત્રીઓ અત્યંત સુંદર છે ! મિત્રો પણ અનુકુળ છે, બાંધવો સારા છે, નોકર લોકો પ્રેમ ભરેલી વાણી બોલે છે, અનેક હાથીઓ અને ચપળતાવાળા ઘોડા મારા રાજ્ય દરબારમા શોભી રહ્યા છે. અરે આ વખતે મારા જેવો કોણ ભાગ્યવાન ને સુખી છે ! એટલું બોલતા તે નિદ્રાદેવીને સ્વાધીન થયો. એટલામા એક બ્રાહ્મણ તેના મહેલમા દુર્બલાવસ્થાને લીધે ચોરી કરવા આવ્યો, તો રાજાના મહેલમા સામી દીવાલપર સીસાપેનથી લખેલા ઉપલા શબ્દો તેની દૃષ્ટિએ પડયા. આવનાર બ્રાહ્મણ બહુ જ વિદ્વાન હતો તેથી તેના મનને બહુ જ ક્ષોભ થયો અને પોતાના મનમા વિચાર કરવા લાગ્યો કે આ રાજાને ગર્વ થયો છે અને તેથી નાશવત ને ક્ષણિક ખોટાં સંસારી સુખોને વખાણે છે માટે તેને કાંઈ બોધ આપુ એમ ધારી પોતાના ખીસામાથી પેનસીલ કાઢી તે બોલોની નીચે પોતે લખ્યુ કે, " હે રાજા તે જે સુખનુ વર્ણન કર્યું છે તે તારી આંખો મીચાયે તને સુખ આપનારા નથી, એ તો જીવ લેનાર મૃગજળ છે. " આટલુ લખી ચાલતો થયો સવારે રાજાની દૃષ્ટિ આ નવા બોલોપર પડતા રાજાને પોતાની અજ્ઞાનતાનુ ભાન થયુ ને તે બ્રાહ્મણને બોલાવી તેને પારિતોષીક આપ્યુ.

કાંઈ ધનનો ચરૂ દેખાણો હશે ! એટલે તે ધનની આશાથી નદીના પુરમાં પડી તણાતો મહામહેનતે બીજે કાંઠે જ્યા પોતાનો ભાઇબંધ બકરા ચરાવતો હતો તેના પાસે આવ્યો એટલે તેના ભાઇબંધે કહ્યું કે " કાલે ટાટા કોની તરફ ટોળશું ". આ સાભળી તે બહુ જ દીલગીર થયો અને પોતાના ભાઇબંધને કહેવા લાગ્યો અરે મૂર્ખ ! તારે આ વાત કરવી હતી તો સામે કાંઠેથી બોલ્યો હોત તો હું સાભળી શકત ! મને તે વિના કારણે દુખી કર્યો ! ત્યારે તે બોલ્યો કે ભાઈ ! વખતે ખેતરના ધણી ખેડુતો સાભળે તો આપણને નુકશાન થાય તે માટે મે તને આહિ બોલાવ્યો હતો. જગતમા ઘણા માણસ ન્હાની વાતને મોટું સ્વરૂપ આપી ઘણા માણસોને કામ વિના હેરાન કરે છે માટે મુર્ખની ભાઇબિંધી કદી પણ કરવી નહિ કારણકે તેમા જીવનું કોઈ વખતે જોખમ થાય છે.

## ખોટામાંથી સાચું.

સ્વામિ વિવેકાનંદજીને એક વખતે એક મુંઢ મનુષ્યનો સમાગમ થયો ત્યારે સ્વામિ તેના ઉપર અનુકંપા કરી કહેવા લાગ્યા કે, અરે ભાઇ ! તુ કાંઈ કર્મ કરે છે કે નહિ ? ત્યારે પેલા મુઢ માણસે હાથ જોડી સ્વામિને વિનંતી કરી મહારાજ ! કર્મમા હું સમજું નહિ મને તો લાડવા ખાવા મળે તો બહુ સારૂં ! મારાથી કદી પણ સત્ કર્મ બની શકે એમ નથી ! પછી સ્વામિજીએ કહ્યું કે હું તને એક સંસારસાગર તરી જવાને માટે ઉપાય બતાવું છુ કે તારે હંમેશા એક વખત "જુઠું" બોલવું જે દિવસ જુઠું ન બોલાય તે દિવસે તારે ઉપવાસ કરવો. આ મુઢ માણસને જુઠું બોલવાના મહાત્માના આપેલા નિયમથી સત્ય આખર ઓળખાણુ ને તે મહા કર્મવાદી થયો એટલે કેટલીક વખતે ખરાબ આચરણથી પણ મનુષ્ય સત્ રસ્તે ચડી જાય છે

## સંત પુરૂષો સોના જેવા છે.

મહાત્માઓ એમ કહે છે કે, જે ભક્તો છે, જે સજ્જનો છે,

જે મહાજનો છે અને જે આગળ વધેલા માણસો છે તેઓ સોનાના વાસણ જેવા છે એટલે કદી સોનાનું વાસણ બગડી જાય, ફુટી જાય કે ભાગી જાય તો પણ તે કાંઈ સોનાની કીમતમાથી જતું નથી.

## ભક્તિ વિષે.

સત્સંગમા જ અને સારા કામોમાજ પોતાની જીંદગી ગાળવી તેનું નામ ભક્તિ છે.

## સમો કાળને ખાય છે.

ઘર બાળે ઘર ઉગારે, ઘર રાખે ઘર જાય:
એક અચંબા એસા દેખા, જો સમા કાલકું ખાય.

## ઉદ્ધવજીની માંગણી.

ઉદ્ધવજી ભગવાનના ભક્ત હતા. એક વખતે તેણે પ્રભુ પાસે એવી માગણી કરી કે હે દીનદયાળુ પ્રભુ તમે પતિતપાવન અને અધમ ઉદ્ધારણ છો. ગોપીઓની રજ જે ઠેકાણે પડી હોય તે સ્થળે મને વૃક્ષનો દેહ આપજો તો તેથી મારૂં અહોભાગ્ય હું સમજીશ.

## શ્રીમંત થવાની આશા.

જો તમને શ્રીમંત થવાની આશા હોય તો તમારી જાતનો અને તમારી આવશ્યકતાનો અભ્યાસ કરો. તમને એ ઉપરથી જણાશે કે કોટયાવધી લોકોને પણ આજ આવશ્યકતાઓ છે. સૌથી વિશેષ બીનજોખમી કાર્ય હમેશા મનુષ્યની પ્રધાન આવશ્યકતાઓની સાથે સંબંધ ધરાવે છે.

## ભાવી પ્રજા કોનું સ્મારક રાખે.

જે માણસ સંસ્કૃતિને ઉન્નત કરે છે તે ભલેને એક પાઈ વિના મરણ પામે તોપણ ભાવી પ્રજા તેનુ સ્મારક બંધાવશે.

## પૈસા વિનાના શ્રીમંતો.

રામકૃષ્ણ પરમહંસ, રામતીર્થ, ભર્તૃહરી, ગોરખ ગૌરાંગ, જ્ઞાનેશ્વર, તુકારામ એ સઘળા પૈસા વિનાના શ્રીમંતો હતા.

## પતિવ્રતાની દ્રઢતા.

સજ્જન મેરે એક તું, અવર ન દૂજો હોય;
જો સજ્જન દૂજો કરૂં, તો કુળ ઊથલ્લ હોય.

## જીવ અને જગદીશ વિષે.

ક્યાં જીવ ક્યાં જગદીશ, જાણો જુજવી એની રીત છે રે,
મર આપીએ સો સો શિષ, તોયે વણ મળ્યાની વાત છે રે,
ક્યાં કીડી કરીએ મેળાપ, ભેળો થાવા ભારે ભેદ છે રે,
ક્યાં પૂર્ણ પુરૂષોત્તમ આપ, ક્યાં જીવ જોને બહુ કેદ છે રે.
અતી અણ મળ્યાનું એહ, મળવું માયીક અમાયીકને,
તે તો દયા કરી ધરી દેહ, આવે ઉદ્ધારવા અનેકને રે,
તહીંએ થાય એનો મેલાપ, જ્યારે તન ધન ધરે નાથજી રે,
કહે નિષ્કુળાનંદ આપ, ત્યારે મલાય એને સાથજી રે.

## હું મનોમય પુરૂષ નથી.

અહંતા એ સર્વ બંધનોનુ મુળ છે. પરંતુ મનથી નીચે જે અચેતન ભૂમિકાઓ આવી રહેલી છે, તેમા તેની પ્રથમ ઉત્પત્તિ થએલી હોય છે ત્યા પણ પ્રાણ શક્તિ જ અહંતાને ટકાવી રાખે છે. એટલા માટે મનોમય પુરૂષને કામનામય દેહમાથી છુટો કરી સર્વ માનસિક ક્રીયાઓને જોવાનો અભ્યાસ કરો. રાગ, દ્વેષ, હર્ષ, શોક, સુખ દુઃખ, આવેશ, ક્રોધ, ભય વિગેરે અનુભવનાર " હું મનોમય પુરૂષ નથી " એવો અનુભવ કરો. આંતર જીવનને સાક્ષીરૂપે જોનાર પુરૂષ છેવટ અધિષ્ટાતા અને વિભુ થાય છે.

## સારાં કર્ત્તવ્ય ન કર્યા હોય તેને શોક થાય છે.

સંસારમાં જન્મ લેવો, મોટા થવું, કર્ત્તવ્ય કરવું અને પછી ચાલ્યા જવું એમા શોક શાનો? સારા કર્ત્તવ્ય ન કર્યા હોય તેનેજ મર્ણ વખતે શોક થાય છે પણ આ મૃત્યુલોકમા જન્મ ધરીને જેણે સત્ કર્ત્તવ્ય કરેલ હોય તેઓને તો અવસાન વખતે પ્રભુના દરબારમા જતાં અતિ હર્ષ થાય છે.

## સુજ્ઞ મનુષ્યો પણ વખતે ગાંડા થાય છે.

પુટ, ક્રોધ, શિશુ, મુકુર, પ્રીયા, ભજન, નિશાદુઃખફાગ;
હોત શિયાને બાવરે, નવકોર ચિત્ત લાગ.

ભાવાર્થ ચોપાટ રમતા ક્રોધ ચડે ત્યારે, બાળકને રમાડતાં દર્પણમા મોહ જોતી વખતે, સ્ત્રી પાસે ભજનમા ગુલ્તાન થાય ત્યારે, નીશો ચડે ત્યારે, આપત્કાળ પડે ત્યારે ને ફાગણ માસમા હોળીના ફાગ બોલતી વખતે ડાહ્યા માણસો પણ ગાડા થઇ જાય છે.

## ગરજના સૌ ગુલામ છે.

ગરજહી અર્જુન હીજડે ભયે, ગરજહી ગોવીદ ધેન ચરાવે,
ગરજહી દ્રૌપદિ દાસી ભઇ, ગરજહી ભીમ રસોઈ પકાવે;
ગરજ બડી ઈન લોકનમે, ગરજ બીના આવે ન જાવે,
કવિ ગગ કહે સુનો શાહ અકબર, ગરજહી બીબી ગુલામ રીઝવે.

## અવિચળ યશ શાથી પમાય ?

અખિલ જગ હિતાર્થે, કાર્ય સારા કરીને,
અવિચળ યશ પામો, દેશદેશે ફરીને.
કરશો તમે ના કોણ કરશે, કાર્યો દેશોદ્ધારના,
જુઓ બધે શું થઇ રહ્યુ છે, હાય હિંદુસ્થાનમાં.
એક નેકને એક ટેકથી, કરો એકતા કેરૂ પાન,
રગરગમા સત્યાગ્રહ રેડી, જય જય બોલો હિન્દુસ્થાન.

## મહાત્મા તુલસીદાસજીની પ્રસાદી.

આસન દૃઢ અહાર દૃઢ, સુમંતિ જ્ઞાન દૃઢ હોઈ;
તુલસી બિના ઉપાસના, બિન દૂલહકી જોઇ.
રામચરણ અવલમ્બ બિનુ, પરમાર્થ કી આસ;
ચાહત બારિદ બુંદ ગહિ, તુલસી ઉડન આકાસ.
સ્વારથ પરમારથ સકલ, સુલભ એકહી ઓર;
દ્વાર દૂસરે દીનતા. ઉચિત ન તુલસી તોર.
સંપતિ સકળ જગત્તકી, સ્વાસા સમ નહિં હોઈ;
સો સ્વાસા તજી રામપદ, તુલસી અલગ ન ખોઈ.

કોટી વિઘ્ન સંકટ વિકટ, કોટી શત્રુ જો સાથ;
તુલસી બળ નહિ કરી શકે, જો સુદ્રષ્ટ રઘુનાથ.
લગન મહૂરત યોગબળ, તુલસી ગનત ન કાહિ;
રામ ભયે જેહી દાહિને, સબૈ દહિને તાહિ.
હોઈ અધીન યાચે નહી, સીસ નાઈ નહિં લેય;
એસે માની માગ નહિં, કો બારિદ બિનુ દેય.
માન રાખિઓ માંગિઓ, પિય સૌ સહજ સનેહુ;
તુલસી તીનૌ તબ ફબૈ, જબ ચાતક મત લેહુ.
રામરામ રટિઓ ભલો, તુલસી ખતા ન ખાય;
લરિ કાઈ તે પૌરિઓ, ધોખે હુ બૂડિ ન જાય.
તુલસી અપને રામ કહં, ભજન કરહુ નિરસંક;
આદિ અંત નિર્બાહિઓ, જૈસે નવકો અંક.
તુલસી સંત સુઅબુ તરૂ, ફુલિ ફલહિ પરહેત;
ઇતિતે યે પાહન હનત, ઉતતે વે ફલ દેત.
પ્રેમ બૈર અરૂ પુણ્ય અઘ, યશ અપયશ જયહાન;
બાત બીજ ઈન સબનકો, તુલસી કહહિ સુજાન.
તૌ લગિ યોગી જગતગુરૂ, જો લગિ રહત નિરાશ;
જબ આશા મનમેં જગી, જગગુરૂ યોગીદાસ.
ઉરગ તુરગ નારિ નૃપતિં, નર નીચો હથિયાર:
તુલસી પરખત રહબ નિત, ઈનહિંન પલટત બાર.
શિષ્ય સખા સેવક સચિવ, સુતિય સિખાવનુ સાચ;
સુનિ કરિએ પુનિ પરિહરિય, પર મનરંજન પાચ.
દીરઘ રોગી દારિદી, કટું બચ લોલુપ લોગ,
તુલસી પ્રાન સમાન જો, તરૂ ત્યાગિ એ યોગ.
બહુ સુત બહુ રૂચિ બહુ વચન, બહુ અચાર વ્યવહાર;
ઇનકો ભલો મનાઇબો, યહ અજ્ઞાન અપાર.
સહિ કુવાસ સાસતિ અસમ, પાય અનટ અપમાન:
તુલસી ધમ ન પરિહરહિ તે વર સન્ત સુજાન.
તુલસી અસમયકે સખા, સાહસ ધર્મવિચાર,

સુકૃત સીલ સુભાવ ઋજુ, રામચરન આધાર,
રાગ રોષ ગુન દોષ કો, સાખી હૃદય સરોજ,
તુલસિ વિકસત મિત્ર લખિ, સકુચત દેખી મનોજ.
ખગ મૃગ મીત પુનીત કિય, બન હું રામ નયપાલ:
કુનય બાલિ રાવણ ઘરહિં, સુખદ બંધુ કિય કાલ.
તુલસી જો કીરતિ ચહહિં પર કીરતિકો ખોઈ,
તિનકે મુહ મસિ લાગિ હૈ, મુયે ન મિટિ હૈ ધોઇ.
નીચ ચગ સમ જાનિયે, સુનિ લખિ તુલસીદાસ;
ઢીલી દેત મહિગિરિપરત, ખૈંચત ચઢત અકાશ.
સૂર સમર કરની કરહિં, કહિ ન જનાવહિ આપ,
વિદ્યમાન રિપુ પાઈ રન, કાયર કરહિં પ્રલાપ.
હૃદય કપટ બર વેષ ધરી, બચન કહે ગઢિ છોલી,
અબકે લોગ મયૂર જ્યો, કયો મિલિયે મન ખોલિ.
અમિય ગારિ ગારેઉ ગરલ, નારિ કરી કરતાર.
પ્રેમ બૈરકી જનનિ યુગ, જાનહિં વિધિ ન ગંવાર.
તુલસી અપને આચરન, ભલો ન લાગત કાસુ,
તેહિ ન બસાત જો ખાત નિત, લહસુનહૂ કી બાસુ.
મુખિયા મુખસો ચાહિયે, ખાનપાનકો એક,
પાલૈ પોસૈ સકલ અંગ, તુલસી સહિત વિવેક.
હિત પુનિત સબ સ્વારથહિ, અરિ અશુદ્ધ બિનુ જાડ;
નિજ મુખ માનિક સમદસન, ભૂમિ પરે તે હાડ.
તુલસી હમસો રામ સો, ભલો મિલો હૈ સૂત,
છાંડે બનૈ ન સંગ રહે, જ્યો ઘરમાહિ કપૂત.
વ્યાધા બધો પપીહરા, પરો ગંગજળ જાય,
ચોચ મૂંદિ પીવૈ નહિ, જલ પિયે મો પન જાય.
સુનત લખત શ્રુતિ નયન બિનુ, રસના બિનુ રસ લેત;
બાસ નાસિકા બિનુ લહૈ, પરસૈ બિના નિકેત.

## પુલછાબ ત્રીજી.

### પ્રવાસીનો પત્ર.

નાસીપાસ થવાનુ કશું જ પ્રયોજન નથી, પ્રયત્ન કરનાર કશુ જ ગુમાવતો નથી, દેખીતી રીતે નહિ, તો સૂક્ષ્મ રીતે પણ કાંઈ નહિ ને કાંઈ નવું પામે છે જ, તુ આ નથી સમજી શકતો? સમય સાધી થોડી વાર એકલો થા, મનને શાત કર, સ્વસ્થ કર, અને સ્થિર થા. પછી સમાધિસ્થ થઇને ભિતર ભાગમા સૂક્ષ્મ ચક્ષુથી જો—દુ ખના વાદળામા રૂપેરી દોરો નથી જણાતો? વિશુદ્ધ ભાવના, આત્મશ્રદ્ધા, અને પવિત્ર સત્વને શા સારૂ ત્હારા પોતાના (પૂર્ણ) કરતો નથી? એ ત્રિપુટી વડે શા સારૂ લોકોને ત્હારામા ખેચતો નથી? લોકોમા તું ખેચાય એ નબળાઈ કોની?

છો લોકો ભૂડું લવે, છો સસારમાં વાકડું પડે, ત્હારે લોકોને પૂછીને પગલા ભરવાના છે? ત્હારે લોકરૂચિને માન આપવાનુ છે? ત્હારે લોકોના વ્હાલા બનવાનુ છે—પ્રભુના સતાનોના નહિ, લોક એક બાજૂ છે, આપણે બીજી બાજૂ છીએ (જોકે પરિણામે તો સઘળા એક જ છીએ) અને તેથી જ ભાઈ! "ભૂલી જતા શીખો" સ્વાશ્રયે, એક પગે અડગ ઉભા રહેતા ટેવાઓ મનુ બાલકે રચેલી સ્વસૃષ્ટિમા મનુ બાલકનો ડર શા સારૂ? ડર રાખો પ્રભુનો—પ્રભુરચિત સૃષ્ટિને માન આપી એમા વસનારાના, અને કર્યા જાવ આરભેલું અનુકરણીય—પવિત્ર કાર્ય, વ્હાલામા વ્હાલા પરમાત્માના પ્રવાહમા વહેના, વ્હાલામાં વ્હાલો તેનો સ્નેહ પામી ઋણમુક્ત બનવા, ભોગ આપ ભાઈ! ત્હારી વ્હાલામા વ્હાલી વસ્તુનો છોડી દે જગતની

વાયકા, તોડી દે દેહનો તોર, હોમી દે હવનમા મોહને, મૂકી દે માયાનો મિથ્યા ભ્રમ, અને ઝીલતો રહે આત્મ ઝલક, પછી પ્રયત્ને થતી કૃતિ ફળો, ધાર્યું થાવ કે ન થાવ, જીવન ટકો કે રહો, ન હો તમા ત્હેની ત્હને ત્હારે શું? તુ કોણ? બાળી દે નિમિત્ત અને નામનાની વાસના, ને પછી જો કે તુ કોણ? વિજય કે પરાજયમાં પછી ગમગિની થવાનુ કશુ કારણ નથી રહેતુ.

## નીતિની બરકતિ વિષે.

ઉચો કર કરૈ તાહિ ઉચો કરતાર કરૈ,
ગનીમન આનૈ દૂની હોતિ હરકતિ હે.
જ્યો જ્યો ધન ધરૈ સચે ત્યો ત્યો બિધિ ખરો ખેચૈ,
લાખ ભાતિ ધરૈ કોટિ ભાતિ સરકતિ હે,
દૌલતિ દુનીમેં થિર કાહુકે ન રહી ક્ષેમ,
પાછે નેક નામી બદનામી ખટકતિ હે,
રાજા હોઈ રાઈ હોઈ સાહ ઉમરાઈ હોઇ,
જેસી હોતિ નેતી તેસી હોતી બરકતી હે.

## પ્રસ્તાવિક પ્રબોધ.

પાન પુરાના ઘી નયા, અરૂ કુલવતી નાર,
ચોથી પીઠ તુરગકી, સરગ નિશાની ચાર. ૧
ગુણ જોબન ઝગરત ચલે, રાજનકે દરબાર,
ગુણકો તો આદર મિલા, ચલા રૂપ ઝખમાર. ૨
જોબન થા જબ રૂપ થા, જોવત થે સબ લોક;
જોબન રૂપ ગવાઇકે, બાત ન પુછે કોય ૩
મન ભાગો ચિત ઉતર્યો, ફોગટ કરવી આલ;
જો ફૂલ તૂટા તરૂવરા, તે કિમ લગે ડાલ ૪
મન ચચળ મન ચપલ હેં, મન રાજા મન રંક,
પહિલે મન જુ સમર્પિએ તો પ્રભુ મિલે નિશક. ૫

## મહાત્મા દત્તાત્રેય ઋષિના ચોવીસ ગુરૂ.

અત્રિઋષિ–પ્રજાપતિના ત્રણ પુત્રમાના તેઓ એક હતા. એ વિષ્ણુના ૨૪ અવતારમા એક છે. એ મોટા સાધુ અને મહાન ભક્ત હતા. એણે યદુરાજાને ગોદાવરીના તટ ઉપર જ્ઞાન સમજાવ્યુ હતું. એ પ્રસગે દત્તાત્રેયે પોતે જેને જેને ગુરૂ માન્યા હતા તે સંબધી કથા તે રાજાએ કહી હતી. એણે ચોવીસ ગુરૂ કર્યા હતા તે નીચે પ્રમાણે છે.

**(૧) પૃથ્વી:** ઉપકારથી સ્તુતિ અને અપકારથી નિંદા એ બે વિષે નિસ્પૃહતા, પહાડનું અચળપણુ ને વૃક્ષનું પરોપકારીપણું.

**(૨)પવન:** સ્વાદાસ્વાદની સ્તુતિ નિદાનો ત્યાગ.

**(૩) આકાશ:** એમા સૂર્ય છે તેનો પ્રકાશ સર્વત્ર છે અને કોઇના પર પડવાથી તેના તેજમા ઘટ થતી નથી તેમ પરમાત્માની શક્તિ આકાશ પ્રમાણે સર્વમા છે ને જીવના મરવાથી તે શક્તિની હાનિ ન થતા પોતાના તેજથી સદૈવ પ્રકાશિત છે

**(૪) પાણી** એ જેમ મોતી જેવું ઉજ્વળ છે ને જગતને શુદ્ધ કરે છે તેમ જ્ઞાનીયે શુદ્ધ રહી બીજાને ઉપદેશ કરી શુદ્ધ કરવા.

**(૫)અગ્નિ:** એની પેઠે જ્ઞાનીયે જે કાંઈ મળે તે વાવરી નાખી સતોષ માની આપનારને આશિર્વાદ દઈ તેને તેના પાપથી મુક્ત કરવો.

**(૬) ચંદ્રમા:** એ તેજમા વધે છે ઘટે છે તો પણ પોતાના સ્વરૂપે તો છે જ તેમ પરમાત્માનો પ્રકાશ અનેક યોનિમા છતા પોતે એક અલગ ને સ્વપ્રકાશિત છેજ.

**(૭)સૂર્ય:** એ પાણી ચુસે છે ને પાછુ આપે છે તેમ જ્ઞાનીએ પોતાને મળે તે લોભાઈ ન રહેતા તે પાછુ આપી દેવુ, બિબ પાણીમાં પડયાથી ઘણા સૂર્ય દેખાય છે પણ વસ્તુત એ ઘણા નથી તેમ પરમાત્માનો પ્રકાશ સર્વમા છતા તે પોતે એક જ છે.

**(૮) કબુતર:** એની પેઠે જ્ઞાનીએ માયાના પાસમા ન ફસાવું.

**(૯) અજગર:** એના જેવી સ્થિતિ જ્ઞાનીએ રાખવી ભિક્ષાને-

માટે ભટકવું નહિ પણ પરમેશ્વર જે મોકલે તે ખાઈ પ્રસન્ન રહેવું.

**(૧૦) સમુદ્ર:** એ વધતો નથી ને ઘટતો નથી તેમ જ્ઞાનીએ લાભ હાનીથી હર્ષ શોક ન માનવો.

**(૧૧) પતંગ:** એની પેઠે જ્ઞાનીએ સ્ત્રી પુત્ર ધનના મોહમાં ન ફસાવું- સ્ત્રી સગ ન કરવો.

**(૧૨) મધમાખી:** એ મધ એકઠું કરે છે તે બીજાને માટે અર્થાત્ જ્ઞાનીએ સચય ન રાખતા ભોજન જેટલું લેવુ ને બાકીનું આપી દેવું.

**(૧૩) હાથી:** એ કાગળની હાથણી જોઈ ખાડામા પડી બધાઈ ગયો તેમ જ્ઞાનીએ સ્ત્રીના મોહપાસમા ન પડવું.

**(૧૪) મધુહા** મધભમરીઓ ઘણે શ્રમે ઘણે કાળે એકઠું કરે છે તેમ મધુહા સ્હેજમા કહાડી લઈ જાય છે માટે જ્ઞાનીએ પ્રયોજન જેટલુ લાવી ખાવું

**(૧૫) હરણ:** એ જેમ રાગ સાભળતા ફસાય છે તેમ જ્ઞાનીએ સ્ત્રીના વચન સાભળી તેને વશ ન થવું ને તેનું ગાણું ન સાભળવુ.

**(૧૬) માછલી:** એની પેઠે ખાવાની લલુતા ન રાખવી.

**(૧૭) પિંગળા વેશ્યા:** એણે જેમ પોતાનો ધંધો મુકી હરિસ્મરણ કર્યું ને તે મુક્તિ પામી તેમ જ્ઞાનીએ કરવુ કે મુક્તિ મળે.

**(૧૮) સમળી:** એ માસનો કકડો લઇ જતી હતી તેને બીજીએ જોઇને મારવા માડી ત્યારે તે કકડો તેણે નાખી દીધો–માયાનો લોભ છે માટે જ્ઞાનીએ પોતાની પાસે કઇ રાખવું નહિ.

**(૧૯) અજ્ઞાન બાળક** કામાદિકને વશ ન રહેતા એકલું વિરક્ત રહે છે ને પોતાની રમતમા પ્રસન્ન રહે છે તેમ જ્ઞાનીએ રહેવું.

**(૨૦) કુંવારી કન્યા** એ એક દિવસ એકલી ઘરમા છતાં પરોણા આવેલા તેને સારૂ તે ન જાણે તેમ એક ઓરડીમા ચોખા ખાડવા બેઠી, ખાડતા ચુડીયો ખખડવા લાગી ત્યારે તે એક પછી

એક એમ ફોડતી ગઈ, જ્યારે એક રહી ત્યારે તે ન ખખડી–તેમ જ્ઞાનીએ એકલા રહી હરિ સ્મરણ કરવું.

**(૨૧) તીર બનાવનારો** એ તીર બનાવવાના ધ્યાનમાં છતાં ત્યાથી રાજાની સ્વારી ગઈ તે તેણે જાણ્યું નહિ માટે જ્ઞાનીએ સર્વ ઇંદ્રિયો વશ રાખી એક નારાયણનુ જ ધ્યાન કરવું.

**(૨૨) સાપ:** એ પોતાને રહેવા વાસ્તે ઘર ન બનાવતાં ઉંદરના દરમા રહે છે તેમ જ્ઞાનીએ પણ પોતાના રહેવાને વાસ્તે ઘર ન બનાવવુ ને જ્યા રાત પડે ત્યા રહેવુ.

**(૨૩) કરોળિયો:** એ પોતાના મોઢામાથી તાર કહાઢી પાછો ખાઇ જાય છે, તે પ્રમાણે પરમેશ્વરને જાણવો કે એનાથી ચોરાસી લાખ યોનિ ઉત્પન્ન થઈ અંત સમે જીવાત્મા તેમા સમાઈ જાય છે. માટે જ્ઞાનીએ ઘટઘટ વ્યાપક ભગવાનના ધ્યાન સ્મરણમા લીન રહેવું જોઈએ.

**(૨૪) ભીંગારી.**—એ મટોડીના ઘર બાંધી તૈયાર કરે ને માહે પેસવાના કાણા રહેવા દે છે પછી ઝરા વિગેરે જીવડા લાવી તેને ડંખ મારી માય મુકી પછી કાણા મટોડીથી પુરી લે છે ને પછી કેટલેક દિવસે પેલા ડંખના સ્મરણથી પેલા જીવડા ભીગારીરૂપ થઈ રહે છે, તેમ જ્ઞાનીએ પણ પરમેશ્વરમા એવુ મન લગાડવું કે જેથી તેને સ્વરૂપે જ રહી રહેવાય.

## દધીચિ ઋષિનો મહાન પરોપકાર.

ઋષિઓના પરોપકાર એવા દિવ્ય હોય છે કે જેમા મનુષ્ય બુદ્ધિ લેશમાત્ર કામ આવતી નથી પૂર્વેના મહાન રૂષિઓએ ભારતવર્ષમા જે જે મનુષ્ય તથા દેવ ઉપર ઉપકાર કર્યા છે તેનું વર્ણન આપણાથી થઈ શકે તેવું નહિ. તેઓ સદ્ગુણને માટે પોતાનો વહાલામા વહાલો પ્રાણ આપવાને પણ કદી પશ્ચાત રહ્યા નથી એવા સેકડો દાખલાઓ આપણા ધર્મના ગ્રંથોમા છે. દધિચિ ઋષિનુ આખ્યાન પણ મહા ચમત્કારી તથા આપણને બેહદ નવાઈ ઉપજાવે તેવું છે

જ્યારે તેના પાસે ઇન્દ્ર તેના હાડકા માગવાને આવ્યો ત્યારે રૂષિએ પ્રસન્ન વદને પરોપકાર માટે હસ્તે મુખારવિંદે હા પાડી. ધન્ય છે. તેમના મહાન પરોપકારને ! ઇન્દ્રને દધીચિ રૂષિએ કહ્યું કે મહારા હાડ તારા ઉપયોગમા આવતા હોય તો ભલે ખુશીથી લઈ જા પણ જ્યારે હુ તપ કરવા બેસું ત્યારે એક ગાય પાસે મારૂં અંગ ચટાવજે એટલે માસ જતુ રહેશે, પછી હાડ રહે તે લઈ જજે. પછી તેણે તેમ કર્યું ને દધીચિ રૂષિના હાડ લઈ વિશ્વકર્માને આપ્યા જેણે એક તેજવાન સુંદર વજ્ર કરી આપ્યું હતુ.

## સુધન્વાની શાન્તિ.

સુધન્વા એ ચંપાવતીના રાજા હંસધ્વજનો પુત્ર હતો, એ મ્હોટો વિષ્ણુ ભક્ત હતો. એના પિતાએ પાંડવના યજ્ઞનો અશ્વ બાંધી નગર લોકને ખબર કરાવી કે જે કોઇ યુદ્ધમા મોડો આવશે તેને રાજા તેલની ઉકળતી કહડામા નાખશે પછી નગરના સર્વ લોક પાંડવ સામા યુદ્ધ કરવા ગયા ને સુધન્વા પણ તૈયાર થઈ જતો હતો એવામા તેની પ્રભાવતી નામે સ્ત્રીયે કહ્યું કે મને ગર્ભદાન આપી જાઓ. સુધન્વાએ બહુ સમજાવી પણ જ્યારે તેણે ન માન્યું ત્યારે એ તેની ઇચ્છા પૂર્ણ કરીને યુદ્ધમા ગયો. સુધન્વા મોડો આવ્યો એ વાત હંસધ્વજના જાણવામા આવી એટલે મંત્રીને હુકમ કર્યો કે એને તેલની કહડામા નાખો પછી સુધન્વાને મંત્રીએ કહડામા નાખ્યો પણ એ બળ્યો નહિં. પ્રધાને ખાત્રી કરવા એક શ્રીફળ કહડામા નાખ્યું એટલે તે ફાટીને મંત્રીના કપાળમા ચોટયું ને એટલામા તે પણ કહડામા પડયો ને બળી ગયો પણ સુધન્વાને જેવી શાન્તિ હતી તેવી જ શાન્તિ તેલની કહડામા રહી હતી તે ભક્તિનો પ્રતાપ છે.

## સીબી રાજાનું મહાન પરાક્રમ.

એ અયોધ્યાનો મહાન ચક્રવર્તિ રાજા હતો. નવાણું યજ્ઞ તેણે કર્યા હતા ને જ્યારે સોમો યજ્ઞ કરતો હતો તેવા સમયમા તેના

યજ્ઞનો ભંગ કરવાને માટે ઇન્દ્રે સેનપક્ષી થઈ, અગ્નિ જે કપોત થઈ રાજાને ત્યા જતો હતો તેની પાછળ દોડયો. રાજા જે સભામા બેઠો હતો તેના ખોળામા કપોત જઈ ભરાણો એટલે સેનપક્ષીએ આવી રાજાને કહ્યું કે મારો આહાર નહિ આપે તો હુ પ્રાણ ત્યાગ કરીશ, એથી તારો યજ્ઞ નિષ્ફળ થશે કપોત કહે કે હે રાજા શરણાગતને આપીશ તો તને પાપ બેસશે. થોડી વાર ચર્ચા ચાલ્યા પછી રાજાના પુછવાથી સેને કહ્યુ કે કપોત બરાબર નર માસ આપો તો એને ન મારૂ. રાજાએ પોતાનુ માસ કાપી કપોત બરોબર તોળવા માડયું એટલામા વિષ્ણુ આવી રાજાને ભેટી પડયા. ધન્ય છે એવા નૃપતિઓની સેવાને.

### અવસર એળે ન જવા દેવા વિષે.

અવસર એળ્યે ન ખોયે,<br>
હો મનવા અવસર એળ્યે ન ખોય. ટેક.<br>
જો તુ પામ્યો મનુષ્યનુ દેહ,<br>
એહ વિચાર કરી જોયે હો મનવા.<br>
હોય સચેત નચિંત ખેલ ખેલો,<br>
મેલો જીવન મરણ દોયે;<br>
હોઇ સનમુખ સુખ દુ ખ સહી,<br>
લઈ વેશન વગોયે. હો મનવા<br>
ભાગી અભાગી ભરે પગ પાછા,<br>
કાચા કાયર નર કોયે;<br>
નહિ જીવત હત નિમત નિગમે,<br>
ખોઈ બેઠો વિષ્ય દોયે. હો મનવા<br>
મારી કટારી પે'રી જો કેસરીયા,<br>
નિસરયા નર જોય,<br>
નિષ્કુળાનદ ન ફરે પાછા,<br>
સાચા સુરા સત સોય. હો મનવા.

# ફુલછાબ ચોથી.

## ચાળીશ પ્રકારના ડાહ્યા.

૧ પહેલો ડાહ્યો જે શત્રુના સપાટામા ન આવ્યો.
૨ બીજો ડાહ્યો જે કલ્યાણના કામથી ન કાયો.
૩ ત્રીજો ડાહ્યો જેણે એકલા સ્વાદુ ન ખાયો.
૪. ચોથો ડાહ્યો જેણે જીવત પર્યંત હરી જશ ગાયો.
૫. પાચમો ડાહ્યો જે તે આગળ આપનો દુખ ન ગાયો.
૬. છઠ્ઠો ડાહ્યો જે ઠગ થકી ન જાય ઠગાયો
૭. સાતમો ડાહ્યો જે ભણીને નાખે સદ્ગુણનો પાયો.
૮ આઠમો ડાહ્યો જેણે હરીગીત બનાવ્યો
૯. નવમો ડાહ્યો જે પરનારી સગ ન આયો.
૧૦ દશમો ડાહ્યો જેણે બધું જવા દઇને જીવ બચાયો.
૧૧. અગીઆરમો ડાહ્યા જેણે સમર્થ સાથે કજીઓ ન મચાયો.
૧૨. બારમો ડાહ્યો જેણે હરીસંગ હેત રચાયો
૧૩. તેરમો ડાહ્યો જે રસ્તે ઉતરે જોઈને છાયો.
૧૪. ચૌદમો ડાહ્યો જે એકલો અરણ્યમા ન જાયો.
૧૫ પંદરમો ડાહ્યો જેણે ધણીકો કામ બજાયો.
૧૬. સોળમો ડાહ્યો જેણે બીજાનો દુ.ખ બુઝાયો
૧૭. સત્તરમો ડાહ્યો જે ઇંદ્રિયો વશ કરતા ન મુઝાયો.
૧૮. અઢારમો ડાહ્યો જે ધુતાથી ન જાય પટાયો.
૧૯. ઓગણીસમો ડાહ્યો જે ન્યાયની વાતમા ન જાય હટાયો.
૨૦. વીસમો ડાહ્યો જે સંસારિક સુખમા ન જાય જડાયો.

૨૧. એકવીસમો ડાહ્યો જે તૃષ્ણાને પુરે ન તણાયો.
૨૨ બાવીશમો ડાહ્યો જેણે બીજાને મોક્ષનો માર્ગ બતાયો.
૨૩. જે થાય વઢવાડ ને ન જાય ધાયો.
૨૪. જે સ્ત્રી ધનમા ન બંધાયો.
૨૫. જે ધર્મ પાળતા ન છપાયો.
૨૬. જે સભામા વાત કેતા ન દબાયો.
૨૭. જેણે હરિભક્તિ વિના વખત ન ગુમાયો.
૨૮. જે માન લોભના તાપથી ન ગળાયો.
૨૯. જેણે બોધથી બીજાને સુધર્મમા ચલાયો.
૩૦. જે જમના હાથથી ન ઝલાયો.
૩૧. જેણે અજાણ્યો ફળ ન ખાયો.
૩૨. જે સ્ત્રીના મોહબાણથી ન વેંધાયો.
૩૩. જેણે અભક્ષ વસ્તુ ન ખાયો.
૩૪. જેણે પોતાના ધરમાથી અધર્મ નસાયો.
૩૫. જેણે દેહ આત્મા જુદો જણાયો.
૩૬. જે ક્ષત્રી થઈને રણમા પાછો પગ ન હઠાયો.
૩૭. શીખશી વાત પેં દુખ ન લગાયો.
૩૮. જેણે કુપાત્રને દાન ન દીલાયો
૩૯ જે જુઠા પક્ષમા ન લેવાયો.
૪૦ જેણે હરીધ્યાન લગાયો તે પણ ડાહ્યો.

## શામળ કવિનાં વચન.

અવગુણ કરે હજાર, જળ માછલીયું જાળવે,
વડાને નહિ વકાર, સાયર પેટા શામળા.
ભેળો લઇને ભેખ, હારે કોઇ હાલે નહિ,
અહીથી એકાએક, સ્વર્ગે જાવું શામળા.
એલપ કરવા બાપ, અંતકાળે આવે નહિ,
સાથે પુણ્ય ને પાપ, સ્વર્ગે જાવું શામળા.

## જગતની વિચિત્રતા વિષે.

( ભોજા ભગતના ચાબખાનો રાગ )

દુનિઆનું આતે કેવું ડીડવાણું ?
જણાય નહી કેવી રીતે હું જાણું. ટેક
લોભીઆના ઘરમા પૈસો છે લાખો, ન મળે દાતારને નાણું,
ઘુટેલને રહેવાને મોટા છે ઓરડા, ઠાકરને મળે ન ઠેકાણું. દુનિ. ૧
પાપીને થાળ છે સોના રૂપાના, ભગતને ન મળે ભાણું,
ચોર ને દીવાનાને બેસો છે સામટી, દેવને ન મળે દુઝાણું. દુનિ. ૨
નીચ નારીથી રાજી રહે નર, સતિથી મન ચોરાણું,
અતિથી ભૂખ્યા જાય આગણેથી, ખોટા બોલાને મળે ખાણું. દુનિ. ૩
આગમ ભાખ્યું છે પડિતે એવું, તેવું આવ્યું આ ટાણું;
પિંગળસી કહે આવા પ્રપચથી, મન મારૂં મુઝાણું. દુનિ. ૪

## શેખસાદીની શક્તિ

એક વખતે કોઈ રાજાએ પોતાના નોકર સાથે ૧૦૦૦)સોના-મહોર શેખસાદીને ભેટ તરીકે મોકલી હતી. લાવનાર માણસ મનમા સમજતો હતો કે શેખસાદીને કયા પૈસાની કિંમત છે ' એટલે તેમાથી ૧૫૦) સોનામહોર કાઢી બાકીની ભેટ કરી. શેખશાદીએ હાથમા લેતાં જ સમજી ગયા કે આમા ૧૫૦) ઓછી છે એટલે તેને ૮૫૦) ની પહોચ રાજાપર મોકલી હતી. રાજાએ તે ઉપરથી પોતાના નોકરને બરતરફ કર્યો હતો.

## જીવન માર્ગો,

જીવનના માર્ગો બે છે, એક પહેલો સરળ, પહોળો અને સુખ-દાયક છે, પણ જેમ જેમ આગળ વધતા જાઓ તેમ તેમ સાકડો, કાંટાવાળો તથા કલેશકારક થાય છે; બીજો પહેલા સાકડો તથા કલેશદાયક છે, પણ જેમ જેમ આગળ જાઓ છો તેમ તેમ પહોળો તથા સુખદાયક થઇને જવાની જગાએ લઈ જાય છે. પહેલો પાપનો માર્ગ છે ને બીજો ધર્મનો માર્ગ છે.

સાધુતા વિનાના વિદ્વાનનું જીવન બહુ શાખાવાળા પણ નાના મુળના ઝાડ જેવું છે: જરા હવાથી તે ઉખડી જાય છે. પરન્તુ જેની વિદ્યાના કરતાં સાધુતા વધારે હોય છે તેનુ જીવિત થોડા શાખાવાળા પણ ઉંડા મૂળના જેવું છે તે વાયુ જોરથી ફુંકવા છતા તેને ઉખાડી શકતો નથી.

## "રાજીઓ કવિ."

હિંમત કરો હજાર, જાચે ગરૂપતિને ઘણું;
ચિઠ્ઠી લખી ચિતાર કરમ પ્રમાણે "રાજીઆ."
લાવર તીતરલાર, હરકોઈ હોકારા કરે,
પણ સાવજનો શિકાર (કોઈ) રમવો મુશ્કેલ "રાજીઆ."
ઉપજાવે અનુરાગ, કોયલ મહર્પિત કરે,
કડવો લાગે કાગ રસનાના ગુણ "રાજીઆ."
ડુંગર બળતી લાહ્ય, દેખે સારી જગત તે;
પ્રજળતી નિજપાય, રતિ ન સૂઝે "રાજીઆ,"
રોગ, અગ્નિ, ને રાડ, જાણી અલ્પ કીજે જતન
વધ્યા પછી બગાડ, રોક્યા ન રહે "રાજીઆ"
સુખમા પ્રીતિ સવાઈ, દુખમા મો કાળા કરે,
તે પાસે કોણ જાય, રામ કચેરી "રાજીઆ."
હુન્નર કરો હજાર, શાણપણુ ને ચાતુરી,
હેત, કપટ, વહેવાર, રહે ન છાના "રાજીઆ"
મતલબની મનવાર, જગત જમાડે સુરમા;
વિણ મતલબના ચાર (કોઇ) રાબ ન પીરસે "રાજીઆ"
હિંમત કિંમત હોય, કિંમત વિણ હિમ્મત નહિ·
કરે ન આદર કોઇ રદ કાગળનો "રાજીઆ"
છતા હિણો સરદાર મતહિણા માનવ રખે;
અંધો અશ્વ અશ્વાર, રામ રખોપા "રાજીઆ."

## પ્રભુ જે કરે તે સારાને માટેજ સમજવું.

એક મજુરને કેટલાક દીવસ સુધી મજુરી નહિ મળતા અતિ દુખી થવા લાગ્યો અને તેને ખાવાના પણ સાસા પડવા લાગ્યા. અતે દુખી થઇ પ્રભુ પ્રત્યે પોતાના દીલના ઉદ્‌ગારો કાઢવા લાગ્યો. હે પ્રભુ તુ દીન દયાળુને સર્વ પ્રાણી માત્રનો પોષક છે. શુ તું તારા બચ્ચાને ભુલ્યો છે' ના ના' તેમ હોય જ નહિ. તે દયાળુ મહા પ્રભુ ભૂખ્યા ઉઠાડશે પણ ભૂખ્યા કદી પણ સુવાડશે નહિ. સર્વેની સભાળ તે વખત પ્રમાણે લેય છે એવામા એક શ્રીમાને આવી પેલા મજુરને બોલાવી કહ્યું કે "ભાઇ આ થેલી હું કહું ત્યા તુ મુકી આવે તો હુ તને કહે તે મજુરી ખુશીથી આપુ. મજુરે આઠ આના મજુરીના રાજી થઇ કહેતા શ્રીમાને કબુલ કર્યા. મજુર થેલી લઈ રસ્તે પડ્યો તેટલામાં એક તસ્કરની નજર તે પૈસાની થેલી પર પડી એટલે તેણે તે મજુરની પુઠ પકડી. મજુર થોડુક ગયો ત્યા ભારે વરસાદ તૂટી પડ્યો તે બિચારો તરબોળ થઇ ગયો એક ઝાડના છાયા તળે થોભી તેણે પોતાના કપડા નિચોવ્યા. તેટલામા પેલો તસ્કર ત્યા આવી લાગ્યો. બંનેએ અકેકને અરસપરસ મુસાફરી માટે પુછપરછ કરી. વાત કરતા તે મજુર બોલ્યો, "જોને ભાઇ પરમેશ્વર કેવો ઘાતકી છે. હુ જલદી ઘરે જવા માગતો હતો, તેટલામા તો તેણે જોશભેર વરસાદ મોકલી મારા માર્ગમા મુસ્કેલી ઉભી કરી છે." આ સાભળી પેલો તસ્કર હસ્યો ને બોલ્યો. "ના ભાઇ ના, તુ ધારે છે તેમ પ્રભુ ઘાતકી નથી. જો આજે વરસાદ ન પડ્યો હોત તો તુ આ આગ-મજ તો મારી રીવોલ્વરનો ભોગ થઇ મરણને શરણ થયો હોત! પ્રભુનો ઉપકાર માન કે તેણે વરસાદ મોકલ્યો, જેના પરીણામે મારી રીવોલ્વરની ચાપ શરદીથી અટકી ગઇ, અને તે માહેની ગોળીઓ હવાઇ જવાથી તુ જીવથી બચી ગયો. તેનું કાર્ય સદા આપણા જ ભલા અર્થે છે. જો આજે વરસાદ ન પડ્યો હોત તો તું નિર્દોષ આજે મૃત્યુને શરણ થયો હોત ને હુ એક ગુન્હેગાર બન્યો હોત."

હવે તે મજુરની આંખો ખુલી તેણે પરમ કૃપાળુ પ્રભુને તેના ખરા રૂપમાં ઓળખ્યો. તેની ખાત્રી થઇ ગઇ કે તેની શક્તિ અજબ અને બળવાન છે.

## એક વણિકની બહાદુરી.

એક વાણિઓ કેરે માલ ગયો હતો રાત્રી પડી ગઇ, પણ અજવાળી રાત હતી પણ પાછા આવતા માર્ગમા આકડો ડોલતો જોયો પછી કહ્યુ કે આ ખરેખરો કોળી છે. પછી બોલ્યો કે "જો હશે કોળીનાળી તો તેલ ટકો ને કુડલી તારી ને જો હશે હુંદારો તો હું મરદ મુછાળો." આવા પ્રકારની વાણિઆભાઇની બહાદુરીની અનેક વાતો હાસ્ય ઉપજાવે તેવી છે

## ખાડો ખોદે તેજ પડે.

એક ખેડુતે શેરડીનો વાઢ કરેલો હતો, પણ રાત્રિની વખતે ચોર લોકો શેરડી ચોરી જતા હતા આથી ખેડુતના મનમા અતિશે ક્રોધ ઉત્પન્ન થયો. તેથી ચોરોના આવવાના રસ્તામા એક ઉડો ખાડો ખોદી ઉપર સાઠીઓનુ આચ્છાદન કર્યું. તેજ દિવસે તે ખેડુતની સ્ત્રી પોતાનો ધણી વાળુ કરવાને ટાઇમસર નહિ આવવાથી ભાત લઇને ખેતરે દેવા આવી તે પેલા ખાડા ઉપર ચાલતા અદર પડી જતાં ખાડો બહુ ઉંડો હોવાથી તુર્ત મરણ પામી. ખેડુત મનમા સમજ્યો કે ચોર લોકો ઠીક સપડાયા છે થોડીવારે આવી જોતા પોતાની જ સ્ત્રી મરણ પામેલી જોઇ મનમા પસ્તાવા લાગ્યો કે આતો મારૂ જ ઘર ભાગ્યુ. આ ઉપરથી ખેડુતને ખાત્રી થઇ કે "ખાડો ખોદે તે પડે" એ ખરૂ છે.

## વાવે તેવું લણે ને કરે તેવું પામે.

જુવારનુ વાવેતર કરી ઘઉ લણવાની આશા રાખવી એ તદ્દન ખોટું છે ખેડુત લોકો ખેતરમા જે વાવે તેજ લણે છે તેજ પ્રમાણે આ જગતરૂપી ખેતરમા જેવા જેવા કર્મ કરવામા આવે તેવા તેવા ફળ મળે છે. કોઈ પાપીને અતિશે સુખી જોઇ અજ્ઞાનતાથી વખતે એમ

થતું હશે કે આ પાપકર્મ કરવા છતા કેમ સુખી હશે ! પણ યાદ રાખશો કે જગતમા પ્રભુને ઘેર કદી અન્યાય થવાનો નથી. એતો તેના પૂર્વના શુભ કર્મના યોગે બે દીવસ જગતની દૃષ્ટિએ સુખી દેખાતો હશે ? પણ જ્યારે તેના પૂર્વના શુભ કાર્યો પુરા થએ તે દુઃખ ભોગવવા લાગશે એ નિસદેહ છે એક કોઠીમા ઘઉ, ચોખા, જુવાર, બાજરો ભરેલા હોય તે જેમ અનુક્રમે ખવાય છે તેજ પ્રમાણે સારાં માઠા કાર્યોનુ ફળ અનાયાસે તેને મળે છે એમા લેશમાત્ર આશ્ચર્ય નથી.

## સમર્થ રામદાસ સ્વામીનો શિવાજી મહારાજને પત્ર.

હાલમા ભૂમડળમા એવો કોઈપણ માણસ નથી કે જે ધર્મની રક્ષા કરે મહારાષ્ટ્રમા તમારે લીધેજ ધર્મનું રક્ષણ થયુ છે. અહી જે થોડો ઘણો ધર્મ દૃષ્ટિગોચર થાય છે અને સાધુ જનોની રક્ષા થાય છે તે સર્વ તમારે લીધેજ છે તમને ધન્ય છે ! તમે દુષ્ટોનો સંહાર કર્યો છે તે લોકો તમારાથી ડરે છે ઘણા માણસો તમારા આશ્રયમા રહેવા લાગ્યા છે હવે તમારે ધર્મ સસ્થાપનના કાર્યમા વિશેષ લક્ષ આપવું જોઇએ આ વાત સત્ય છે કે તમને રાજ્ય કાર્ય ઘણું કરવું પડતું હોવાથી તમારી ચીતવૃત્તિ વ્યગ્ર થઈજાય છે. આવી દશામાં રાજા અને મત્રિનો વિચાર એક હોવો જોઈએ જો એક્યતા નહિ હશે તો કાર્ય નષ્ટ થઇ જશે સર્વ લોકોને પ્રસન્ન રાખજો, સજ્જન દુર્જનની ખૂબ તપાસ રાખજો, ન્યાય અને નીતિનો કદી પણ ત્યાગ કરશો નહિ, લાલચમા કદી પણ ફસાશો નહિ, સદા સાવધાન રહેશો.

હું સ્પષ્ટ બોલુ છુ તે માટે ક્રોધ કરશો નહિ જે કાઇ મેં કહ્યું છે તે વિષે યથાવત્ મનન કરશો, યદી ખરેખર અતઃકરણપૂર્વક કામ કરવું હોય તો મારા દર્શાવેલા માર્ગનો સ્વીકાર કરશો આથી શ્રી રામચંદ્રજી તમારા ઉપર કૃપા કરશે, તમારૂં કાર્ય સિદ્ધ થશે અને તમારા સર્વ મનોરથ પૂર્ણ થશે. આ સબધે જરાપણ સદેહ રાખશો નહિ.

## સંસારનાં દુખો.

સંસાર એટલે મહાન પુર આવેલી નદી જેવો છે, અને તેમાં અસંખ્ય જળચર પ્રાણીઓ રહે છે, તથા તેમા વસતા ઝેરી સાપો કરડવાને માટે દોડે છે. તેમા આશા, મમતા તથા દેહબુદ્ધિની બેડી ઇત્યાદિ મગરીઓ મનુષ્યને સન્માર્ગથી વિખૂટો પાડીને દુખ તથા સંકટમાં નાખે છે. અહંકારરૂપી નક્ર ('મગર) મનુષ્ય પ્રાણીને પાતાળમાં ખેચી જઇને ત્યાં તેને ડુબાડી દે છે તેમાથી તેનો છુટકો થઈ શકતો નથી. કામરૂપી નાગણ ગળે એવી લપટાઈ જાય છે કે તે કેમે છૂટી શકતી નથી. મદ, મત્સર મોળા પડતા નથી, અને મનુષ્ય ભરમમા ગોથા ખાયા કરે છે વાસનારૂપી ઝેરી નાગણ કુંડાળું વાળીને ગળે એવી વળગી બેસે છે કે, તે વારવાર વિષનું વમન કર્યા કરે છે, અને ભયંકર જીવ્હા વારંવાર બહાર કાઢતી રહે છે આ સ્થિતિમાં મનુષ્ય સંસારનો ભાર પોતાના માથે મિથ્યા વહોરી લઇ મારૂ મારૂં કર્યા કરે છે અને સંસારી દુખો સહન કરે છે.

## ફુલછાબ પાંચમી.

### સાધારણ બાબતો ઉપરથી મહાન શોધ કરનારા મહાપુરૂષો.

ન્યૂટન નામના એક મહાપુરૂષ એક વખતે સફરજનનાં વૃક્ષ નિચે પોતાના મિત્રો સાથે બેઠો હતો તેવામા ઝાડ ઉપરથી ફળ જમીન ઉપર પડતા આ મહાન પુરૂષને વિચાર થયો અને તુર્ત જ કલ્પના દોડાવી કે કયા નિયમના આધારે આ ફળ ઝાડ ઉપરથી પૃથ્વીપર પડ્યુ તેના વિચાર ઉપરથી તેણે "ગુરૂત્વાકર્ષણ"ની મહાન

શોધ કરી આખા જગતને આભારી કર્યું છે. આ મહાન પુરૂષનો જન્મ ઈંગ્લાડના લીંકનસાયરમા કોલસ્ટર્વર્થ નામની જગ્યામા સને ૧૬૪૨ ની ૨૫ મી ડીસેમ્બર થયો હતો. બાર વર્ષની વયે તે નિશાળે બેઠો અહી જ્યારે બીજા છોકરા રમવા જતા ત્યારે તે લાકડાની ઘણી તરેહની વસ્તુઓ બનાવવામા કાળ ગાળતો નિશાળેથી ઊઠયા પછી તે પોતાના બાપના ખેતીના ધંધામા પડવાનો હતો, પણ તેમ ન થયુ—તે ઢોરની ચોકી રાખવાને ને કામ કરનારાનું ઉપરીપણું કરવાને ખેતરમા જતો પણ ત્યા તે ઝાડ તળે બેસીને પોતાનુ વાચ્યા કરતો હતો. જ્યારે તે માલ વેચવાને બજારમા જતો ત્યારે તે પોતાના નોકરને તે કામ સોપી પોતે ઘાસની ગન્જીમા ભરાઇ ગણીત સિદ્ધાતના દાખલા ગણતો. દીકરાની તેવી વૃત્તિ જોઇને માએ ફરીથી તેને નિશાળે મુક્યો તે ૧૬૬૦ ના જુનની ૫ મી તારીખે કેમબ્રિજની પાઠશાળામાં દાખલ થયો. તેણે ખગોળ વિદ્યામા ઘણી સવૃદ્ધિ કરી છે તેણે શોધી નક્કી કરેલુ છે કે ધોળું દેખાતુ સૂર્યનુ તેજ ધોળું નથી પણ તે સાત રંગનુ બનેલુ છે. એ મહાન શોધથી ભારતવર્ષમા તથા અન્ય સ્થળે દષ્ટિવિદ્યાનુ બીજ રોપાયુ. ૧૬૬૭મા પાઠશાળામા ફેલો ને બે વર્ષ પછી ગણીતશાસ્ત્રનો પ્રોફેસર થયો. ૧૬૭૧ મા રોયલ સોસાઈટીનો ફેલો થયો ૧૬૮૩ મા તેણે પદાર્થવિજ્ઞાનના ગણિત સબંધી મૂળતત્વો એ નામનું પુસ્તક પ્રસિદ્ધ કર્યુ ન્યૂટનને શોધની જયથી મોટુ માન મેળવ્યુ, પણ કેટલાક વિદ્વાનો તેના દ્વેષિ થયા.

જે પુરૂષે નવી અને અગત્યની અને કીમતી શોધ કરી અને જગતને નવું નવું જ્ઞાન આપ્યું તે મહાપુરૂષ કેવો નમ્ર હતો? તે કહેતો કે સૌ મને પડિત કહે છે પણ હું જાણે બાળક છોકરાની પેઠે અજ્ઞાન હોઉં એમ લાગે છે.

## ગાલિલિઓ.

પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે એ વાત ગાલિલિઓની પૂર્વે કોઇ જાણતું નહોતુ. એ મહાપુરૂષે પૃથ્વી ફરે છે ને તેનો આટો

ચોવીસ કલાકે પૂરો થાય છે એવું સિદ્ધ કરી બતાવ્યું. શરૂઆતમાં તેને અનેક પ્રકારના સંકટો વેઠવા પડયા હતા પણ આ મહાપુરૂષ પોતાના અચળ વિચારમા લેશ માત્ર ખસ્યો નહિ, અને તેનો વિજય થયો તે વિદ્વાન હતો, તેણે શોધ કીધી ને લોકને જણાવ્યુ એ તેના મહાન ગોરવ ને પરાર્થબુદ્ધિ છે. ૧૬૦૯ મા કોઈ વલંદાએ એક દુરબીન બનાવેલી હતી. તે તેના જાણવામા આવી તે ઉપરથી તેણે વિચાર કર્યો કે તે કેમ બની હશે? પછી પોતે જાતમહેનતથી વલંદાની દુરબીન કરતા એક ઉત્તમ દુરબીન પોતાની અક્કલથી બનાવી એ દુરબીનથી ચંદ્રમા જોઈ લોકોને કહ્યું કે ચંદ્ર ઉપર ડાઘ છે અને છેવટે પૃથ્વી ફરે છે એ વાતને પ્રસિદ્ધિમા આણી આ મહાપુરૂષનુ નામ આજ પણ મોટી મોટી પાઠશાળાઓમા તથા વિદ્વાનમંડળોમા સદાને માટે કાયમ છે

## ફ્રાન્સિસ બેકન.

આ મહાપુરૂષ સને ૧૫૬૧ ની સાલમા જાનેવારીની ૧૨ મી તારીખે લંડનમા જન્મ્યો હતો તે સમર્થ વિદ્વાન તથા તત્વજ્ઞાની હતો. સાઠ વર્ષની વય થતા તેને ઉતરોતર મારે માન મળતુ ગયું પરન્તુ છેવટની અવસ્થામા તેના ઉપર લાચ રૂશવતનું મોહોટુ તહોમત આવવાથી તે બહુ હેરાન થયો હતો તેને એકાદ દિવસ દુશ્મનના ત્રાસને લીધે કેદમા રહેવુ પડેલું છે, પણ તેના પુસ્તકો વાચવાથી આપણી ખાત્રી થાય છે કે તેના જેવો અનુભવી તત્વજ્ઞાની બીજો કોઇ થયો નથી હાલ પણ બેકનના નિબંધો દરેક મનુષ્યને વાચવા જેવા છે.

## સૂર્ય છાબડે ઢાંકયો રહે નહિ.

સુરજ ઢાકયો છાબડો, નહી રહેજો કયાય,
ઘટા કરે છે વાદળા, તદપી અસર ન થાય

## સદ્ગુણ વિનાના મનુષ્યો.

દોહરો.

સદ્ગુણ જે નરમા નથી, નથી ભક્તિનો રાગ;
તેને મનથી લેખજો, કેવળ કાળો નાગ.

ઉટ કહે મારા સમો, સિદ્ધો કોય ન હોય;
સાચું ન માને તે છતાં, નાના મોટાં કોય.

## પરશુરામના પરાક્રમ.

પરશુરામ એ વિષ્ણુના દશ અવતાર માહેના છઠ્ઠા ને ચોવીસમાંના ઓગણીશમા હતા એને શિવે કૈલાસ પર ભણાવ્યા હતા. પછી જ્યારે ક્ષત્રિઓએ ઋષિઓને ત્રાસ દેવા માડ્યો ત્યારે વિષ્ણુએ પોતાનો અંશ એનામા મૂક્યો હતો. જ્યારે સહસ્ત્રાર્જુન જમદગ્નિ પાસેથી કામધેનુ છીનવી લઈ ગયો ત્યારે પિતાની આજ્ઞાથી પરશુરામ સહસ્ત્રાર્જુનની નગરીમા જઇ તેને ને તેના ૯૦૦ પુત્રોને મારી કામ દુધા લઈ આવ્યા પછી પિતાના કહ્યાથી ચક્રવર્તિ રાજાની હત્યાનો દોષ નિવારણ કરવા તીર્થયાત્રા કરી આવ્યા. એક સમે એની મા રેણુકા ગગામા પાણી લેવા ગયેલી તે ત્યા ચિત્રકેતુ નામે ગંધર્વ પોતાની સ્ત્રીઓ સાથે જળક્રીડા કરતો જોઇ તે જોવાને થોડીવાર ઉભી રહી. એને ઘેર આવતા વાર થઇ તેથી જમદગ્નિએ પોતાની સ્ત્રીનું મન પર પુરૂષનુ સુંદરપણું જોવા શુ થાયુ છે એવું જ્ઞાનથી જાણી ક્રોધમા પોતાના ત્રણ પુત્રોને આજ્ઞા આપીકે રેણુકાને હમણા ને હમણા મારી નાખો. જ્યારે તેઓએ કહ્યુ કે માને મારવા અમારો હાથ કેમ ઉપડે ? ત્યારે જમદગ્નિએ ત્રણ ભાઇઓ સહિત રેણુકાને મારવાની પરશુરામને આજ્ઞા કરી પરશુરામે વિચાર્યુ કે ન મારૂ તો પિતા શાપ દે, પણ જો મારીશ તો એનામા જીવતા કરવાની શક્તિ છે માટે મારવા એ વધારે સારૂ છે. પછી પોતે તેમ કર્યુ ને પિતાએ પ્રસન્ન થઇ વર માગવાનુ કહ્યાથી પરશુરામે ચારે જીવતા થાય એવું માગ્યુ જમદગ્નિએ ચારેને જીવતા કર્યા. પરશુરામ એ હત્યાનો દોષ નિવારણ કરવા પોતાના ત્રણ ભાઇઓને લઇ ફરી યાત્રા કરવા નિકળેલા એવામા સહસ્ત્રાર્જુનના સો પુત્ર જે પરશુરામના હાથમાથી છટકી ગયા હતા તેઓએ પિતાનુ વેર લેવાનો વિચાર કરી જમદગ્નિ હોમ કરતા હતા ત્યા જઇ તેને મારી નાખ્યા રેણુકા વિલાપ કરવા લાગી ને તેણે એકવીસવાર પોતાની છાતી કુટી પરશુરામને સભાર્યા.

પરશુરામે જ્ઞાનથી જોયું તો ૧૫—————————મા પાસે આવ્યા ને પ્રતિજ્ઞા કરી કે મારી માને 'ક્ષાત્રેના' ત્રાસથી એકવીસવાર છાતી કુટવી પડી માટે હું એકવીસવાર ક્ષત્રિઓને મારી મારા પિતાનું વેર લઇશ. પછી તેણે એકવીસ વાર પૃથ્વી નક્ષત્રિ કરી હતી.

## મહાદાનેશ્વરી બળી રાજા.

બળી રાજાએ નવાણું યજ્ઞ કર્યા હતા ને સોમો નર્મદા કિનારે કરતો હતો તે સપૂર્ણ થયો કે તુરત વામનજીના વેષે વિષ્ણુએ આવી યાચના કરી. બળીએ જ્યારે પ્રસન્ન થઇ માગવાને કહ્યુ ત્યારે વામને પોતાના ત્રણ ડગલા ભરી પૃથ્વિ માગી. બળીએ કાંઇ વધારે માગવાનો આગ્રહ કર્યો પણ વામને કહ્યું કે બ્રાહ્મણને ઘણો લોભ ન છાજે, માટે મારે તો એટલુ જ બહુ છે. એ વેળા શુક્રાચાર્ય ગોરે બળીને કહ્યું કે વિષ્ણુ છળવાને આવ્યા છે માટે તું એમ કહે કે પૃથ્વિમા દેવ, બ્રાહ્મણ આદિ પાચ જણાનો ભાગ છે માટે એ વિના જે જોઇએ તે મારાથી આપી શકાશે ? બળીએ ગમે તે થાય પણ તેમ કરવાની ગોરને સાફ ના કહીને પોતાની સ્ત્રી સહિત વામન બ્રાહ્મણની પુજા કરી હાથમા સકલ્પ કરવાને પાણી રેડવા માડ્યુ એ વેળા શુક્રાચાર્યે યજમાનની દાઝ જાણી સૂક્ષ્મરૂપે ઝારીના નાળવામા ભરાયા તેથી પાણી પડ્યુ નહિ. બળી ઝંખવાઇ ગયો પણ એટલામા વામને દર્ભની સળી તેમા ખોસી એટલે શુક્રાચાર્યની એક આખ કાણી થઇ ને તે વેદનાથી તુરત તે બહાર નિકળ્યા. પછી બળીએ વામનના હાથમાં સકલ્પ કરી ત્રણ પગલા પૃથ્વિનુ પાણી મુકયુ અને મહાદાન આપ્યું. એવા તે સમર્થ પરોપકારી હતા તેનો બદલો તેને એવો થયો કે પ્રભુ તેના છેવટે દ્વારપાળ થઇ રહ્યા ભક્તિનો એવો મહિમા મહા અલૌકિક છે.

## ચાકર વિષે

મનહર છંદ

ચાકરના ચરણ તો ચારજ બદામના જે,
દીવસમા દસ કોસ સુધી તે દોડાવે છે;
મહા મોઘી જીભ મુલકમા મોટા માણસની,
બોલતા બે બોલ બહુ આળસ બતાવે છે;

દા... ...વો પડે,
સાદ કરવાને મોટ કહે મારા નાદ સંભળાવે છે:
જો જો દલપત કહે જરા એક જીભતણું,
ટેરવું હલાવવા માટે ટોકરી બજાવે છે.

ભાવાર્થ ચાકરના ટાટીયા ચાર બદામના છે, એટલે દહાડામાં દશ ગાઉ દોડે તો હરકત નહિ, પણ મોટા માણસની જીભ મહા મોંઘી વસ્તુ છે, અને ચાલવાને જરા પણ શ્રમ પડે એ સારૂં નહિ. માટે જીભનુ ટેરવું હલાવવાને બદલે હવે મોટા માણસો ટોકરી વગાડે છે કારણ કે જીભને તસ્દી ન પડે. જુઓને ચાલુ જમાનાની આવી બલિહારી છે.

દોહરો

માગણ કદી આળસ કરે, તસ્કર જાય ન જાય,
ચાકર બિચારો શું કરે, લુણ પરાયુ ખાય.

## પર નારીની સોબત ન કરવા વિષે.

મનહર છંદ

કીધા થકી જાર કર્મ, ચીતરાયુ કાળુ મુખ,
રાક્ષસ રાવણ તણુ કામ રે વિચારજો;
વાળી બધુ ટાળી બેઠો તે તમે સંભાળી જોજો,
દુષ્ટ દુર્યોધનનો દાળોવાટ વળી ગયો;
પરનારી આસકતોની દશા એ વિચારજો,
દુનિયામા દેખો ભાઈ દાખે દલપતરામ,
પરનારી પ્રેમને ધીગા બની ધિક્કારજો.

દોહરો

સોનાકી નગરી બની, પારસમણીકી પોલ,
તુલસી હરીકી ભક્તિ બીન, જમો કરે ધમરોલ.

## નાણાં વિનાં નર નિમાણા.

મનહર છંદ

નાણાં વિના નાતજાત માંહી નામ રહે નહિ,
નાણા વિના ભલાભાગ્ય ભોયમા દટાણા છે,

નાણાં વિના વાહવાહ આવીને કરે છે કોણ,
નાણા વિના ખાવા ટાણે ખડખડ ભાણા છે:
નાણા વિના સારા ગુણ સઘળા સમાઈ જાય,
નાણા વિના આંખ કાન નાક બધા કાણા છે;
કેશવ કહે છે નાણા વિના નર વાનર છે,
નાણા નહિ હોય તેના કયાંઈ કયા ઠેકાણા છે.

* * *

ધનવાન માહિ દોષ હોય તે ગણાય ગુણ,
ધનવાન થકી લોક સઘળા દબાય છે.
ધનવાન થકી થાય ઉંધું તે ગણાય સારૂં,
ધનવાન ધૂળ ધાલે લીલાને લેખાય છે.
ધનવાન વદે તે તો વેદના વચનરૂપ,
ધનવાન તણું કુળ ઉત્તમ મનાય છે.
સારા ગુણ હોય તોય ધન જો ન હોય ભાઈ;
કેશવ કહુ શું બધું ધૂડ ધાણી થાય છે.

* * *

સાહી જેવો કાળો હોય માખીઓનો માળો હોય,
ગલોફામા ગાળો હોય નીતિનું તો નામ છે,
હૃદય કઠોર હોય ચાડીઓ કે ચોર હોય,
ગુણીકાનો ગોર હોય વહાલો પથ વામ છે;
લંપટ લબાડ હોય પાપનો તો પહાડ હોય,
ઝેર તણું ઝાડ હોય જુલમનો જામ છે.
કેશવ અધીર કે બધીર હોય તોય પણ,
તેને લોક માને જેની પાસે ધન ધામ છે,

* * *

બોલવામા બાગો હોય સમજમા સાગો હોય,
ગાફલ કે ફાગો હોય હરામમા હરામ છે,
અતિ અનાચારી હોય વિવિધ વિકારી હોય,
જંગલી જુગારી હોય કાળા ધોળા કામ છે;

આળસ અપાર હોય સુમ સરદાર હોય,
વેવલા વિચાર હોય ઠગાઈનું કામ છે;
કેશવ કયાદી કે અનાડી હોય તોય પણ,
તેને લોક માને જેની પાસે ધન ધામ છે;

* * *

રાજનીતિ જાણ હોય સદ્ગુણની ખાણ હોય,
ભુવનનો ભાણ હોય પર દુઃખ હરે છે;
ભલે ભગવાન હોય ધીરે પગ ધરે છે,
પરમ પવિત્ર હોય મોટાઓનો મિત્ર હોય:
વાતમા વિચિત્ર હોય દોષ દેખી ડરે છે,
રાગી કે વિરાગી હોય સુંદર સુહાગી હોય;
નાણું નહિ હોય તેનું કામ કોણ કરે છે.

* *

## સંસારમાં વિવેકી પુરૂષે પોતાના મનને શાન્ત રાખી પ્રભુનું ભજન કરવું જોઇએ.

એક ઘોડેસ્વાર પોતાને ગામથી બીજે ગામ જતો હતો. રસ્તામાં એક સ્થળે કોશ ચાલતો હતો ત્યા સ્વારે ઘોડાને પાણી પાવા ધાર્યું, પણ કોશ ચાલતા તેનું પૈડું કચુડ કચુડ થયા કરતું. આ અવાજથી ઘોડો ચમકી વારંવાર ઉચું મો કરવાને ભડકવા લાગ્યો. આથી તેણે કોશવાળાને કહ્યું કે ભાઈ તું પૈડાનો કચુડાટ બંધ કર ! કોશવાળાએ કચુડાટ બંધ કરવા કોશ ચલાવવો બંધ કર્યો: એટલે તો પાણી આવતું બંધ થયું ! કચુડાટ બંધ થતા ઘોડો થાળા પાસે ગયો પણ પાણી ન મળે ! ઘોડાવાળો બોલ્યો "અરે ભાઇ ! મેં તો તને કચુડાટ બંધ કરવાનું કહ્યું છે, પાણી બંધ કરવાનું નહિ." કોશવાળો બોલ્યો: "ભાઈ તારી માગણી પ્રમાણે થવું અશકય છે. પાણી આવશે તેની સાથે અવાજ પણ આવવાનો માટે જો તારે પાણી પાવું હોય તો ઘોડાને અવાજ સાભળતા પાણી પીવાનું શીખવાડો. તમે એને થોડી શાન્ત કરો એટલે તે પાણી પણ પીશે ને કચુડાટ પણ સાભળ્યા કરશે."

વિવેકી મનુષ્યે પોતાના મનને સંસારના કચ્ચુડાટો વચ્ચે સ્વસ્થ રહી નિર્જાનંદનું પાન કરવાનું છે. બંન્ને કામો સાથે કરવાના છે એ કદી પણ ભુલવું નહિ.

### ૭ જણાઓ ૭ ચીજોથી વિમુખ રહે છે.

(૧) કંજુસ માણસ સુકૃત્યથી,
(૨) ક્રોધી માણસ લોકપ્રિયતાથી.
(૩) ઘમંડી માણસ કીર્ત્તિથી.
(૪) અન્યાયી અમલદાર અધિકારની દૃઢતાથી.
(૫) શિયળહિન માણસ ધર્મથી.
(૬) લાલચુ માણસ પુણ્યથી.

### ઉપયોગી દોહરા

બીજાની નિંદા કરે, તમ આગળ જે આજ;
કાલે કરશે તે થકી, તમ નિંદાનું કાજ.
રાજા કોનો ગોઠીયો, જોગી કોનો મિત્ર;
વેશ્યા કોની નાર છે, ત્રણે મિત્ર કુમિત્ર.
કઠણ કામ પણ આવડે, કરતા નીત અભ્યાસ;
નટ ચાલે છે દોરડે, શિખે વરસ છ માસ.
મોટું કોને છોટુ કો, જ્યા પ્રીતિ બંધાય;
દુર્યોધન મંદિર તજી, કૃષ્ણ વિદુર ઘર જાય.
મુરખ જાણે મુજ વિના, ચાલે નહિ વ્યવહાર;
ગયા યુદ્ધિષ્ટિર રાય નળ, પણ ચાલે સંસાર.
જેવા તેવા મનુષ્યને, કરશો કદી ન બોધ;
માળો વિંખ્યો સુગરીનો, કરી વાનરે ક્રોધ.
નિંદા સ્તુતિ નવ ગણો, હઇડે રાખી હામ;
સર્વેનું શુભ ચાહીને, કર તું તારૂં કામ.
સારૂં કરતાં વાર બહુ, નરસું તરત કરાય;
સાકર, ગંધક તેલથી, તરત કોયલો થાય.
મોટી વેઠે આપદા, તેનો જશ ઉચરાય;
નળ, પાંડવ ને રામની, વાતો બહુ વંચાય.

મોટાને કહેવાય નહિ, નાનાને કહેવાય:
સાસુમા સો વાક પણ, વહુનો વાક કદાચ.
છોટા જનને આશરે, નભે ન મોટો કોય;
હાથી નાની હોડીએ, તરત ડુબાવે તોય.
મોટા ચાહે તે કરે, ન કરે જગ ઉપહાસ;
વર્ષા જગ પાવન કરે, કદી કરે જગ નાશ.
દો બાતકો ભૂલ મત, જો ચાહત કલ્યાણ;
નારાયણ એક મોતનો, દુજો શ્રી ભગવાન.
દયા, ગરીબી બદગી, એ રાખો દીલ માય;
દાદુ કાટા જીભકા, કીસે લગવો નાથ.
પતિ બિન પત નાહિ, પતિ બિન ગત નાહિ;
સુંદર સકળ બીધી, એક પતિવ્રત હે.
ભુલ્યા ત્યાથી ફરી ગણો, જાગ્યા ત્યાથી સ્વાર;
જો જન જાણે એટલુ, તો પહોચે ભવ પાર,
લે લુટી ધન કૃપણનું, કા રાજા કા ચોર:
ખ ખેરાયે ખાસડે, બોરડી કેરા બોર.
મધમાખી મધ સગ્રહે, ખતે કદી ન ખાય;
પારધી પાછળ પડી, સઘળુ લુંટી ખાય.
લોભે લાજ ઘટે ઘણી, લોભે પ્રભુ પ્રતિકુળ:
લોભે લક્ષણ જાય છે, લોભ પાપનુ મુળ.
ભલે બચન મુખ્ય નીચકે, નાહી ન હોત પ્રકાશ;
હીગ લસુનમેં ના મીલે, ધન કસ્તુરી બાસ.
આગળ પડીને આપણે, હોસે કરીએ કામ;
તેનો બદલો એ દીએ, દાતરડાનો ડામ.
આશિષ ખાલી જાય છે, કદિ સફળ પણ થાય,
હાય લીધેલી તે કદી, નહિંજ નિષ્ફળ જાય.
લાજ હોય છે લખની, રાડ કરી દે ધૂળ;
આવી હોય જ્યા રાડ ત્યા, મહા દુઃખનુ મૂળ.
ધન, સત્તા ને મદ થકી, જે દબાવે લોક;

અભિમાન કરનાર એ, જગમા જનમ્યો ફોક.
કાંટો કાઢે તેમનો, અતિ ગણો ઉપકાર;
માથું આપો તેમને, તો બદલો વળનાર.
કદર નથી જ્યા મિત્રની, માથું આપે તોય;
થુંકો તેના મો પરે, દુર નજરથી જોય.
અક્કલ દયા વિણ હોય જો, કદિ કોઇપણ ભૂપ;
નવ તે મોટો જાણવો, ડોઓ એ મજબુત.
જે પથ્થર નવ ઓળખે, કે કે એ છે જાત;
તે હીરા શું ઓળખે, દેતા તેને હાથ.

## ફુલછાબ છઠ્ઠી.

### સજ્જન પુરૂષોના ઉત્તમ લક્ષણો.

(૧) ધર્મ, નીતિ અને પુણ્યનો માર્ગ કદી પણ છોડવો નહિ.
(૨) કોઈની નિંદા તથા દ્વેષ ન કરવો.
(૩) કોઈ સારી શિખામણ આપે તે પ્રત્યે અભાવ લાવવો નહિ.
(૪) કદી પણ ક્રોધ કરવો નહિ ને સત્ય બોલવું.
(૫) આળસમા કદી પણ સુખ માનવું નહિ.
(૬) પુરૂષે પ્રયત્ન કદી પણ છોડવો નહિ.
(૭) કદી પણ શરત લગાડવી નહિ.
(૮) લખત પત્ર કર્યા વિના લેવડદેવડ વ્યવહાર કરવો નહિ.
(૯) પરાધીન થવું નહિ.
(૧૦) સભામા જુદી વાતો કરવી નહિ.
(૧૧) અપરાધ વિના કોઇને શિક્ષા કરવી નહિ.

(૧૨) દુષ્ટ તથા ચાડીયા લોકો ભેગું બેસવું નહિ.
(૧૩) સ્ત્રી પાસે સાચું બોલવું નહિ.
(૧૪) વગર માગી ચીજ કોઇને આપવી નહિ.
(૧૫) પોતાની કીર્ત્તિના વખાણ કરવા નહિ.
(૧૬) માદક વસ્તુનો સંગ કદી પણ કરવો નહિ.
(૧૭) ધીરજ કદી પણ છોડવી નહિ.
(૧૮) સત્ય માર્ગ છોડી અસત્ય માર્ગે જવું નહિ.
(૧૯) ઝેરની પરીક્ષા કદી કરવી નહિ.
(૨૦) અભિમાન કરવું નહિ ને સદા શાન્તિ રાખવી.

## મૂર્ખનાં લક્ષણ.

દોહરો.

સુરખ માથે શીંગડા, નહિ નિશાની હોય;
સાર અસાર વિચાર નહિ, જન તે મુરખ જોય.

ક. દ. ડ.

(૧) પોતાના આખા કુટુંબનો ત્યાગ કરી અમુલ્ય જીવન સ્ત્રિને આધિન કરી દે તેને મૂર્ખ સમજવો.

(૨) જુગાર, વેશ્યા ગમન, ચોરી, ચાડી, પરસ્ત્રી ગમન, પક્ષિ ક્રિડા તથા કીન્નરી ગાયનમા આસક્ત તે પણ મૂર્ખ છે.

(૩) પારકાની આશા રાખીને આળસ કરે.

(૪) ધરમા વિવેક કરે ને સભામા શરમાઈ જાય.

(૫) જે પોતાનું ન સાભળે તેને શીખવવાનો યત્ન કરે.

(૬) વિષય ભોગમા નિર્લજ બની જાય.

(૭) પરોપકાર કરી જાણે નહિ, ને ઉપકાર કરનાર પ્રત્યે અપકાર કરે.

## અનુભવના ઉદાહરણો.

દુ:ખી દુર્ભાગી મનુષ્યને ભવિષ્યમાં સુખના આવવાની સર્વદા આશા હોય છે; દુખી મનુષ્યને આશાનું કોઈ દ્વાર હોતું નથી; અને

તેથી કરીને તેના એક સરખા કંટાળા ભરેલા જીવનથી તેને છોડાવનાર માત્ર મૃત્યુ જ હોય છે.

× × ×

જે જે વસ્તુઓ જગતમા ઉત્પન્ન થયેલી જણાય છે, તેમાથી એક પણ વસ્તુ નકામી નથી તુચ્છમા તુચ્છ જેવી ભાસતી વસ્તુઓનો પણ આવિશ્વમા ઉપયોગ હોય છે એવો વિદ્વાનોએ અનુભવદ્વારા સિદ્ધાંત સ્થાપ્યો છે.

× × ×

શિક્ષણ માત્રનો ઉદ્દેશ વિશેષે કરીને સંકલ્પ બળને કેળવવાનો હોય છે. આ વિશ્વ સંકલ્પ બળને કેળવવાની મહાન શાળા છે. મનુષ્ય જન્મે છે ત્યારથી તે મૃત્યુ પર્યંત સંકલ્પ બળ કેળવવાના અસંખ્ય પ્રસગો પ્રતિક્ષણ તેને મળ્યા જ કરે છે, અને જેઓ આ પ્રસંગનો લાભ લઈ પોતાના તે બળને કેળવે છે તેઓ જગતમાં ઉત્તરોત્તર ઉચી સ્થિતિને પ્રાપ્ત કર્યા કરે છે.

× × ×

કવિ નાનાલાલ કહે છે કે “ પ્રભુ વિહોણા જનકુલમાં બાળક પ્રભુના પેગમ્બર છે જડ જેવી પૃથ્વીને પાટલે બાળક ચેતનના ફુવારા છે. જલભર નવ વર્ષાની વાદળીઓ છેઃ મનકુલના ભાવિભંડાર છેઃ આશા છે, ઉત્સાહ છે, ઉન્નતિ છે બાળકોનો મહિમા મહાન છે. આ કહેવું જરાયે ખોટું નથી સારી ટેવો એ મુકતા ફળનો હાર છે. બીજમાથી કાળ જતા વૃક્ષ થાય છે, “ કુમળું ઝાડ વાળીએ તેમ વળે છે ” માતા પીતાએ પોતાના બાળકમા સારી ટેવોનુ બીજ રોપવા લક્ષ આપવું મોટી વયે દુર્ગુણ નાશ પામશે એવી આશાએ ખોટું વહાલ બતાવશો મા.

× × ×

દુખના ઢોંગથી તું અનુદાર બનીશ નહિ. કોઇ કોઇવાર ઉદાર બન. જ્યારે કોઇ બ્હારથી જણાતો ગરીબ માણસ ત્હારી પાસે સહાયની યાચના કરે ત્યારે તું ત્હેનું યથાર્થ છે કે નહિ ત્હેની તપાસ કરવામા વિલબ કરીશ નહિ. બે પૈસા બચાવવાની ખાતર અપ્રિય

સત્યશોધન શોધવાની કડાકુટ કરીશ નહિ. ત્હેના વચનપર શ્રદ્ધા રાખવી એજ સારૂં છે.

"લેમ્બ"

× × ×

સુખના બી કેટલા બધા સસ્તા છે તેની આપણને ખબર નથી, નહિ તો આપણે તેમને બહુ પ્રમાણમા વેર્યા હોત.

× × ×

જ્યારે એક પરોપકારી માણસ મરણ પામે છે ત્યારે તે જે પ્રકાશ મૂકી જાય છે, તે ત્હેના કુટુમ્બથી પણ દૂર દૂર વર્ષોના વર્ષો સુધી માણસોનો માર્ગ અજવાળે છે.

"લોન્સફેલો"

× × ×

મનુષ્યોનો ધર્મ શો છે? પોતાના બાન્ધવોને સહાય આપવી, પોતાની દૈવી સંપત્તિને ખીલવવી, દરેક રીતે થાય તેટલું લોકકલ્યાણ કરવું, અને ઇશ્વરની ઇચ્છાને અનુસરવું.

## શ્રદ્ધા શું કામ કરે છે!

"જો તમારામા એક રાઇના દાણા જેટલી પણ શ્રદ્ધા હશે? તો તમે મહાન પર્વતો પણ પલવારમા ઉચકી ફેરવી નાખશો."

કુમારાવસ્થામા જ્યુલીયસ સીઝર એક પ્રસંગે રહોડઝના ટાપુમાં વહાણમા બેસીને જતો હતો એટલામા ચાચીયાઓએ તેના વહાણને લુંટયું, અને તેને બંદીવાન કર્યો. પાચ અઠવાડીયા સુધી તે તેમના કબજામાં રહ્યો, અને આ સમયમા તેના મિત્રોએ તેને છોડાવવાને માટે પૈસા એકઠા કર્યા; પરન્તુ યુનાની લેખક પ્લુટાર્ક કહે છે કે આ પાંચ અઠવાડીયામા તે ચાચીયા તેને એટલું બધું માન આપતા કે તે જોઇને કોઇ અજાણ્યો માણસ પ્રતિજ્ઞાપૂર્વક કહે કે સીઝર સ્વામિપદે હતો, અને ચાંચીયા તેના દાસ હતા. જ્યારે સીઝરને વિશ્રાતી લેવાની ઇચ્છા થતી ત્યારે તે તેમને જરા પણ ઘોઘાટ ન કરવાની આજ્ઞા કરતો, અને તેઓ સંપૂર્ણ અંશે તેની આજ્ઞાનું પાલન કરતા. કોઇ કોઇ સમયે, જ્યારે તેને સમય ગાળવો બહુ કઠિણ જણાતો ત્યારે તે

તેમના આગળ પોતે લખેલા કાવ્યો અને ભાષણો વાચતો અને તે સાંભળતી વખતે તેઓ સપૂર્ણ ધ્યાન ન આપતા તો તેમને, જડ, અણુચક, રોચા, વગેરે ગાળો ચોપડી કાઢતો, એટલુંજ નહિ પણ તેમને ધમકી પણ આપતો કે હું છૂટો થઇશ કે તરત જ તમારામાના પ્રત્યેકને ફાસીના લાકડે લટકાવી દઇશ અને આ ધમકી, ખરેખર પછીથી તેણે અમલમા પણ આણી હતી.

બીજા મનુષ્યો ઉપર આવું અસાધારણ સામ્રાજ્ય ભોગવનાર મનુષ્ય, મહાપુરૂષ હોય છે, એમ નિશકપણે સર્વ વદે છે. પણ 'મહાપુરૂષ' એ શબ્દ બહુ સર્વવ્યાપી છે, અને તેથી કરીને અર્થ-રહિત એ શબ્દથી ઇચ્છેલા ભાવનુ યથાર્થસૂચન થતું નથી. જે શક્તિવડે સીઝર જે મનુષ્યો તેના વાસ્તવિક રીતે સ્વામી હતા તેમને પોતાને આધીન કરી મૂકયા તે શક્તિનુ યથાર્થસૂચન કરાવનારો શબ્દ, મહાપુરૂષને બદલે હોવો જોઇએ એ બહુ અગત્યનુ છે.

"વિજ્ઞાની વાતો."

## પુલછાબ સાતમી.

### દૃઢભક્તિ કેવી હોવી જોઇએ.

ટેક ન મેલે રે, તે મર્દ ખરા જગ માહી;
ત્રિવિધિ તાપે રે, કેદી અંતર ડોલે નાંહિ.
નિધડક વરતે રે, દૃઢ ધીરજ મનમા ધારી;
કાળ કર્મની રે, શંકા દેવે વિસારી.
મોડુ વહેલુ રે, નિશ્ચે કરી એક દીન મરવું;
જગ સુખ સારૂ રે, કેદી કાયર મન નવ કરવું.

અંતર પાડી રે, સમજીને સવળી આંટી:
માથું જાતા રે, મેલે નહિં તે નર માટી.
કોઇની શંકા રે, કેદી મનમા નવ ધારે,
બ્રહ્માનંદના રે, વહાલાને પળ ન વિસારે.

### એક પંથ ને દો કાજ વિષે

ચલો સખી જાઇએ, જહા બસે બ્રજ રાજ:
દધી બેચન ઓર હરી મીલન, એક પંથ દો કાજ.

### કૃપાનું દાન.

પ્રભુ તુજ પરમ કૃપાતણું, દિન દિન દે મુજ દાન,
ભાવે ભલે તુજને ભજુ, ભય ભંજન ભગવાન.

### પ્રભુનો મહિમા

તું તારા બીરદ સામુ જોજે શામળા,
ન જોઇશ કરણી અમારી રે, ટેક
હિરણ્યકશીપુને હાથેરે હણીઓ,
માસી પૂતના મારી રે:
પ્રલ્હાદ કારણ સ્તંભમા વસીયા,
પ્રગટયા દેવ મુરારી રે.
લાક્ષાગ્રહમા જેમ પાંડવ ઉગાર્યા,
બ્રહ્માડ જવાળા વ્યાપી રે·
ગજ ગણીકા તારી,
જયદેવને પદવી આપી રે.

### સર્વથી ઇશ્વરસ્મરણ શ્રેષ્ઠ છે.

અબતુમ કબ સુમરોગે રામ,
જીવડા દો દીનકા મીજમાન;
ગરભાપનમેં હાથ જુડાયા,
નીકલ હુવા બેઇમાન,
બાલપનમેં ખેલ ગુમાયા,
તારૂનપનમેં કામ,

ખુદેપનમેં કાંપન લગીયા,
નીકલ ગયા અવસાન;
જુઠી કાયા જુઠી માયા,
આખર મોત નીદાન;
કહત કબીર સુનો ભાઈ સાધુ,
યહી ઘોડા મઇદાન.

મનખા જનમ પામકે, જબલગ ભજ્યો ન રામ,
જઇસે કુવા જલબીન બન્યો, તોકો નહિ કામ.

## પ્રભુના ભક્તનું દૃષ્ટાંત.

એક ગામડીઓ શદ્ર જાતિનો મનુષ્ય હતો. તે શુદ્ધ અંતઃકરણથી હમેશા નિવૃત્તિના વખતમા પ્રભુનું સ્મરણ ભાવે કરીને કરતો, તેની પ્રશસા સ્વર્ગમા નારદજીએ સાભળી એટલે તે ભક્તના ઘર આગળ જોવા માટે આવ્યા. આ શુદ્ધ ગામડીઆને તે વખતે અનેક તરેહની માયિક જંજાળમા લુબ્ધ થએલો દીઠો, એટલે નારદજી તુરત વિષ્ણુ ભગવાન પાસે જઇને કહેવા લાગ્યા કે આપ જે શદ્ર ગામડીઆની ભક્તિની પ્રશસા કરો છો પણ તે તો માયામા વીટાએલો જણાય છે. શ્રી વિષ્ણુએ કહ્યું "નારદજી સસારની અનેક ઉપાધી છતા તે મારૂં નામ અતઃકરણમાથી લેશવાર પણ ચૂકતો નથી એટલુ જ નહિ પણ રાત્રિની વખતે નિવૃત્ત થઇ મારૂં હમેશા શુદ્ધ હૃદયથી સ્મરણ કરે છે, માટે તમારાથી તે શ્રેષ્ટ છે. જો તમોને આટલી વ્યાધિ હોય તો મારૂં નામ વિસરી જાઓ ! પણ તે તો અનેક પ્રકારના દુઃખમા મારૂં સ્મરણ ભૂલતો નથી"

સદા ભવાની સહાય કરે, સન્મુખ રહે ગણેશ;
પંચ દેવ રક્ષા કરે, બ્રહ્મા વિષ્ણુ મહેશ.

નરદેહરૂપી સરખી પુજી લઇને સર્વ માણસો આ સંસારના બજારમા આવે છે, પરતુ તેમાથી કોઇ તો તેનો સારો ઉપયોગ કરીને લાભ મેળવી ગબ્બર થાય છે અને કોઈ તેનો દુરૂપયોગ કરીને કે ઠગાઇને ગાઠની મૂડી પણ ગુમાવી દેવાળું ફુકે છે.

## પ્રભુની ભકિત શૂરવિરની છે.

હરિનો માર્ગ છે શુરાનો, નહિ કાયરનું કામ જોને;
પ્રથમ પહેલુ મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને;
સૂતવીત દારા શિશ સમર્પે, તે પામે રસ પીવા જોને;
સિંધુ મધ્યે મોતી લેવા, માહી પડયા મરજીવા જોને
મરણ આગળે તે ભરે મૂકી, દીલની દુગ્ધા વામે જોને:
તીરે ઉભા જુવે તમાસા, તે કોડી નવ પામે જોને:
પ્રેમ પંથ પાવકની જવાળા, ભાળી પાછા ભાગે જોને;
માહી પડયા તે મહાસુખ માણે, દેખનારા દાઝે જોને.
માથા સાટે મોઘી વસ્તુ, સાપડવી નહિ સ્હેલ જોને;
મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જોને;
રામ અમલમા રાતામાતા, પુરા પ્રેમી પરખે જોને;
પ્રિતમના સ્વામીની મરજી, દિન દિન મેળવ સાચી જોને.

## કષ્ટ વિના પ્રભુ મળી શકતા નથી.

મહા કષ્ટ પામ્યા વિના કૃષ્ણ કોને મળ્યા,
ચારે જુગના જુઓ સાધુ શોધી,
વહાલ વૈષ્ણવ વિષે વિરલાને હોય બહુ,
પીડનારાજ ભકિત વિરોધી
ધ્રુવજી, પ્રલ્હાદજી, ભીષ્મ, બલિ, વિભીષણ:
વીદુર, કુન્તી કુંવર સહીત દુખીયા,
વસુદેવ, દેવકી, નંદજી, પશુપતિ,
સકલ વજ્ર ભકત દુખી સુખીઆ.
નળ, દમયંતી, હરિશ્ચંદ્ર તારાનયની,
રૂખ્માંગદ અંબરીષાદિ કષ્ટી,
નરસિંહ મહેતો ને જયદેવ મીરાંજની,
પ્રથમ પીડા પછી સુખની વૃષ્ટિ
વ્યાસ આધિ વ્યાધિ તુલસી માધવાદિક,
શીવ કપિલા વિદ્યા વિશ્વનીંદે,

જગજનની જાનકી દુઃખ દુસ્તર સહ્યું,
પાપ વણ તાપ જેને જગત વંદે.
સંચીત ક્રિયમાણ પ્રારબ્ધ જેને નથી,
તેને ભય તાપ આવી નડે છે,
અકળ ગત ઇશ હેતુ ન સમજ્યુ પડે,
પ્રબળ ઇચ્છા સર્વ તે પડે છે.
છે કથન માત્ર એ પાપ ને પુણ્ય એ,
નચવ્યુ નંદકુવરનું જગત નાચે
દયા પ્રીતમ રૂચિ વિના પત્ર હાલે નહિ
પણ ન માગે ભ્રમણ મન કાચે.

## સત્પુરૂષોનો પ્રસંગ હિતાવહ છે

એક મહાન ભક્ત પાસે એક કંસારો હમેશા કથા શ્રવણ કરવા જતો હતો. આ વાત તેની સ્ત્રીને નહીં ગમવાથી હમેશા પોતાના પતિને કથામા જવાની મનાઈ કરતી એક વખતે તેનો એકનો એક દીકરો ભયકર માદગીમા હતો ત્યારે તેની સ્ત્રીએ કહ્યું કે આજ દીકરાને મંદવાદ વધારે છે, માટે કથામા જવાનુ બધ રાખશો. સ્ત્રીને રાજી કરવા માટે તેણે હા કહી પણ બરોબર ટાઇમ થતા ગુપ્ત રીતે પુત્રને માદગીના બિછાને એકલો મૂકીને તે કથાનું શ્રવણ કરવા ચાલ્યો ગયો. પાસેથી તે પુત્ર મરણને શરણ થયો એટલે કસારાની સ્ત્રી પોતાના મરણ પામેલા પુત્રને લઈને પોતાનો ધણી પંઢરપુરમા નામદેવ ભક્ત પાસે કથાનુ શ્રવણ કરતો હતો ત્યા લાવીને નાખ્યો અને કેટલાક કઠોર વચનો બોલવા લાગી પ્રભુના ભકતો બહુ દયાળુ જ હોય છે તેણે ધીરજ આપી બાઇને શાત કરી. પછી બધા ભકતોને કહ્યુ કે તમે “ રામ નામની ” ધૂન કરો. થોડીવાર ધૂન કરવાથી મરણને શરણ થએલો પુત્ર પણ રામ નામ બોલતો બેઠો થયો આ ચમત્કાર જોઈ સર્વ ભકતોને પ્રભુના નામ ઉપર વિશેષ આસકિત થઇ. અને તે દિવસથી પેલી કસારાની સ્ત્રી પણ પોતાનો દુષ્ટ સ્વભાવ મૂકી સત્સંગમાં આવવા લાગી. આપત્તિને વખતે પ્રભુના મહાન ભકતો પોતે ધારે તે

કરી શકે છે, અને એવા ઘણા દૃષ્ટાંતો ભક્તમાલમા જોવામા આવે છે.

## મહત્પુરૂષોની મહત્તા ને સમજણ.

એક મહાત્મા એક શહેરની ગલીમાથી જતા હતા તેવામા એક એક ઘરની બારીમાથી એક બાઇએ રાખનો ટોપલો ભરીને તેના માથા ઉપર નાખ્યો. તે વખતે આ મહાત્મા પ્રભુની સ્તુતિ કરવા લાગ્યા. પાસે ઉભેલા માણસો મહાત્માને હાથ જોડી કહેવા લાગ્યા કે "મહારાજ, આ જગ્યા પ્રાર્થના કરવાની છે ?" ત્યારે મહાત્માએ કહ્યું કે "ભાઇઓ, અહીઆ રાખ પડી તેનાથી જ છૂટકો થયો જો વિજળી પડી હોત અગર ઘરની ભીત પડી હોત તો આપણે શું કરત ? માટે ઇશ્વરનો મોટો ઉપકાર કે આ રાખથી જ પતાવ્યું." મહાત્માઓ તો દુખને વખતે આવા પ્રકારની ધીરજ રાખી પ્રભુના મહાન ગુણોનુ સ્મરણ કરે છે. પણ પોતાને દુખ પડ્યું તેનો લેશ માત્ર પણ અફસોસ કરતા નથી. એજ એમના મહાન્પણાની અદ્ભુત ખૂબી છે.

ભક્તોને માથે કાઇ શીગડાં હોતા નથી, તેમ મોહવાદી સસારીઓને કાઈ પુછડુ હોતું નથી. તેઓ બન્નેને હાથ, પગ, મોઢુ, માથુ, નાક, આખ, કાન વિગેરે બધું સરખું જ હોય છે છતા પણ તેમના આચાર વિચારમા ઘણો ફરક હોય છે ધીરા ભકતનો દીકરો મરી-ગયો ત્યારે રોનારાને ધીરો ભક્ત કહેવા લાગ્યો કે "રોનારા જો રહેવાના હો તો તમે મારા દીકરા માટે રોજો, નહિ તો રોવામા કાઈ સાર નથી, કેમકે રોનારા નથી રહેનાર." નરસિહ મહેતાની દીકરીના વિવાહમાં નરસિહ મહેતાએ પ્રભુ પર સઘળો ભાર મૂકી કાઇ પણ તૈયારી જાનમા જવા વખત સુધી કરી નહોતી એ તો "પ્રભુના કાર્ય પ્રભુ પાર ઉતારશે" એવો દૃઢ નિશ્ચય રાખી ભજનમા મસ્ત રહે છે. તેને જગ-તની કે નશ્વર સુખની લવલેશ પરવા નથી.

## એક ભક્તના દોઢ દીકરાની વાત.

કુમનદાસ નામે એક બહુ ભાવિક વૈષ્ણવ હતા તેમને એક દિવસ શ્રી વલ્લભાચાર્ય મહારાજે પૂછ્યુ કે, "કુમનદાસ, તમારે કેટલા

દીકરા છે." ત્યારે તેણે હાથ જોડીને કહ્યું કે "કૃપાનાથ, મારે દોઢ દીકરો છે." એ સાભળીને ત્યા બેઠેલા બીજા વૈષ્ણવ લોકો એ આચાર્યજી મહારાજને કહ્યું કે, "મહારાજ, આ કુમનદાસજી આપની પાસે જુઠ્ઠું બોલે છે. તેમને સાત દીકરાઓ છે." એ સાભળીને મહારાજે કુમનદાસના સામું જોયુ અને કહ્યું કે, "આ વૈષ્ણવ શું કહે છે?" ત્યારે કુમનદાસે કહ્યુ કે, "મારે ચતુરભુજ નામે દીકરો છે તે જ્ઞાન તથા સેવા બન્ને જાણે છે, માટે તે આખો દીકરો છે, અને બીજો કૃષ્ણદાસ નામે દીકરો છે તે સેવા કરે છે, પણ પ્રભુનો મહીમા જાણતો નથી. એ જ્ઞાન તેનામા નથી, માટે તે અર્ધો દીકરો છે, તેથી મારે દોઢ દીકરો છે એમ કહુ છું. બાકીના પાચ દીકરા કે જેનામા જ્ઞાન કે સેવા કાઇ પણ નથી, તેને હુ મારા દીકરા સમજતો નથી. એ તો છાણના કીડા જેવા કીડાઓ કહેવાય છે એ કાંઇ દીકરા કહેવાય નહિ. જેનામા જ્ઞાન અને સેવા હોય તેજ પુરો દીકરો કહેવાય.

## સંતોષ વિના સુખ નથી.

એક મહાત્મા ફરતા ફરતા એક વખતે એક શહેરમા આવી ચડયા. તેને એક ધનાઢયનો સગ થયો ધનાઢયે તે મહાત્મા પાસે પોતાના વ્યાપાર ઉદ્યોગની અનેક વાતો કરી અને આખી રાત્રિ મહાત્માને આરામ લેવા દીધો નહિ. છેવટે તે મહાત્માને તે ધનાઢય કહેવા લાગ્યો કે આપના અનુભવની એકાદ વાત કરો તો ઠીક. તે ઉપરથી મહાત્માએ કહ્યુ કે "સસારી આદમીની આખ સતોષથી સંતુષ્ટ બને તો ઠીક, નહી તો પછી છેવટે કબરની માટીથી સંતુષ્ટ બને છે."

## આફત દુર કરવાનો ઉપાય.

સુજ્ઞ માણુસો હાથ જોડી બેસી રહીને પોતાપર આવી પડેલી આફત માટે શોક કર્યા કરતા નથી, પણ થએલા નુકસાન અને પડેલી આફત શી રીતે દુર કરવી તેના રસ્તા ઉમગ રાખીને શોધે છે.

## ઉદાર બુદ્ધિ વિષે.

સેંટ પોલ કહે છે કે, "ઉદાર બુદ્ધિ ઘણું સહન કરે છે, અને તે ઉપકાર કરે છે. ઉદાર બુદ્ધિ ઈર્ષા રાખતી નથી, તે ગર્વ કરતી નથી, તે ફુલાઇ જતી નથી, તે કદી અયોગ્ય રીતે વર્તન કરતી નથી. ઉદાર બુદ્ધિ સ્વાર્થ તરફ લક્ષ રાખતી નથી, સ્હેજસાજમા ગુસ્સે થઇ જતી નથી, કોઈનું ખોટું કરવાનો વિચાર કરતી નથી, ઉદાર બુદ્ધિ અન્યાય કરીને રાચતી નથી, પણ સત્ય વાતમા રાચે છે, ઉદાર બુદ્ધિ બધી વાતો સહન કરે છે, સર્વ વાત માને છે, સર્વ વાતની આશા રાખે છે, અને સર્વ વાત ખમી રહે છે."

## મહાન પુરૂષોનાં વચનો.

સેનેકા કહે છે કે, "પોતાનુ અંતકરણ સ્વસ્થ હોવું એ નિરંતર ઉત્સવ જેવુ છે"

જે જે મહાન પુરૂષો થઇ ગયા છે તેમણે પોતાની ફરજ બજાવવામા નિસ્વાર્થી અને ન્યાયી દૃષ્ટિ જ રાખી છે. તેમણે એ અગત્યની ફરજો બજાવવા લોભ અને અભિમાનનો ભોગ આપ્યો છે. આથી જ તેવો ડાહ્યા અને શક્તિમાન કહેવાયા છે. એ કાર્યો કરવામા તેમને કાઇ વખાણ કે બદલાની આશા ન હતી: તેમણે કદી મોટાઇ શોધી નથી. તેઓ વફાદારી અને નિસ્વાર્થને પ્રમાણિકતા અને સત્યને જ શોધનારા હતા, અને આ સૌ ગુણોને ન્હાના ન્હાના કાર્યો અને કર્તવ્યોમાથી મેળવીને તેઓ પરોક્ષ રીતે મહાનતાની ટોચે પહોચ્યા છે.

જે માણસો નાના કાર્યોને મહાન્ ગણે છે તેઓ મહાત્માઓ છે.

રાજા ભર્તુહરિને મહારાજા કહેવામા જેટલું સુખ લાગતું તેના કરતા "હુ ભિક્ષુક છુ"-એમ કહેવામા ખરો આનંદ આવતો, કેમકે રાજાને તો અનેક તરેહના અંતરમા સકટ હોય છે પણ મહાત્મા જેઓ ભિક્ષા માગી ખાય છે તેને કોઇપણ જાતની ફિકર રહેતી નથી.

એક મહાત્મા આગળ એક જણાએ એક બાજુ કાળો સર્પ

તથા બીજી બાજુ સોનામહોરની થેલી મૂકી પરંતુ તે મહાત્માને તો બન્ને સમાન જ લાગ્યા. તે સોનામહોરને કાળો નાગ સમજવા લાગ્યા.

દૈત્યોના ગુરૂ શુક્રાચાર્ય પાસે કચ મૃત્યુ સંજીવની વિદ્યા શીખતો હતો. ગુરૂ તેના ઉપર પ્રસન્ન રહેતા. દૈત્યોને એ શેનું ગમે? એક વાર એમણે કચને મારી નાખ્યો, પણ ખબર પડતા ગુરૂએ જીવતો કર્યો. દૈત્યોએ ફરી કચને મારી નાખ્યો, ને એની રાખ કરીને ગુરૂને પાઈ દીધી. 'ગુરૂને ખબર પડી હવે? એ કાંઈ ઓછા નહોતા?' પેટમાના કચને એમણે પૂરી વિદ્યા શીખવી, ને કહ્યું "બેટા, પેટ ચીરી બહાર નીકળ" કચ બહાર નીકળ્યો ને ગુરૂને જીવતા કર્યા. સૌ ખુશી થયા. દેવયાનિના હરખનો પાર રહ્યો નહિ. ગુરૂએ કચને આશિર્વાદ આપ્યા, "બેટા, તારૂં કલ્યાણ થાઓ."

**સોનું કહે છે કે "ભલે મને કાપો, ટીપો, બાળો.**

તેમા મને કાંઈ દુઃખ થતું નથી. પણ એ કાળા મોઢાવાળા સાથે (ચણોઠી સાથે તોલો છો ત્યારે) જ્યારે મારી તુલના કરો છો ત્યારે હું ઉંચાનીચું થાઉં છું.

જો મરનેસે જગ ડરે, સો મેરે મન આનંદ.
કબ મરીયે, કબ ભેટીયે, પૂરણ પરમાનંદ.
અવગુણ કરે હજાર, જળ વિના માછલીઓ જાળવે,
વડાને નહિં વિકાર, સાહેર પેટા શામળા.

**રાજ્ય લોભ.**

મુંજરાજાએ જ્યારે રાજ્ય લોભથી ભોજરાજાને મારી નાખવાને માટે એક જંગલમા મોકલ્યો. ત્યા ભોજરાજાએ મારાઓને કહ્યું કે "તમે મને મારો મા. લ્યો હું તમોને આ સોનાનો હાર આપુ છુ. મને મારવાથી તમારા હાથમા કાંઇ આવશે નહિ." ત્યારે તે મારાઓએ તેને નહિ મારતા એક હરણીઆને મારી તેની આખો મુંજરાજા પાસે લઈ ગયા. તે વખતે ભોજરાજાએ મુંજ ઉપર એક લોહીના અક્ષરથી એક ઝાડના પાન ઉપર નીચે પ્રમાણે લખી આપેલુ હતું. "સત્યુગના

અલંકારરૂપ માધાતા રાજા મરી ગયો જેણે મહાસમુદ્રના ઉપર પાજ બાંધી અને જેણે દશ મસ્તકવાળા રાવણનો નાશ કર્યો એવો રામ રાજા પણ કયા જતો રહ્યો, તેમજ એ વિના યુધિષ્ઠીર આદિ લઇને બીજા રાજાઓ સ્વર્ગે ગયા પણ તેમનાથી કોઇની સાથે પૃથ્વી ગઈ નહિ. તથાપિ મને લાગે છે કે, હે મુંજરાજા! એ પૃથ્વી હવે તારી સાથે આવશે."

### કથા શ્રવણ કરતાં કદી સૂવું નહિ.

એક કથાકાર રાત્રિને વિષે એક ચોરામા ભારતની કથા વાંચતા હતા તેવામા એક ખેડુત થાકયો પાકયો કથા સાંભળવા આવ્યો. કથાની જેવી શરૂઆત થઈ તેવો એક ખૂણામા તે બીચારો સૂઈ ગયો. ત્યા એક કુતરાએ પેશાબ કરવાથી તેનું મોઢું ઉઘાડું હોવાથી તેના મુખમાં તેનો પ્રવેશ થયો. થોડી વારે કથાની સમાપ્તિ થઈ ત્યારે સાભળવા આવનાર માણસ અંદર અંદર વાતો કરવા લાગ્યા કે "હરિરસ બહુ જ મીઠો છે." તે સાભળી પેલા ખેડુતે પોતાના એક સ્નેહીના કાનમા વાત કરી કે "મને કેમ ખારો લાગે છે?" એ ઉપરથી તેની ખાત્રી કરી આપતાં તેણે પોતાની ભૂલ કબુલ કરી કે કથા સાભળવા જવું તો કોઇ દિવસ સૂઇ જવું નહિ

### એક આશ્ચર્યની વાત.

એક વખત કોઈ એક શ્રીમાને એક મહાત્માને પૂછયું કે, "મહારાજ, આ દુનીઆમા આશ્ચર્ય શું હશે?" ત્યારે તે સદ્‌ગુરૂએ કહ્યું કે, "મનુષ્ય પોતાની હારના તેમજ પોતાથી ઓછી ઉમરના,

તેમજ પોતાથી વધારે ઉમરના માણસો મરી જાય છે; છતા પોતે 'અમરપણું' માની કાળના સ્વરૂપથી નથી ડરતા એજ મોટામાં મોટું આશ્ચર્ય છે ! !"

સંસારીકા ટુકડા, નવ નવ આંગળ દંત
ભજન કરે તો ઉગરે, નહિ તો કાઢે અંત.

સુગંધી ચંદનનું મથન કરવા છતા ચંદન તો આખર સુધી પોતાનું કર્તવ્ય બજાવે જાય છે અને જગતને સુગંધી પુરી પાડે છે. સત્પુરૂષો પણ તેવીજ રીતે પોતાનો ધર્મ બજાવે છે.

## ઇશ્વર મૂર્તિમાન છે.

એક શ્રીમાનને કોઈ એક મહાન પુરૂષે મંદીર કરાવી તેમાં મૂર્ત્તિ પધરાવવાનું કહેતા કાઇપણ ધ્યાન આપે નહિ જ્યારે ઘણા માણસોના દેખતા તે મહાત્માએ પેલા શ્રીમાનને બહુ ઠપકો આપ્યો ત્યારે એક વખત પોતાની દુકાને જઇ સોનીને બોલાવીને મૂર્તિ બનાવવાનું કહ્યું. સોની કહે "શેઠ સાહેબ મૂર્ત્તિ સોનાની કે રૂપાની કરવી છે ?" ત્યારે પેલો શ્રીમાન કહે "નારે એ તો ચાલશે–પીત્તળની કરીને ઉપર રૂપાનો ઢોળ દઇશ તો ચાલશે એટલે થોડી કિમતમા પતાવવાનું છે." સોની તેનો હમેશનો ઓળખાણવાળો હતો તેથી શેઠના કહેવા પ્રમાણે કામ કરી આપ્યું. તેમા ખરચ તો જુજ થયો. પણ તે પબ્લીકમા લાવવા માટે શેઠ ગામના માણસોને ચાવી ચાવીને હમેશા પૂછે કે 'કેમ ભાઇ, મૂર્ત્તિ કેવી થઈ છે.' તેથી તેના વખાણ કરે એટલે બહુ રાજી થાય ને પોતાનું નામ તેને દર્શાવે. આ મંદીરમાં રહેનાર મહાત્મા આ સઘળું તે જાણતા હતા. એક વખતે શેઠાણીએ પોતાનો દાગીનો તૂટી જવાથી શેઠને નવો કરાવવા આપ્યો. સોનીએ પૂછ્યું કે 'શેઠ સાહેબ, આમા કેટલું સોનું નવીન ઉમેરવું છે. શેઠે કહ્યુ દશ વીશ તોલા સોનું નાખજે, કાઇ ફરી ફરીને આ દાગીનો કરવાનો નથી' આ વાત મહાત્માને કાને આવવાથી મહાત્મા હસવા લાગ્યા ને કહેવા લાગ્યા કે નર્કની દેનારી સ્ત્રી વાસે જગતના

શ્રીમાનો ગાડા બને છે ને મોક્ષની દેનારી મૂર્ત્તિને ફોસલાવે છે, પણ પરમાત્મા તેથી કાંઇ ફોસલાતો નથી, એતો દરેકના ભાવ જુએ છે.

એક મહેતાજીએ પોતાના શિષ્યને પ્રશ્ન પૂછ્યો કે "પચીશમાથી પચીશ જાય તો કેટલા રહે?" ત્યારે શિષ્યે જવાબ દીધો કે "કાંઇ રહે નહિ." પછી તેને કાગળમા બે મીડાં બતાવ્યા, તે જોઈ મહેતાજી સાહેબ કહેવા લાગ્યા કે "આ ઘડી તમે કાંઈ નહિ કહેતા હતા ને કાગળમા બે મીડાં બતાવો છો આનું શું કારણ?" તેનો ઉત્તર શિષ્યથી દેવાણો નહિ એટલે મહેતાજી કહે "કાંઇ નહિ-એ ભાવ છે ને તે ભાવ દેખાડવાને માટે બે મીડાની જરૂર છે માટે પરમાત્મા પણ ભલે નિરાકાર હોય પણ તેનું સ્વરૂપ જાણવાને માટે મૂર્ત્તિપૂજનની આવશ્યકતા લાગે છે

## મનની ચંચળતા સ્થિર કરવા વિષે

મન ઘણું ચચળ છે. પ્રત્યેક અર્ધ નિમેષમા તો તે ત્રણે લોકમાં ફરી વળે એવી એની ગતિ છે છતા આશ્ચર્ય જેવું તો એ છે કે તે યુક્તિથી સ્થિર કરી શકાય છે. મનને કોઇપિણ સ્થળે સર્પની પણ ઉપમા આપવામા આવે છે. ચચળ મન જો કોઈ બાધ ન નડે તો સર્પની માફક પોતાની ઇચ્છાનુસાર ગમે ત્યા ભરાઇ જાય અને એવે વખતે જો તેની સ્વચ્છંદતા સામે અવરોધ મૂકવા જઇએ તો સર્પની પેઠે ક્ષોભ પણ પામે છે મનને સ્થિર થવામા જે એક મહાન સકટ અથવા વિઘ્ન નડે છે તે અજ્ઞાનતાનુ છે મનરૂપી નેત્ર જ્યા સુધી અજ્ઞાન રૂપ અધકારથી વીટાયેલુ હોય છે ત્યા સુધી તે બિચારૂં તત્ત્વ દેખી શકતું નથી. અને તેથી તે વિષયમાજ મુઝાયા કરે છે. સ્થિરતા પ્રાપ્ત કરવી અશક્ય થઈ પડે છે અજ્ઞાનતા દૂર કરવા મનને ક્ષણે ક્ષણે સમજાવવું જોઇએ કે "હે મન, જન્મ, મરણ, ધન ને દારીદ્રય એ સર્વ પોતપોતાના કાળે થયા જ કરે છે. તું ફોગટ એની ચિંતા અને હાયવૅાય કરી શા માટે વ્યથીત થાય છે? તારે એ બધાની સાથે કયા લાભો સબંધ છે?" આવી રીતે વિવેકમય પ્રશ્નોમાં મનને તલ્લીન કરવાથી અને યોગ્ય માર્ગે વાળવાથી તે કાબુમા આવી

જાય છે. પછી તો જેમ પવન વિનાના ઘરમાં દીપક સ્થિર રહે તેમ મનની સર્વ વાસનાઓનો લય થવાથી પંડીત પુરૂષો જગતમા સિદ્ધની પેઠે નિરંતર સ્થિર થઇને રહે છે. મન સ્થિર થવાથી અમૂલ્ય તત્ત્વ વિચારરૂપ રત્નો પણ સ્હેજે પ્રાપ્ત થઈ જાય છે. સમુદ્રમાં જ્યારે મોજાં ઉછળતા બંધ થઈ જાય ત્યારે સમુદ્રના તળીયે રહેલા રત્નો પ્રગટ-પણે જોઈ શકાય. તેવીજ રીતે વિકલ્પોનો સર્વથા અભાવ થવાથી આત્માની ચૈતન્ય જ્યોતિ પ્રગટ થાય છે અને જ્યોતિમાથી અનેક અણમૂલ રત્ન સામગ્રી પ્રાપ્ત થઈ શકે છે.

જગતમા વિજય મેળવી શકાય પણ મનને વશ કરવું બહુ કઠણ છે.

## સત્ય માર્ગ દેખાડતી આદર્શ માતા.

મેનાવતી પોતાના પુત્ર ગોપીચંદને વર્ષગાંઠના પ્રસંગે કહે છે કે "ગોપીચદ તુ જન્મ્યો ત્યારે સ્તનપાન કરતો ન હતો અમે બધાં ગભરાયાં, જોશીએ કહ્યું કે 'કાંઈ ચિંતા નહિ. બીજા કોઈ બાલકને ધવરાવો એટલે કુમાર ધાવશે.' એમ અમે કર્યું અને તું ધાવવા લાગ્યો. બાળકનો સ્વભાવ તો એક સ્તન પોતાના હાથથી ઢાંકીને, બીજાને ધાવવાનો, તેમાં તારી આ રીતથી સૌને કૌતક થયું તું મોટો થયો ત્યારે પણ અન્યને ખવરાવીને ખાતો, અન્યને રમકડાં આપીને રમતો. સૌ કહેતા કે તું ચક્રવર્તિ રાજા થઇશ. તું પછી ભણવા બેઠો ત્યારે ઘણી વખત તારા ગુરૂઓ તને શિક્ષા કરતા અને મને કહેતા કે તું ભણવાનું ભણતો નથી. અને બીજુંજ કંઈ વાચ્યા કરે છે. તું ઘણી વખત મોટા માણસો પણ સમજી શકે નહિ તેવું સમજી શકતો, છતાં બાળકો સમજી શકે તેવું કેટલુંક સમજી શકતો નહીં. મેં પણ તને ઘણીવાર પુસ્તક હાથમા લઇને કોઈ વિચારમા મગ્ન થઈ બેઠેલો જોયો છે. હું તને પૂછતી કે તું શું કરે છે? ઉંઘમાંથી ઉઠતો હોય એમ તું કહેતો કે "મને સ્વપ્ન આવે છે." તું સ્વપ્નામાં યોગીઓની જમાતો અને જંગલો જોયા કરતો. કોઇ વખત તું અપ્સરાઓ વિગેરે દિવ્ય મહેલો અને બગીચા આનદથી આકાશમાં

આંખ ખુલ્લી રાખી નિહાળતો. પૃથ્વી પર ન હોય એવા પદાર્થોના તને આમ જાગતાં અને નિદ્રામાં સ્વપ્ન થયા કરતાં. તું તો હસી હસીને બધું મને કહેતો, પણ મને ગુરૂના વચનો યાદ આવ્યાં કરતાં અને ઘણીવાર હું રડી પડતી. તને ચિંતા, ફિકર કોઇપણ કાર્યનો બોજો બીલકુલ ગમે નહિ એવો તારો વિલાસી સ્વભાવ જોઇને મને બહુ દુઃખ થતું અને તને સુધારવા માટે બહુ બહુ યત્ન કરતી. પણ બધું ફોકટ. ભાઇ, આવતી કાલે તને અઢારમુ વર્ષ પૂર્ણ થશે પણ હજુ સુધી એજ તારા વિલાસી સ્વભાવમા કાંઈ ફરક ન પડે. તેની ચિંતામા ને ચિંતામાં ઝરૂખે આવી બેઠી, તને જોયો અને આંસુ ઝાલ્યાં રહ્યાં નહિ, જાણે તુ મારી પાસેથી નાસી જાય છે કે જાણે તારાં અંગો પાણી થઇને ગળી જતાં હોય એવું એવું મને દેખાવા લાગ્યું તું જાણે છે કે પછી હું પૂજાની ઓરડીમાં ગઈ ત્યારે મને કંઈ આશા આવવા લાગી અને હૃદય શાંત અને દૃઢ થયું, તે એટલું બધું કે જાણે સ્ત્રીપણું જ હૃદયમાથી ચાલ્યું ગયું હોય, ભેખ લઇ ચાલ્યા જવાનું હું તને કહી શકી. બાપુ મને ખાત્રી છે કે તું તારી માને નિરાશ નહિ કરે.

## ભય નહિ રાખવા વિષે.

સર્વ હલકા મનોવિકારમા "ભય" સૌથી ખરાબ વસ્તુ છે.

પૂર્વ તરફના એક યાત્રાળુને રસ્તામા પ્લેગ મળ્યો. તેણે તેને પૂછ્યું "તમે ક્યાં જાઓ છો?" તેણે જવાબ આપ્યો કે "પાંચ હજાર માણસોનો ભોગ લેવાને માટે બગદાદ જાઉ છું." થોડા દિવસ પછી તેજ યાત્રાળુએ પ્લેગને પાછો દીઠો અને તેને કહ્યું "તમે તો મને એમ કહ્યું હતું કે હું પાચ હજાર માણસોને મારીશ, પરંતુ તમે તો તેને બદલે પચાસ હજાર માણસોનો ભોગ લીધો." પ્લેગ બોલ્યો, "ના, મેં તો તમને કહ્યા પ્રમાણે માત્ર પાચ જ હજાર માણસો માર્યા છે; બાકીના તો ભયથી મરણ પામ્યા છે." મોટા નગરોના

ગરિબ લત્તાઓમા મરકીના સમયમા સેંકડો માણસો આવી રીતે માત્ર ભયથી જ મરણ પામ્યા છે, જો કે તેમના લત્તાઓમા મરકી ફેલાવાનો જરાએ સંભવ ન હતો.

એક બાઇને રાત્રે સ્વપ્નું આવ્યુ ને તેમાં તેને એવું જણાયું કે હું સમુદ્રમા પડી ગઈ ને આખા સમુદ્રનું પાણી મારા પેટમાં ગયુ. આવી તેને ભ્રાંતિ રહેવાથી તે વાત પોતાની બેનપણીને કહેવા લાગી. બેનપણીએ કહ્યુ કે "બ્હેન, સમુદ્રના પાણીના બે ઘુંટડા જેણે પીધા હોય તે મનુષ્ય કદી પણ જીવી શકતો નથી, તો આખા સમુદ્રનું પાણી પીનાર કેવી રીતે જીવી શકે?" આ ખોટા ધાસ્કાથી આ બાઇ તરત મરી ગઈ. કેટલીક વખત આ સંસારમા ખોટી વાતોના ખોટા ભયથી મનુષ્ય વિશેપ હેરાન થાય છે.

## ખીસકોલી ને દેડકાની વાત.

એક ખીસકોલીને દેડકાને દોસ્તી થતા ખીસકોલી તાડના ઝાડ પર ચઢવા જતા દેડકાએ કહ્યુ કે તું એકલી તાડના ઝાડ પર ચઢી આનંદ લેવાનું ધારે છે, તો મને પણ ત્યા લઈ જા. તે ઉપરથી ખીસકોલી દેડકાને કહેતી કે મારી પીઠ પર બેસી બે કાન પકડી રાખ. એમ કહી દેડકાને લઈ તાડના ઝાડ પર ચઢી ને દેડકાને એક તાડના પાંદડા ઉપર મૂકી પોતે ઉતરી ગઈ. દેડકો બિચારો ઉતરી નહિ શકતાં તાડ ઉપરથી પડી મરી ગયો. જ્યા પોતાની શક્તિ કામ ન કરી શકે તેવી જગ્યાએ જતા. મનુષ્યનું મૃત્યુ થાય છે એ નિર્વિવાદ છે.

# પુલછાબ નવમી.

## સ્ત્રીઓ પણ બુદ્ધિશાળી હોય છે.

શાહબુદ્દીન ઘોરીની સાથે લડવાની ગોઠવણ કરવાને રાજા અને સરદારો મળ્યા હતા. વચમા પૃથ્વીરાજે તેઓને કહ્યું કે તમે વિચાર કરો છો એટલામા હું જઇ આવું છું. એમ કહીને રાજા પોતાની પ્યારી સંજુગતા કને ગયો ને પૂછ્યુ કે તારી શી સલાહ છે? તે વખતે સંજુગતા આ પ્રમાણે બોલી હતી—"સ્ત્રીની વળી સલાહ કોણ પુછે છે? જગત તો કહે છે કે 'સ્ત્રીની બુદ્ધિ પાનીએ'—કદી તેઓ સાચે સાચી વાત કરે છે તોપણ તેનુ કોઇ સાભળતું નથી, તો પણ સ્ત્રી વિના સસાર કેવો છે? અમો શકિતને રૂપે છીએ ને અમારામાં શીવનો જુસ્સો છે. અમો ચોર છીએ ને પવિત્ર તીર્થ પણ છીએ. અમે દુર્ગુણના પાત્ર પણ છીએ તેમ સદ્‌ગુણના પણ છીએ. અજ્ઞાન પાત્ર છીએ તેમ જ્ઞાનના પણ છીએ. જ્ઞાની જોશી પુસ્તકો ઉપરથી ગ્રહોની ગતિ માર્ગ ગણી શકે છે, પણ સ્ત્રીના પુસ્તકમા તે અજાણ્યો છે; ને એ કંઈ આજ કાલનું કહેવું નથી, અસલથી કહેવાતું આવ્યુ છે. અમારા પુસ્તકોનો કોઇએ પાર લીધો નથી ને એટલા માટે એઓ પોતાનું અજ્ઞાન છુપાવવાને બોલે છે કે સ્ત્રીમા બુદ્ધિ નથી. એટલું છતા પણ સ્ત્રીઓજ તમારા સુખદુખની ભાગીએણ થાય છે."

કંથા રણમેં પેઠકે, કાઈ જુવે સાથ;
સાથી થાર તીજા હઈ, હીયે કટારી હાથ.

**અર્થ**:—રજપુતની સ્ત્રી કહે છે કે "હે કંથ, રણમાં પડયા પછી સાથીની વાટ શુ કરવા જોય છે? તારે ત્રણ સાથી તો તારા અંગનાજ છે. તારૂં હૈયુ, તારી હિંમત, તારી કટારી ને તારા હાથ હાજર સો હથિયાર.

## સિદ્ધરાજ જયસિંહને જસમાનો બોધ.

ગુજરાતનો નાથ મહારાજ સિદ્ધરાજ જ્યારે સહસ્રલિંગ તળાવ ઉપર જસમા નામની એક મજુર ઓડણ ઉપર મોહ પામી વિષયમા ડૂબવા લાગ્યો તે વખતે જસમાએ તેને નીચે પ્રમાણે કહેલું હતું—

"ગુજરાતનું રાજ્ય ! ગુજરાતના નાથ ! તારો આખો અભ્યાસ ખોટો છે. તારી પાસે રાજ્ય પણ નથી ને રાજ્યનુ ગૌરવ પણ નથી મારા જેવી એક મજુરણના ચરણમા ધરી શકાય એ રાજ્યની કિમત પણ શુ ? તારૂં રાજ્ય વધારે વિશાળ હોય માટે ભયંકર હોય ! માણસનું ખરૂ રાજ્ય એના ફળી અને ખેતરમા જ હોઇ શકે. બીજું બધું અભિમાન, અને પાટણનુ મહારાણી પદ ! એ કિમત વિનાનો સિક્કો નથી ! લોકોના શ્વાસ પર ટકે એટલુ પોલું પદ એ નથી ! એ પદ પરથી જવું ત્યારે જેટલા વધારે અભિમાનથી ત્યા બેઠા, તેટલા જ વધારે ભયંકર આઘાતથી માનવ જીવનની એક છેલ્લી ઘડી—મૃત્યુ—પણ બગડતી નથી ! મહારાજ પદ એટલે ખોટો અને પોલો સિક્કો એનામા કિમત નથી, અને જે ઘડીએ એના ધણીને ખબર પડે. હવે પદ મારૂ નથી, ત્યારે તે ખોટા સિક્કો એક બદામનો પણ નથી હું સ્ત્રી છુ, મારામા સ્ત્રીત્વ છે જો તું સ્ત્રીને કળી શક્યો હોત તો કદી માનત નહિ કે સમૃદ્ધિથી સ્ત્રી વેચાતી લઈ શકાય ! સ્ત્રી વસ્તુ નથી, સ્નેહની જીવતી મૂર્ત્તિ છે ! એની કિમત પથરથી ન થાય; એટલી જ જીવની પ્રેરણાથી થાય. મહારાજ, મેં મારો સ્નેહ વેચી માર્યો છે, સૌંદર્ય અર્પાઈ ગયુ છે, તમે રાજા છો ને આવું અજીઠું અભડાયલુ સૌંદર્ય શું ખપે ?"

## ભાવનાની અસર.

ભાવનાની અસર તો એવી વિશ્વ વિખ્યાત છે કે તેના એક બેજ નહિ પણ સંખ્યાબધ દૃષ્ટાંતો ઇતિહાસમા મળી આવે છે. કૃષ્ણ મહારાજ જ્યારે ગર્ભમા હતા, ત્યારે વસુદેવજીએ અને દેવકીજીએ સંકલ્પ કરી સસ્કાર આપ્યો હતો કે "કંસે મારા ૭ બાળકોને માર્યા છે, પણ આ બાળક બચી જઈ કંસનો મદ ઉતારે એવો

થાઓ." આ ભાવનાનું પરિણામ શું આવ્યુ તે કૃષ્ણના જીવનમાં ચમકતા અક્ષરે ઝળકી રહ્યુ છે. અકબરની માતાએ અકબર ગર્ભમાં હતો, તે વખતે પોતાની જાંગ (સાથળ) ઉપર એક યુક્તિ વડે સુંદર ફુલ કોતરી લીધું હતું બાદશાહ હુમાયુએ એ વિષે જ્યારે બેગમને પ્રશ્ન કર્યો, ત્યારે તેણીએ જણાવ્યું કે "મેં મારા પગ ઉપર આ સુદર ફુલ એટલા માટે કોતયુ છે કે મારે જે પુત્ર થશે તેને પણ બરાબર આજ સ્થાને એવુંજ ફુલ થશે." અને વસ્તુત. તેમજ થયું. શિવાજીના પિતા શાહુ રાજા તરૂણાવસ્થામાં પ્રારંભથીજ મોટી મોટી લડાઈઓમા જોડાયા હતા. તે વખતે તેમની સ્ત્રી પણ સાથેજ રહી તેમા યથાશકિત ભાગ લેતી હતી. શિવાજી મહારાજ જ્યારે ગર્ભમા હતા તે પ્રસંગે પણ રાણી વીરતા-ધીરતા અને સહનશીલતા સાથે ગર્ભનું પાલન કરતા લડાઈની અદર કેદ પકડાયા હતા. કેદમા પુરાવા છતાં તે વીર માતા હમેશ એવીજ પ્રાર્થના કરતા કે "મારો પુત્ર શૂરવીર, સગ્રામમા વિજયી, અને સ્વદેશ તથા સ્વધર્મનું રક્ષણ કરવામા બહાદૂર બને એજ એક માત્ર મારી અભિલાષા છે." થોડા વખત પછી શીવાજીનાં જન્મ થયો અને મોટો થતાં તે સંકલ્પ બળના પ્રભાવથી મહાન વીર કેસરી, સ્વદેશ ભકત અને સ્વધર્મો-દ્ધારક બની હિદના ઇતિહાસમા અજરામરતા પ્રાપ્ત કરી એ કોઇથી અજાણ્યુ નથી. માટે ભાવના ફળીભૂત થાય છે એ નિસદેહ છે.

## વૈરાગ્નિ પ્રીતિરૂપ જળ સિંચનથી શાંત થાય છે.

વેરના બદલામા પ્રેમ આપવો એ આપણી સનાતન આર્ય-નીતિ છે અગ્નિનું શમન જળથી થઇ શકે છે એ વાત જેટલી સાદી, સીધી અને સનાતન છે તેટલી વૈરીને પણ પ્રેમથી વશ કરવો એ વાત સાદી-સીધી અને સનાતન છે. અગ્નિને ઓલવવા માટે જો કોઇ માણસ તેમા લાકડા કે ઘાસ નાખે તો તેને આપણે મૂર્ખ સિવાય બીજું શું કહીએ? તેવીજ રીતે વૈરીને વશ કરવા જો કે વેરી ક્રોધનો આશ્રય શોધે તો તેને અજ્ઞાન કે પામર સિવાય બીજું શું

નામ ઘટે? વૈરાગ્નિ ક્રોધથી કે બદલો લેવાથી નહિ પણ ક્ષમા, શાંતિ કે પ્રીતિરૂપ અમૃત સીંચવાથીજ શાંત થાય છે.

## ઉદ્યોગનો બદલો મળ્યા વગર રહેતો નથી.

આળસ એ કાંઇ આરામ નથી. કામના કરતાં તે વધારે થાક આણે છે. રોમન લોકોમાં એક કહેવત હતી કે તમે કંઇપણ કામ કરતા ન હોતો આરામ ભોગવવો મુશ્કેલ છે.

કુદરત માણસને કહે છે કે, "પૈસો મળો કે ન મળો, પણ પ્રત્યેક કલાકમાં કામ કર, કંઇપણ કામ થાય છે એટલુંજ તારે તો જોવું. આખરે તેનો બદલો તને મળ્યા વગર રહેનાર નથી"

ઉદ્યોગનો બદલો મળ્યા વગર રહેતોજ નથી તે બદલો એની મેળેજ મળે છે. હિંદુસ્તાન જવાને પશ્ચિમ દિશા તરફનો રસ્તો શોધનાં શોધતા કોલમ્બસે અમેરીકા શોધી કાઢ્યો હતો, અને ગીટો કહે છે તેમ સોલ પોતાના બાપના ગધેડા શોધવા નીકળ્યો હતો તેવામાં એને રાજ્ય મળ્યું હતું.

જે ઉદ્યોગ મૂકી દૈવનોજ આશ્રય કરે છે તેના મસ્તક ઉપર મહેલના સિંહની પેઠે કાગડા બેસે છે.

લોકમાં જે દૈવનેજ માનનારા તથા હઠવાદી છે, એ બંને શઠ, ને ઉદ્યોગ બુદ્ધિવાળો શ્રેષ્ઠ ગણાય છે.

જમવા સમય કદી દૈવવશથી ભોજન પ્રાપ્ત થયું તોપણ હાથના ઉદ્યમ સિવાય કોઇ રીતે મુખમાં પેસતું નથી.

આલસ્ય, સ્ત્રી સેવા, રોગ, જન્મભૂમિમાં પ્રીતિથી પડી રહેવું, સંતોષ તથા બીકણપણું એ ૭ મોટાઇના વિરોધી છે.

મનુષ્ય ચાહે તે કરી શકે છે, પણ માત્ર ચાહ્યાથીજ કાંઇ કામ થઇ જતું નથી કામ કરવાને માટે તો હાથ પગ ચલાવવા જોઇએ. આપણે જાતેજ પરિશ્રમ ઉઠાવવો જોઇએ અને આપણાજ બાહુબળ પર આધાર રાખવો જોઇએ. આવી જાત મહેનતનું ફળ આશ્ચર્યકારક આવે છે.

## દાતા અને કૃપણ.

દાતા અને કૃપણ એ બે પદવીઓ અમીર લોકોને માટે રજીસ્ટર થયેલી છે ગરીબ લોકોનો તેના તરફ બીલકુલ દાવો નથી કેમકે આ જગતમાં ગરિબ માણસને કોઇ દાતા કહેતું નથી તેમ કંજુસ પણ કહેતું નથી ધનવાન અમીર દાન કરે તો દાતા કહેવાય છે અને લોભ કરે તો કજુસ કહેવાય છે. દાતાનું નામ પ્રાત કાળે લેવાથી આનદ વર્તાય છે, અને કંજુસનું નામ લેવાથી લોકો તે નામ પર થુકે છે અને કહે છે કે હાય ! મેં આ નામ કેમ લીધુ ? મારો આખો દિવસ ઉદાસીમા જશે. તે માટે અમીર અગર ધનવાન થઇ નામ પર થુકાવો નહિ. લક્ષ્મિ સાથે સરસ્વતિને બોલાવો કેમકે સરસ્વતિ વિના ઘરમા પ્રકાશ થતો નથી અને લક્ષ્મિ પણ એકલી પોતાની બેનપણી વિના મુઝાય છે કેટલાક ક્રુર કંજુસો લક્ષ્મિદેવીને એક અધારી ઓરડીમાં ભોંયરામા પુરી રાખે છે તેના ઉપર લક્ષ્મિના પતિ કદી પ્રસન્ન થતા નથી.

## કૃપણની કૃપણતાનો પાર હોતો નથી.

એક કૃપણ મનુષ્ય કાશીની યાત્રાએ ગયો, પણ ગગાના ઘાટ પર સ્નાન કરતી વખતે બ્રાહ્મણોને દક્ષિણા દેવી પડશે તેની બીકથી રાત્રિના બે વાગે પોતાના ઉતારેથી ગગા સ્નાન કરવા આવ્યો તે વખતે આ કૃપણની પરીક્ષા કરવા સાક્ષાત પ્રભુએ બ્રાહ્મણનું રૂપ લઇ તેને કંકુનો ચાંદલો કર્યો. કંજુસ પોતાના મનમા પશ્ચાતાપ કરવા લાગ્યો કે આવે વખતે પણ બ્રાહ્મણો મારો સગડ છોડતા નથી.

## કંજુસ બાવળના ઝાડ જેવા છે.

એક કંજુસ માણસ પાસે એક બ્રાહ્મણ આવી કાંઈ પદાર્થ માગવા લાગ્યો, ત્યારે તે કજુસ ખોટાં ખોટાં બાનાં કાઢી તેને હમેશાં નકામા આંટા ખવરાવે. તે ઉપરથી એક કવીનો ભેટો થયો. તે કવી કહેવા લાગ્યો કે “કંજુસ તો બાવળના ઝાડ જેવા છે, કારણકે તેના ફળ, ફુલ ને પાંદડા કાંઇ પણ ઉપયોગમાં આવે નહિ. અને કદાપી જો કોઈ એની છાયે બેસવા જાય તો મોટી મોટી શૂળો તેને વાગે.”

એવા કંજુસ છે તેના પાસે હમેશાં ફેરા ખાઈને તુ શુ મેળવીશ? એ ઉપરથી બ્રાહ્મણ સમજી ગયો કે કંજુસ પાસે જવું તે બાવળના ઝાડની આશા કરવા જેવું છે.

## ફુલછાબ દશમી.

### ભાવિમાં લખ્યું હોય તે જ બને છે.

હોને પદાર્થ હોત હય, બિસર જાત સબ સુધ.
જેસી લખી નસીબમે, તૈસી ઉપજત બુધ.

### ભાવિ કુદરતના પેટમાં સંતાઈ રહેલું છે.

કરમ અપના પરખ લે, મન નહિ કીજે રીશ.
હરિ લીખા સો પાઈએ, પથ્થર ફોડે શીશ.
તગદીર આડુ પાદડુ, પળમા પલટાઈ જાય:
પ્રભુકળા છે અવનવી, રંક રાય બની જાય.
કિસ્મતકી કમનસીબીકો, ફરિયાદ કયા કરે?
શીરપર તુટયા જો પહાડ તો, ફરીયાદ કયા કરે?
સંસાર સાગરની મહી. દુખ. દુખ ને દુખ.
કર્યું ભોજન મિષ્ટ પણ, આખર ભૂખની ભૂખ

### કર્મ વિષે.

- કોઈનુ કર્યું કંઈ થાય નહિ, છે કર્મ સહુ કરનાર કોઈનું.
કર્મ સહુ કરનાર, ન કોઈથી, કર્મ કદી કરનાર કોઈનું:
કર્મ કાગળે પૂર્વ જન્મમા, દીધા જમે થનાર
દીધા તેવા લેવા પાછા, એ જ કર્મ વ્યવહાર. કોઈનુ.

જમે કરાવ્યા હશે કાંકરા, મણી નથી મળનાર;
જમે મણી તો વિશ્વધણીથી, ટાળ્યા નથી ટળનાર. કોઇનું:
કર્મ તણા સંજોગથી નિર્માણ થાય રે,
શાને દોષ દઈએ બીજાને.
સીતા સરખી સાધવી, સ્વામીએ કાઢી વન,
દમયની વિણ કારણે, અપરાધી કરી પતિ મન રે શાને.
વાંક નહિ વાલમ તણો, દેખુ હું તલભાર.
કર્યા પાપ પેલે ભવે, પ્રગટયા આ અવતાર. શાને.
સુખ દુખની વાદળી, આવે ને ઉડી જાય,
ઇશ ભજી ધીર રાખવી, સંકટ સમય સહાયરે. શાને.

## સત્ય વિના સ્વર્ગે જવાય નહિ.

જટા ધરે છે વડ વૃક્ષ, કીટ બાળે છે કાયા
જળચર જળમા ન્હાય, બગ બહુ ધ્યાને ધાયા,
ગર્દ્ધવ લોટે છાર, શુક રામ નામ જ ભાખે,
ગાડર મૂકાવે શિખ, અજા મુખ દાઢુ રાખે
મોર તજે છે માનની, શ્વાન સકલનુ ખાય છે,
શામળ કહે સાચા વિના, કોણ સ્વર્ગમા જાય છે.

## ભાવી કેવું છે.

ધૂળમા ભળે રે ધાર્યુ ધૂળમા ભળે.
ભાવિ જ્યા ભુલાવે ધાર્યું ધૂળમા ભળે.
વિનાશે કાળે મતિ વીપરીત થાતી,
મરનારી ગાયો જાતી કસાઈ ઘરે ભાવિ જ્યાં.
કમીના હતી શી સીતા સતી સાધવીને
માયાવી મૃગ પરે ચિતડુ ચળે ભાવિ જ્યા.
ધર્મ તજી ધર્મ—નળ રમ્યા જુગટું
ભાવિને બ્રહ્મા પણ નમન કરે ભાવિ જ્યા.

## વિજ્ઞાનની વાર્તાઓ.

( ૧ )

ઈરાનના રાજાના સંબંધમા નીચે પ્રમાણે એક વાત કહેવાય છે. ત્યાનો રાજા એક વખત ઉદાસીમાં પડી ગયો હતો. તે વખતે તેણે પોતાના જોશીઓને સુખી થવાનો રસ્તો બતાવવા કહ્યું તેના ઉત્તરમા તેમણે જણાવ્યું કે "સંપૂર્ણ રીતે સુખી હોય એવા માણસનુ બદન પહેરવાથી સુખ પ્રાપ્ત થશે." તેના દરબારીઓ અને રાજ્યના બધા આબાદ સ્થીતિમા જણાતા માણસોથી આ બાબત નજીવીજ કરી પણ તેમાથી એને કઇ મળી શક્યું નહિ. આવો સુખી માણસ તેઓમાથી એને જડ્યો નહિ. આખરે કામ ઉપરથી પાછો ફરતો એક મજુર સુખી માણસ હોવાની બધી શરતોવાળો માલુમ પડી આવ્યો તે મજુર સર્વ વાતે સુખી હતો. પણ અફસોસની વાત એ હતી કે જે ઉપાય શોધતા હતા તે મળવો પહેલાના જેટલો જ મુશ્કેલ જણાયો. તે મજુરે એક પણ બદન પહેરેલુ નહોતુ.

( ૨ )

એક કસાઇની પ્રાર્થના સાભળી એક દેવીએ તેને પુત્ર આપ્યો. તે જોઇ એક ધનાઢ્ય ધર્મીષ્ટ મનુષ્યને મનમા એમ થયુ કે દેવતાઓ પણ અન્યાય કરે છે ખરા, પણ તેની હુ સપૂર્ણ ખાત્રી તો કરૂં એમ ધારી તે દેવી પાસે પ્રાર્થના કરવા લાગ્યો. ત્રીજે દીવસે દેવીએ જવાબ દીધો કે "હે શ્રીમાન તારા લાયક પુત્ર હાલમા મારી પાસે નથી એ કસાઈને તો પુત્રની-પ્રાપ્તિ થઈ તેનુ કારણ એટલુ જ કે ઘણા પાપી જીવ અમારા પાસે તૈયાર છે, તેમાથી એકને મોકલ્યો તે તેના જેવું કામ કરશે. પણ તમોને તેવા જીવોની પ્રાપ્તિ કરાવી શકાય નહિ એ તો તમારા જેવો કોઈ ધર્મીષ્ટ જીવ હોય તો જ તમને અપાય ?

( ૩ )

વર્તમાનમાંથી જે મનુષ્ય સાર નીચોવી શકતો નથી તે ભાવિમાથી શું નીચોવી શકવાનો હતો.

( ૪ )

ધૃતરાષ્ટ્ર સજયને કહે છે કે "આજ કાલ મારા કુટુંબમાં કેટલો બધો કલહ જામી રહ્યો છે? રાજ્યમા પક્ષો બંધાઈ ગયા છે, પ્રજા દીલ ડોળાઈ રહ્યા છે; મારી ગરીબડી પ્રજા મુઝાયા કરે છે: અધિકારીઓ નિરકુશ થઈ રાંક પ્રજાને દમવામા બાકી રાખતા નથી, મારા પુત્રો ઉદ્ધત બની સ્વચ્છંદે વર્તવા લાગ્યા છે, તેમણે ધર્મનો ત્યાગ કર્યો છે, સત્યને બાજુપર મૂકી દીધુ છે, જુગાર ખેલવા માડ્યો છે તેથી મને લાગે છે કે થોડા વખતમા અમારૂં ભાવિ બદલાશે. હજારો મનુષ્યોને હાનિ થશે, તેથી મને મુદ્દલ ચેન પડતું નથી.

## પુલછાબ અગિયારમી.

### વખતની કિંમત.

કાઠિયાવાડના એક ગૃહસ્થને ત્યા કોઇ પણ મ્હેમાન થાય તો તે ગૃહસ્થ તેની સપૂર્ણ રીતે આગતાસ્વાગતા કરી જતી વખતે પ્રેમથી વળાવવા જાય ને છેલ્લી સલામ વખતે તે ગૃહસ્થને માથામા એક ધોલ મારવાની ટેવ હતી. આથી આવનાર મ્હેમાનો તેણે ખાતર બરદાસ કર્યા છતા તેની બદબોઈ કરતા હતા એક વખત તેને ત્યાં એક વિદ્વાન માણસ મ્હેમાન થયો, તેણે આવતી (ભેગો) વખતે ખાવાનો, પીવાનો, સુવાનો તથા જગલે જવાનો તમામ ટાઇમ પૂછી લીધો તેથી તે ગૃહસ્થ ઘણો રાજી થયો ને તેને જતી વખત તે ગૃહસ્થને ધોલ ન મારી. તે ઉપરથી પેલા વિદ્વાને પૂછ્યું કે "તમે બધાને ધોલ મારો છો ને મને કેમ ન મારી?" ત્યારે તેણે કહ્યું કે "તમારા પાસે વખતની કિંમત હતી" માટે ધોલ મારી નહિ.

મનુષ્ય જ્યારે ભૂત અને ભવિષ્યના વિચાર કર્યા કરે છે ત્યારે તે ચાલુ કાળ ગુમાવે છે. ચાલુ કાળમા તેણે શુ કરવાનું છે તે તે ભૂલી જાય છે. બધી બાબતો ચાલુ કાળમા જ થઈ શકે છે.

તમારી દરેક પળ પવિત્ર, હેતુપૂર્ણ અને બળવાન છે કે નહીં એ ધ્યાનમા રાખજો. તમારા દરેક વિચારો, શબ્દો અને કાર્યોને મધુર અને સુંદર બનાવજો. આવી રીતે તમે અનુભવથી જીવનની ન્હાની વાતોની અમૂલ્ય કિંમત સમજી શકશો અને ધીમે ધીમે અનન્ત સુખ મેળવશો.

## પારકી સ્ત્રી ખરેખર દુઃખની ખાણ છે.

ગુજરાતના છેલ્લા રાજા કરણની વૃત્તિ જ્યારે પર સ્ત્રી તરફ દોરાણી તે વખતે અણહીલપુરપાટણનો નાશ થયો. આ શિખામણ તેને એક વખતે કેટલીક સ્મશાનની ડાકણીઓએ દીધી હતી કે હે રાજા ! ભુલેચુકે પણ પરસ્ત્રીની ઇચ્છા કરવી નહિ. કેમકે પરસ્ત્રીથી રાવણનું રાજ્ય ગયું અને કુરૂક્ષેત્રમા પાડવ કૌરવના હજારો મનુષ્યો મરી ગયા. માટે પરસ્ત્રી એ ખરેખર દુ:ખની ખાણ છે.

ગુજરાતના છેલ્લા રાજા કરણની માનીતી રાણીને બાબરો નામનો ભૂત વળગેલો હતો. તેને અનેક પ્રકારનું દુ:ખ આપતો હતો. તે હકીકત હરપાળ નામના એક બહાદુર રજપુતને ખબર પડતાં પાટણમા આવી બાબરા ભૂતની ચોટલી કાપી તેને વશ કર્યો તે વખતે બાબરા ભૂતે પોતાની ભૂતકાળની હકીકત એ પ્રમાણે હરપાળ આગળ કહેલી હતી કે “ હું મારા પાછલા ભવમા નાગર હતો. અને મારો ભાઈ માધવ આ દુષ્ટ, ચડાળ, કૃતઘ્ની રાજાનો પ્રધાન હતો. મારી ભાભીને એ પાપી રાજા બળાત્કારે લઈ ગયો અને તેનો બચાવ કરવામા મારો પ્રાણ ગયો. મારી સાથે મારી સ્ત્રી સતી થઈ બળી મુઈ. તેથી અમારી અસદ્‌ગતિ તો થાય જ નહિ, પણ વેર વાળવાને મેં યમ રાજાની આજ્ઞા લેઈ ભૂતનું સ્વરૂપ ધારણ કીધું અને રાજાની માનીતી રાણીને વલગ્યો છું. રૈયતને દુ:ખ તે

રાજાને જ સમજવું એમ જાણી હું તેઓને પીડું છું; અને જ્યારે મારૂં વેર તૃપ્ત થશે ત્યારે હું મારી મેળે જ આ મારા દેહનો ત્યાગ કરીશ, અને કૈલાસ લોકમા વાસો કરીશ. ( કરણઘેલો )

પર નારીકો રાચને, જઇસી લસનકી ખાન,
ખૂને પેઠી ખાઇએ, પ્રગટ હોય નિદાન.

પારકી સ્ત્રી, પારકુ ધન, પારકી નીંદા અને વડીલના સમીપે હાસ્ય તથા વાદ એટલાનો ત્યાગ કરવો.

## એક ગામડીયાની મૂર્ખતા.

એક ગામડીયો પોતાના છેડામા બરફનો મોટો ગાગડો બાધી બજારમાથી ઘેર આવતો હતો. રસ્તામા આવતા બરફ ઓગળી જતા ગામડીઆએ વિચાર કર્યો કે મારાં લુગડાની ગાઠ નબળી હશે માટે વખતે રસ્તામા છૂટી ગયો હશે. એમ ધારી બરફના ગાગડાની શોધ કરવા નીકળ્યો. રસ્તે ચાલતા એક બીજા તેના પાડોશીએ તેને સમજાવ્યો કે "ભાઇ! બરફ એવી રીતે લુગડાના છેડામાં રહે નહિ. એ તો લાકડાના વેરમા માવજતથી રાખવામા આવે તો જ રહે, નહીં તો સહેજ ગરમીથી તેનુ તુરત પાણી થઈ જાય." જે મનુષ્યને જે વિષયની માહેતી નથી તેમા હમેશા તે અજાણ રહે છે. આ જગતમાં ઘણા એવા માણસો છે કે તેને આધુનીક સમયના સુધારાની માહેતી નથી.

## સદ્ગુણસંગ્રહ.

ઝેર અને દુર્જનની સંગત એ બન્ને સમાન છે.

*　　*　　*

સાકર તજે ન સરસપણું, સોમલ તજે ન ઝેર,
સજ્જન તજે ન સુકુળપણું, દુર્જન તજે ન વેર.

*　　*　　*

કદી લીમમા નાખશો, સોમણ સાકર રોજ,
થાય ન મીઠો લીમડો, કડવો તે કડવોજ.

*　　*　　*

સોનું વળે આપે, ને લોઢું વળે તાપે,
સમાણસ વળે વાતે, કમાણસ વળે લાતે

*　　*

ઉદેરાજ મૂર્ખ જાકી, કહા હોત હે બાન,
બીન મતલબ બારો લગે, લગે સોળી મુરખ જાન.

*　　*　　*

પ્રથમ ઉજળું દેખતો, પાતકી બહુ મલકાય;
પાછળાતો અતે યદા, પાપ પુંજ ઉભરાય.

*　　*　　*

આખી દુનીયા કચરવા, પાપી તત્પર થાય;
સહુનું બુરૂ તાકતો, અંતે તે કચરાય.

*　　*　　*

ગાય અને આકડાનુ દૂધ બાહ્ય દૃષ્ટિએથી જોતા તો એક સરખું લાગે છે પણ તેના ગુણોમા મોટા અંતરાય છે.

*　　*　　*

જે કોઈ દુષ્ટ મત્રિથી બેદરકાર રહે, કૃતઘ્ની માણસ તરફથી ઉપકારની આશા રાખે અને દુષ્ટ રાજા પાસેથી ન્યાય મેળવવાની ઈચ્છા રાખે તે પોતાની ચઢતી આ ભવમા તો કદી પણ કરી શકે નહિ.

*　　*　　*

કાગડા જો વિષ મિશ્રીત અન્ન ખાય તો તેનો સાદ બેસી જાય વિષવાળા અન્ન ઉપર માખી બેસી શકતી નથી અને કદાપી બેસે તો તુરતમા જ મરણ પામે છે ભમરાઓ ઝેરવાળું અન્ન સુંઘી અધિક ગુંજારવ કરી મૂકે છે. મેના અને પોપટ પણ એવું અન્ન સુંઘી કોલાહલ કરી મૂકે છે. ચકોર પક્ષીના નેત્ર ઝેરવાળા અન્નને જોતાજ સફેદ થઈ જાય છે, કોકીલ પક્ષી મદોન્મત્ત થઇ મરી જાય છે. અને કાચ પક્ષી તે જ સમયે મદોન્મત્ત થાય છે. નોળીયો ઝેરવાળું અનાજ જોઇ હર્ષથી પ્રફુલ્લીત થઈ જાય છે મયૂર પક્ષીને પણ

તેમજ થાય છે. બિલાડી એવી વસ્તુ જોઈ ઉદ્વેગ પામે છે. વાનરો વિષ્ટા કરે છે. હંસ ચાલતા ચાલતા ચપળતા પામે છે અને કુકડો શબ્દ કરવા લાગે છે.

## આચરણ જ્ઞાન કરતાં અધિક શ્રેષ્ટ છે.

લાખ મણ જ્ઞાન કરતા આચારની એક રતિ જેટલી માત્રા મહામૂલ્યવાન ગણાય છે.

પાળેલો પોપટ "બિલ્લી આવે તો ઉડી જવું, બિલ્લી આવે તો ઉડી જવું" એમ ગોખ્યા કરે પણ બિલ્લી આવી પોપટનું ગળું દબાવે તે છતા ઉડવાનુ ન સૂઝે તો તે ગોખેલા જ્ઞાનની કિંમત કેટલી આકવી!

સારી રીતે યત્ન કરવાથી માણસની ચટતી સારી થાય છે. કામ ઉડાવનારા સિંહના કરતા કામ કરનારો કુતરો સારો છે.

બાપ પોતાની જુવાન દીકરીને ઘણો વખત સુધી પોતાના ઘરમાં રાખી શકે નહિ; કારણકે કન્યા એ પારકું ધન છે. તેથી તેને લાયક વરની સાથે પરણાવવી જ જોઈએ, તેમજ જ્ઞાન પોતાની દીકરી સેવાને પોતાની અંદર રાખી શકે જ નહિ, પણ બીજાઓને ખાતર જ્ઞાને પોતાની સેવાને આપવીજ જોઇએ. કારણકે લાયક ઉમર થયા છતાં જે બાપ પોતાની જુવાન દીકરીને સારે ઠેકાણે પરણાવે નહિ તે બાપ નાલાયક ગણાય છે, તેમજ જો જ્ઞાની માણસ પોતાના જ્ઞાનના બળથી સેવા કરે નહિ તો તે નાલાયક છે.

## લક્ષ્મિ વિષે.

પૈસો મળ્યે છલકાઈ જવું નહિ, તેમ ગરીબાઇથી ગભરાવું નહિ. અતિશય લોભી કે કંજુસપણાની વૃત્તિ જેમ સારી નથી તેમ પૈસો મળ્યે હદ ઉપરાત મોજશોખ કે ભોગવિલાસમા પડવું એ પણ અધર્મ છે. સર્વે સ્થીતિમા મન વિવેકથી વશ રાખી ડહાપણથી વર્તી અને સદાચારમાં રહી પૈસાનો સદુપયોગ કરવો જોઇએ.

બેકન કહે છે કે ખરી મહેનતનો અને સન્માર્ગનો પૈસો

ધીમો વધે છે અને જે માણસ તાલેવંત થવાની ઉતાવળ કરે છે તે નિર્દોષ રહી શકતો નથી.

એમર્સન કહે છે કે "કુદરત પોકારીને માણસોને કહે છે કે પૈસા મળે કે ન મળે તોપણ મહેનત કરો. કામનો બદલો તમને મળ્યા વગર રહેવાનો જ નથી."

ગરીબ મનુષ્યને તવંગર થવું હોય તેણે કદી પણ પ્રમાણીકપણાથી સતત્ ઉદ્યમ છોડવો નહિ.

જ્યા પૈસો પરમેશ્વર છે ત્યા ખરા પરમેશ્વરને કોઇ પૂજતુ નથી.

દોલતની ખોળ ધરતીના આતરડામા કરવાની નથી પણ માણસનાં હૃદયમા કરવાની છે.

ખરા માણસો એજ પ્યારી દોલત છે. જે પ્રજામા નીતિ છે તે પ્રજા દોલતવાન છે.

લક્ષ્મિ વ્યાજે મૂકવાથી બમણી થાય છે. વેપાર કરવાથી ચારગણી થાય છે. ખેતી ખેડવાથી સોગણી થાય છે. પરંતુ દાન દેવાથી તો અનંતગણી થાય છે તે વિષે એક કહેવત છે કે "ઇસ હાથ દે ઉસ હાથ લે." માટે દાન એ હાથનુ ભૂષણ અને મોક્ષની નીસરણીનું પગથીયું છે.

અલ્પ ધન છતા દાન દેવાની ઇચ્છા, દુખ આવવા છતાં મનની સ્થીરતા, તથા મરણ સમીપ આવવા છતા ધીરતા સત્યપુરૂષોનો સામાન્ય સ્વભાવજ હોય છે.

દેવું કરીને પણ ઘરબાર ખરીદી પોતાની મોટાઇનો ઢંઢેરો પીટાવે છે તે પુરૂષ મૂર્ખના સરદારોમા પોતાનું નામ અગ્ર ભાગે નોંધાવે છે.

લોભીને ધનવડે, અકડને હાથ જોડીને, મૂર્ખને તેની મરજી પ્રમાણે ચાલીને અને પંડીતને યથાર્થપણાથી વશ કરવા

ખળની વિદ્યા વાદ કરવા માટે, લક્ષ્મિ મદ કરવા માટે અને શક્તિ પારકાને પીડા કરવા માટે હોય છે, પણ એથી ઉલટી સત્પુરૂષોની

વિદ્યા જ્ઞાનને અર્થે, લક્ષ્મિ પરોપકાર વાસ્તે, તથા શકિત પારકાના રક્ષણ માટે છે.

જ્યારે મનુષ્ય નિર્ધન થાય છે ત્યારે તેના માન, ગૌરવ, વિજ્ઞાન, કાંતિ અને સારી બુદ્ધિ સર્વ સાથેજ નાશ પામે છે,

જેને ઘણું ધન હોય તેઓ ધનના સુખથી તૃપ્ત થતા નથી પણ ધનના સુખ ઉપરાંત પણ તેઓને માનનું સુખ પણ જોઇએ છે, અને એ સુખ તેમને ખર્ચ કર્યા વિના જોઇએ છે, ભલાઈ રાખ્યા વિના જોઇએ છે; ઘણા સદ્દગુણો ખીલવ્યા વિના જોઇએ છે. એથી જે માન મળવું જોઇએ તે મળતુ નથી.

## માલમલીદામાં મજા નથી.

એક કસાઇને ત્યા બકરો અને કુતરો એમ બે જાનવરોને પાળવામા આવ્યાં હતા. તેમાં પેલો કસાઈ કુતરાને સૂકા રોટલાના કકડા ખવરાવે ને બકરાને હમેશા મીઠા મલીદા ખવરાવે. તે જોઇ કુતરાના મનમા એમ થયુ કે હું મારા ધણીની રાત્રિ દિવસ ચોકી કરૂં છું છતા મને સૂકા રોટલાના કકડા ખવરાવે છે અને આ બકરો નિરાતે બેઠો રહે છે છતા તેને માલમલીદા ખવરાવે છે. માટે હું અભાગી ને નકામો છું. અને ખરેખર આ બકરો ભાગ્યવાન છે! થોડા રોજ પછી એક તેમનો તહેવાર આવ્યો ત્યારે બકરાના ગળા ઉપર જયારે છરી મૂકી તેને મારી નાખ્યો, ત્યારે કુતરાના મનમાં એમ થયું કે ખરેખર બકરાના માલમલીદા કરતા મારા રોટલાના સૂકા કટકા હજાર દરજ્જે સારા છે.

## ફુલછાબ બારમી.

### સ્ત્રીઓના ધર્મ.

સ્ત્રીઓને સ્વામી તેજ દેવ છે, સ્વામી છે તેજ ગુરૂ છે. સ્વામી તેજ ધર્મ, તીર્થ ને વૃત્ત છે, માટે સતી સ્ત્રીઓએ સર્વની ઇચ્છા છોડી ફક્ત સ્વામીનુંજ સેવન કરવું.

માણસ અને બૈરીના ગુણોમા પરમેશ્વરે મોટો તફાવત રાખેલો છે અગર જો કેટલાએક માણસોમા બૈરાના ગુણો અને કેટલીએક સ્ત્રીમા માણસના ગુણો હોય છે, તોપણ તેઓ સાધારણ નિયમથી ઉલટા છે. સામાન્ય નિયમ તો [illegible] છે કે પુરૂષોમા કામકાજ કરવાના અને બીજા સખ્ત [illegible] થાય છે તેને સ્ત્રીઓમા સહન કરવાના અને નરમ ગુણો માલમ પડે છે.

### સુખ અને દુઃખ.

જેને દેવું નથી તે રાજા જેવો છે કારણકે કરજવાનને કદી ખરૂં સુખ મળતું નથી તે ઉપરથી એક કહેવત છે કે "લ્હેણું હોજો લાખ દેણું ન હોજો દોકડો"

ઇશ્વર બુરૂ જે કરે, તે સારાને માટ·
સમજી શાણા દે તજી, અંતરનો ઉચાટ.

સરખા દિન જાતા નથી, એક જ અવસ્થામા કદા;
જે આજ સુખી તે કાલ દુખી, જાણ નિયમ એ સર્વદા.
સુખ સંપત્તિ છે આજ પણ, કાલે પડે નવી આપદા;
રાય રંક ને રંક રાયા, જાણ નિયમ એ સર્વદા.
સાયકાળે સૂર્યનો પણ, અસ્ત નભમા થાય છે,

તો મૃગજળ જેવા સુખથી, તું પાપી કાં ફુલાય છે.
સુખ સમયમાં છકી નવ જવું, દુઃખમાં ન હિંમત હારવી;
સુખ દુઃખ સદા ટકતા નથી, એ નીતિ ઉર ઉતારવી.

સહન કરવું એ આપણા નસીબને જીત્યા બરોબર છે.

મુશ્કેલી વિના વિકાસ વા ઉન્નતિ થઇ શકે જ નહિ.

શોકાતુર હૈયા, તું શાંત થા ? અને શોક કરવો બંધ રાખ, વાદળની પાછળ હજી સૂર્ય પ્રકાશે છે. તારૂં પ્રારબ્ધ એ બધાંનું સામાન્ય પ્રારબ્ધ છે, દરેક મનુષ્યની જીંદગીમા કંઇક વરસાદ તો પડવાનો—થોડીઘણી આફત તો આવવાની, તેમ કેટલાક દિવસ તો અંધકારમય ને શોકમય જ હોવાના જ.

ફરિયાદ તું શાને કરે, દુઃખો અને કષ્ટો તણી ?
જરી નજર કર આ ચમત્કારી, ઇશ લીલા મન ભરી.

વિજયની પ્રાપ્તિમા વિઘ્ન નડે તો તેથી નિરાશ ન થવું.

આશાની સાથે નિરાશા તો વળગેલી [illegible] હોય છે.

સુખની સાથે દુઃખ, આનંદની [illegible] લાભની સાથે હાનિ, જયની સાથે પરાજય હોય છે એમ સદા સમજી રાખવું, કારણકે ચડે તે પડે પણ બેઠો બેઠો વિચાર કરનારો કાંઇ પડી શકતો નથી. ભણે તે ભૂલે પણ જે બીલકુલ વિદ્યાભ્યાસ કરતો જ નથી તેને ભૂલવાનું કયા રહે !

વિધિની અનુકુળતાને લઇને ઉચ્ચે દરજ્જે ચડેલા પુરૂષો જ્યારે અધઃપાત પામે છે ત્યારે તેમને અસહ્ય દુઃખ થઇ પડે છે. ધનદોલત ને વૈભવના ગીરિ–શિખરે ચડી પાછું નીચે પડવાનું પ્રાપ્ત થાય તો તેવે વખતે ચિત્તને ખૂબ દઢ બનાવી સંસારની અનિત્યતા અથવા અસ્થિરતા ચિંતવી પ્રસન્નતાપૂર્વક સઘળું વેઠી લેવું જોઇએ.

મનુષ્ય દુશ્મન વિના કદી પ્રખ્યાતીમા આવી શકતો નથી.

## ઇશ્વર જે કરે તે સારા માટે.

એક જુના વડ નીચે એક આંબાનું ઝાડ ઉગ્યુ હતું તેને જોઇને

એક માણસ કહેવા લાગ્યો કે આ વડના આશ્રયે કરીને જ આંબાના ઝાડનું રક્ષણ થાય છે. જો વડનું ઝાડ ન હોત તો આંબાનુ ઝાડ થઇ શકતજ નહિ થોડા દિવસ પછી વરસાદના જોરથી સદરહુ વડનું ઝાડ પડી ગયુ. એટલે આંબાનુ ઝાડ સૂકાઈ જશે એમ તે માણસને લાગ્યા કરતુ. હતું થોડા દિવસ ગયા પછી તે માણસે ત્યા આવીને જોયું તો આંબાનુ ઝાડ ખીલતુ દેખાણું. આ જોઈ તેને આશ્ચર્ય થયો કે વડના ઝાડના ગયા પછી તો આંબાનું ઝાડ આબાદ સ્થીતિમા છે. આ વાત તેણે પોતાના મિત્રને કહી. એટલે તેના મિત્રે કહ્યુ કે જ્યા સુધી વડના ઝાડની જરૂર હતી ત્યા સુધી આંબાનું રક્ષણ ઇશ્વરે કર્યું. પણ હવે તેના આશ્રયની જરૂર નહિ હોવાથી વડના ઝાડનો વિનાશ કર્યો છે આથી કુદરતે આંબાનુ ભુંડુ કર્યું નથી પણ તેને વધારે પ્રકાશ તથા જમીનની રસકસની જરૂર પડવાથી વડના ઝાડને ત્યાથી ખસેડી લીધુ છે. આંબાને સુખી કરવા માટે ઇશ્વરે વડના ઝાડને ખસેડ્યુ છે આ પ્રમાણે જગતમા કોઈ વખતે આપણા વડીલનો કે બીજા[illegible]નો વિયોગ થાય છે તે વખતે કુદરતે કાંઈ સારૂ કરવાને માટે જ એવું કર્યું હશે એમ વિચારવું, કારણકે પરમાત્મા કોઇનું ભુંડું તો કરતા જ નથી એ નિર્વિવાદ છે

એક વખતે એક મુનીમની શાહુકારને ત્યાથી વીસ રૂપીઆની નોકરી મોંઘવારીના વખતમા છૂટી જવાથી તે બહુ દીલગીર થયો, અને તે બિચારો મુઝાઈને મુંબઈનો આશ્રય લેવા ગયો રસ્તામા તેને એક આફ્રિકાના શેઠનો સમાગમ થતા રૂ ૫૦)ના પગારે તેને જંગબાર તેડી ગયા ત્યા તેના પ્રમાણિકપણા ને બુદ્ધિથી દશ વર્ષમા મોટો વેપારી થયો ને હજારો પૈસા કમાઈને પોતાના વતનમા આવ્યો તે વખતે તેને પરમાત્માની અદ્‌ભૂત શક્તિનું ભાન થયુ કે જો મારી વીશ રૂપિઆની નોકરી છૂટી ગઈ ન હોત તો હું કદી ભાગ્યવાન થાત નહિ. માટે "ઇશ્વર જે કરે તે સારા માટે" એમ સમજી પરમાત્માનો અતિશય ઉપકાર માનવા લાગ્યો.

## જગતનો બોજો મૂર્ખ માથા પર રાખે છે.

એક જંગલી ગામડીઓ ઘાસની ભારી માથા ઉપર લઇને આવતો હતો એટલામા પોતાની ઓળખાણવાળા કોઈ માણસનો ઘોડો ડામણુ તોડાવીને ભાગી જતો હતો. તે તેના જોવામા આવ્યો તેથી તે ઘોડાને તેણે પકડ્યો અને એ ઘોડા ઉપર તે ગામડીઓ ચઢી બેઠો પણ પોતાની પાસે જે ઘાસની ભારી હતી તે પોતાને માથે રાખી મૂકી આ જોઈ લોકો હસવા લાગ્યા. પણ એક મહાત્મા હતા તે કહેવા લાગ્યા કે જગતના ઘણા ખરા લોકો જગતનો બોજો વિના કારણે પોતાના માથે રાખી ફરે છે તેથી ઇશ્વરના મનમા હસવું આવ્યા વિના રહેતુ નથી

## સુખની ઇચ્છા કોને નથી?

પ્રાણી માત્રને સુખની અભિલાષા હોય છે પછી તે અમીર હોય, અગર ગરીબ હોય, ધનવાન હોય કે નિર્ધન હોય આ અસાર સસારમા નાનાથી નાના કીટથી મોટા મોટા જાનવરો તથા સાધારણ મનુષ્યથી લઇને ઇન્દ્ર આદિ દેવતાઓ સુધીમા એવો કોઈ પણ જીવ નથી કે જેને સુખની ઇચ્છા નથી. હવે એ સુખ મેળવવાને માટે આપણે પ્રથમ પહેલા ધર્મનું પાલન કરવું એ મનુષ્ય માત્રની પહેલી ફરજ છે. ધર્મ વિના મનુષ્યને આલોક તથા પરલોકના ખરા સુખનું ભાન થતું નથી. એકજ પિતા તથા માતાથી ઉત્પન્ન થયલા બે બાળકો લાબે સમયે ચારિત્ર્યમા સત્સગ ને કુસગના પ્રસગથી કેટલો તફાવત બતાવે છે તે આપણે બાળવાચન પોથીમાથી પોપટના બે બચ્ચાની વાત ઉપરથી જાણ્યુ છે એ બે બચ્ચા એકજ માળામાં રહેતાં હતા, અને એકજ માબાપના તેઓ પુત્ર હતા, છતા એક સારી સોબતમા રહેવાથી ઉત્તમ વાણી શીખ્યુ અને બીજું નઠારી સોબતમા રહેવાથી કડવા શબ્દો ઉચ્ચારતા શીખ્યુ. આ જોઇ રાજાને અચબો થયો હતો. તે વખતે એક મહાત્માએ નીચેનો શ્લોક તે રાજાને કહ્યો હતો

ऐक तडागे पयत्पीबति भुजंगमो जलं तथा गौश्च ।
परिणमति विष सर्पे तदेव गवी जायते क्षीरम् ॥

સાપ અને ગાય એકજ તળાવનું પાણી પીએ છે અને તેથી સાપના સ્પર્શથી પાણીનું ઝેર થાય છે અને ગાયના સ્પર્શથી દૂધ બને છે. એ ઉપરથી રાજાના મનને ખાત્રી થઇ કે "તુખમે તાસીર ને સોબતે અસર" એ વાત ખરી છે.

"હું નિર્બળ છુ, મારાથી શું થઇ શકે ?" એવા નિર્બળતાના વિચારોને હૃદયમા સ્થાન આપવાથી થોડી ઘણી શક્તિ હોય છે તે પણ લુપ્ત થઈ જાય છે. એક વિદ્વાન નીતિકારે તો એટલે સુધી કહ્યું છે કે વિવેકી પુરૂષે હમેશા મોટા મનોરથો કરવા કારણકે દૈવ પણ જેના જેવા મનોરથો હોય છે તેવા જ ફળો આપવાને નિરંનર યત્ન કરે છે. નિરાશા અને દુઃખમા દબાઇ ન જતા સસાર યુદ્ધમા પ્રસન્ન મને સદા તત્પર રહેનાર ગૃહસ્થ સર્વ વિજયી નીવડે છે. ક્લેશ કે દુઃખને તાબે થઇ જવાથી ક્લેશાદિ આપત્તિઓ ચાલી જતી નથી. ઉલટું તે પોતાનો ભયંકર પ્રભાવ દાખવી મનુષ્યોનુ સત્વ ચૂસી લે છે. ગમે તેવી આપત્તિ આવી પડે તોપણ પુરૂષાર્થી જનોએ પોતાનુ કર્તવ્ય ન ચૂકવું કર્તવ્યશીલ મનુષ્ય વહેલો યા મોડો આખરે વિજયલક્ષ્મીની વરમાળ પહેરે છે.

## પુલછાબ તેરમી.

### કેટલીક જાણવા જોગ બાબતો તથા લક્ષણો.

ભાગ્યવાળાના લક્ષણો (૧) એક ક્ષણ પણ નકામી જવા દેતો નથી. (૨) સંસારિક કાર્યો તે દક્ષતાથી કરે છે. (૩) પોતે કમાઈ કરીને જ ખાય છે. (૪) અન્યને દુ:ખમાથી મુક્ત કરે છે. (૫) કેટલોક કાળ ધર્મચર્ચામા કાઢે છે. (૬) પારમાર્થીક કાર્ય કરવામાં કદી ભૂલ ખાતો નથી.

ગૃહસ્થાશ્રમીઓએ (૧) ઘરના છીદ્ર, (૨) મંત્ર, (૩) આયુષ્ય, (૪) મર્મ વચન, (૫) ધન, (૬) ઠગાઈ, (૭) અપમાન, (૮) પોતાનો ધર્મ, એ આઠ વાના કોઇની પાસે કદી પણ પ્રગટ કરવાં નહિ.

જ્ઞાન, વિવેક અને વૈરાગ્ય પૂર્વક મનને સંયમમા રાખવું એ સૌથી વધારે હિતાવહ છે.

કબુલ કરેલા વચનનો ભંગ, ગઈ વસ્તુનો શોક અને કોઇની નિંદ્રા ભંગ એ ત્રણ વાના કોઈ કાળે પણ ન કરવા.

પરદેશીની પ્રીત, સુરતનો સગો, ગુવારની ગાસડી, ઢેડનો સંગાથ, સાગનો દેવતા, શ્વાસની તાપણી એટલામાં ભલીવાર હોય નહિ.

જેમ ઘર્ષણ, છેદન, તાપ તથા તાડન એ ચાર વડે સુવર્ણની પરીક્ષા થાય છે, તેમ પરોપકાર, સ્વભાવ, ગુણ તથા કર્મ એ ચાર વડે પુરૂષની પરીક્ષા થાય છે.

ભૂતથી બ્હીશો નહિ પણ નવરા મનુષ્યથી હમેશા બીહતા રહેવું. કેમકે નવરો માણસ નખોદ વાળે.

રોગ અગ્નિ ને રાડ, જાણી અલ્પ કીજે જતન,
વધ્યા પછી બીગાડ, રોકયા ન રહે રાજીઆ.

ગરીબ, આંધળા, પાંગલા તથા બહેરાનું હાસ્ય કરવું નહિ, કોઈને અપ્રિય બોલવું નહિ ને ફોકટ બકવાદ કરવો નહિ.

જાત જાતનો વેરી, તે જાત જાતને ખાય,
ભાટ બ્રાહ્મણ ને કુતરા, દેખ દેખ ઘુરકાય.
કેળું કેરી કામિની, પીયુ, મિત્ર, પ્રધાન;
એ સર્વે પાકા ભલા, કાચા નાવે કામ.
જર લૂટે છે જંગલે, અભણ એકલા ભીલ,
ભર વસ્તિમા લૂંટતા, વેશ્યા વૈદ્ય, વકીલ.

ક્રોધ, મૂર્ખાઈ, જંગલી વિચારો અને અનીતિને જીતવામાં જ સ્વાધીનતા છે. આ દુર્ગુણો કોઈ પણ માણસના હમેશના સારથિ છે.

કંચનકો ત્યજવો ભલો, ભલો સ્ત્રીઓકો નેહ,
માન, બડાઇ, ઓર ઈર્ષા, ત્યજવો દુર્લભ એહ.

પ્રભુ તમારી કને શું માગે છે? (૧) પ્રમાણિકપણું. (૨) દયાળુ બનો. (૩) પ્રભુના માર્ગમા નમ્રપણે ચાલો.

આગ્રહ એ રાજનીતિજ્ઞ પુરૂષનું મગજ છે, શૂરવીરની તરવાર છે. શોધ કરનારનો મર્મ છે, વિદ્વાનનું તાવીજ છે.

હવામા ઉડતા પક્ષીઓ ઉપર નજર કર, કેમકે તેઓ વાવતા નથી તેમજ લણતા નથી, તેમજ વળી ખળીમા એકઠા કરતા નથી, તેમ છતા પણ તમારો સ્વર્ગમા રહેનારો પિતા તેમને ખાવાનું આપે છે તે પક્ષિઓના કરતા તમે શું સારા નથી?

જે મનુષ્ય પૂર્ણ નમ્ર થયો હોય તે કોઇ દિવસ કજીઆ કરતો નથી.

પ્રેમ અને સુવિચારરૂપી ગુલાબની પથારીમા જે સુતો છે તેને ફુલવાડીની કાંઈ જરૂર નથી

તમને ગુસ્સે થવાની અથવા દ્વેષ કરવાની ટેવ પડી હોય તો ક્ષમા તથા શાતિનુ ચિંતવન કરો.

## ફુલછાબ ચૌદમી.

### વિવિધ જ્ઞાનોપદેશ.

સત્ય વસે જો શરીરમા, સૂઝે સાચો વિચાર;
બુદ્ધિ પ્રકાશ વધે બહુ, ઝાલે કર કીરતાર.

× × ×

ધર્મ પરાયણ માનવી, ચન્દન સમ મસરાય;
સુવાસ કદી ના છોડતો, અન્તે વિજયી થાય.

× × ×

ક્ષમા સબનકુ વશ કરે, ક્ષમા કહા નહિ હોય;
ક્ષમા ખડ્ગ જેહી હસ્તમે, દુર્જન રહે ન કોય.

× × ×

સ્વાર્થ કા સબ કોઇ સગા, જુગ સારા હિ જાન;
બિન સ્વાર્થ સગપન કરે, સો હરિ પ્રીત પિછાન.

× × ×

ઘડપણ વસમી વાટ, જુવાનીમા જાણી નહી;
એના શા ઉચાટ, સાચું સોરઠીયો ભણે

× × ×

જુવાનીના જોર, અત્યારે અળગાં થયા:
ન મળે મન નકોર, સાચું સોરઠીઓ ભણે.

× × ×

ઓ ભવ આપ્યા દાન, આ ભવમા તે ભોગવે;
સમજુને છે સાન, સાચું સોરઠીઓ ભણે.

× × ×

પુન બડા ઉપકાર હે, સબકે ઉપર ભાખ:
જીવ દયા ચિત્ત રાખીએ, બેદ પુરન શાખ.

× × ×

અહન્તા ન આણીયે, જો હરિ સિંહાસન દે;
જો દીલ રાખે દીનતા, સાંઈ અપના કરલે.

× × ×

ઉચા દેખ ન રાચીએ, ઉંચા પેંડ ખજુર,
પંખી ન બેઠે છાયડે, ફૂલ લાગો વન દૂર.

× × ×

જેદી હતા જુવાન, તોરા કરતા નાણા દેઇ:
એ પીડને એ પ્રાણ, બોલાવ્યા બોલે નહિ.

× × ×

સદા ન જોબન સ્થિર રહે, સદા ન લક્ષ્મી નેહ;
જોબન ચલ સંસાર ચલ, ચલ વૈભવ, ચલ દેહ.

× × ×

કોણ વસ્યુ ને કોણ વસે, ધરતી બેઠી હસે,
આ પૃથ્વીનાં પડ ઉપર, કઇક થયા ને કઇક થશે.

× × ×

યા અવસર ચેત્યો નહિ, ચૂકયો મોટી ઘાત,
માટી મીલત કુંભારકી, બહોત સહેગો લાત.

× × ×

જીન ઘર નોબત બાજતી, મંગલ બાંધે દ્વાર:
એક હરિકે નામ બિન, ગયા જન્મ અબ હાર.

× × ×

કબીર! થોડા જીવના! માંડયા બહોત મંડાન;
સબહી છોડકે ચલ ગયે, રાજા રંક સુલતાન.

× × ×

# ફુલછાબ પંદરમી.

## હિતકર શિક્ષાઓ.

સમજ્યા વિના કોઇ પણ વિષયનું જ્ઞાન થતું નથી.

જે સ્વપ્રયત્નથી દઢ બને છે તે આપોઆપ જ સર્વ માર્ગ હુંઢી કાઢે છે.

જે નીતિ અને ન્યાય બંન્નેને જાળવી જાણે છે, તે પોતે અન્યાય કરતો નથી અને બીજા પાસે કરાવતો પણ નથી.

જે ધીરતાપૂર્વક આગળ વધે છે, તે પાછો હઠતો નથી.

નીચ હોય તે છીદ્ર જોયા કરે છે, અને પાપી મનુષ્ય પાપબુદ્ધિ ધારણ કરે છે.

વિષયાસક્ત મનુષ્યને જ્ઞાનોપદેશ કરવાથી તે ટકી શકતો નથી.

પરમાર્થ વિષયમા આલસ્ય અને સાસારીક વિષયમા પ્રીતિ રાખવાથી તેઓ કેવળ કુટુંબના ભારવાહક મજુર જેવા થઈ જાય છે.

જેના ઉપર સદ્‌ગુરૂની કૃપા થઇ છે તેની આગળ બીજાનું સામર્થ્ય ચાલી શકતુ નથી.

જેણે ઘણું દુ ખ ભોગવ્યું હોય તેને જ વૈરાગ્ય ઉત્પન્ન થાય છે.

જે સદ્‌ગુરૂના વચનથી શાતિ પામ્યો હોય તેને સાયુજ્ય મુક્તિનો અધિકારી સમજવો.

અવિશ્વાસથી જેણે સદ્‌ગુરૂનો આશ્રય છોડી દીધો એવા ઘણા મનુષ્ય આ ભવાર્ણવમાં ડુબી ગયા છે અને સુખદુ ખ રૂપી જળચરોએ તેઓને ફાડી ખાધા છે.

નિ સ્વાર્થપણે કર્તવ્યપરાયણ રહેવાથી આપણી સામે ઉમદા કર્તવ્યનો સમૂહ એકઠો થાય છે.

બધા નીતિના ધર્મોનું દોહન કરીએ તો એમ જોઇશું કે માણસ જાતનું ભલું કરવાનો પ્રયાસ કરવો એજ ઉંચી નીતિ છે.

દોષ કરતા માણસોના ગુણ વિશેષ જુઓ દોષથી તો આપણે બધા ભર્યા જ છીએ એટલે આપણે માણસોના ગુણ શોધી તેનું જ મનન કરવું.

હાથ પગ વાપરવામા જ ખરૂ સુખ છે. તેમાં જ તંદુરસ્તી છે.

બળ તો નિર્ભયતામા રહ્યુ છે શરીરમા માસના લોચા બહુ હોવામા બળ નથી.

ભાવના વિનાનો મનુષ્ય તે લાગણી વિનાનું પ્રાણી છે.

મુશ્કેલી અથવા ગુચવણમાંથી ગમે તેટલું સુખ મેળવી શકાય છે, એમ માનવું એ ઘણાને મૂર્ખાઇભરેલું લાગશે પરંતુ સત્ય હમેશાં અજબ જ છે અને મૂર્ખના શાપો ડાહ્યાને આશિર્વાદરૂપ છે. અજ્ઞાન અને નિર્બળતામાથી મુશ્કેલી જન્મ પામે છે. જ્ઞાન અને બળ મેળ-વવા માટે તે આપણને પોકાર કરે છે.

મહાન થવાની ઇચ્છા જ ન હોય એવા માણસને તદ્દન મૂર્ખ અને બાયલો જ જાણવો ઘણે ભાગે એવા જ માણસો જીવતરને ‘દુખી દુખી’ એમ કહ્યા કરે છે અને સંસારને અસાર માને છે. મનુષ્ય જીવન એ રણક્ષેત્ર છે અને એમાં જેઓ કાયર થવાનું કે આળસુ થઈ જવાય એવું હલકા પ્રકારની નિવૃત્તિનું રક્ષણ આપે તેમને આપણે કટા દુશ્મન સમજવા જોઇએ.

જ્યોર્જ હર્બર્ટે કહ્યું છે કે સારા શબ્દો વાપરવામા ખરચ થોડો થાય છે અને તેમની કિમત ઘણી ગણાય છે.

વિલાસની વસ્તુમાં એક પાઈ પણ ખર્ચાતી હોય ત્યા સુધી બીજાની મદદ માગવા જવું એ ગેરવ્યાજબી છે.

અતિ મીઠું, ખાટું અતિ, અતિ સર્વ દુખદાઈ;
ચતુર ચેતજો ચિત્ત ચહો, હામા રે'જો ભાઇ.

× × ×

સબ બાતાં તું છોડ દે, દો બાતા શીખ લે,
કર સાહેબકી બંદગી, ભૂખ્યાને કુચ્છ દે.

× × ×

પ્રેમે પ્રાણ ટકી રહે, પ્રેમે પ્રાણ તજાય;
પ્રેમે પ્રાણ અપાય છે, પ્રેમે પ્રાણ રખાય.

× × ×

આનંદ કહે પરમાનંદા, ભેદું કયું ભૂલંત;
દી ઉઠે દિશા ફરે, અવળા બાપ કરત.

× × ×

બોલ્યે થાયે કાંઇ નહિ, ગાજ્યો મેઘ તૂટે નહિ;
કર યુક્તિઓ હજારો પણ, આખર ભૂખની ભૂખ.

× × ×

પાનીમેં પાની મીલે, મીલે કીચસે કીચ,
સજ્જનમે સજ્જન મીલે, મીલે નીચસે નીચ.

× × ×

ઘરની હમે ધન દાટતાં, બખ્તર પહેરે કાળ
વ્યભિચારી નારી હસે, જ્યારે પીયુ લડાવે બાળ.

× × ×

બાયડી પરણે સારા ઘરની, લેવા સારો લ્હાવો;
ધણી સામે આંખો કાઢે, પછી શો કરવો પસ્તાવો.

× × ×

નીંદા હમારી જો કરે. મિત્ર હમારા સોય,
બીન સાબુ બીન પાનીસે, મેલ હમારા ધોય.

× × ×

સબસે હીલીયે, સબસે મીલીયે, સબકા લીયે નામ;
હા જી ! હા જી ! સબસે કહીયે, બસીયે અપને ઠામ.

× × ×

સાચું ને પ્રિય બોલવું પણ કદી જુઠું બોલવું નહિ અને કોઇની સાથે ફોકટ વેર તથા વિવાદ કરવો નહિ.

પ્રસંગ પ્રમાણે બોલવું, સ્વભાવ પ્રમાણે પ્રિય થવું તથા પોતાની શક્તિ પ્રમાણે કોપ કરવો એમ જે જાણે છે તે પંડીત કહેવાય છે.

પારકાને સંતોષ પમાડવાને માટે ચતુરે મનુષ્યનો અભિપ્રાય જાણી, જે જે રીતે સંતોષ પામે તે રીતે તેને અનુસરવું.

× × ×

સહાય વિનાનો તેજસ્વી સમર્થ પણ શું કરી શકે ? કેમકે વાયુ વિનાના સ્થાનમાં પ્રદીપ્ત કરેલો અગ્નિ પોતાની મેળે જ ઠરી જાય છે.

+ × ×

કાગડો દુર્બળ છતા પણ પક્ષ સહીત હોવાથી ઉંચા પર્વતના શિખર પર રહેલ વૃક્ષના ફળને પામે છે, પણ હાથીને મારવામાં તિક્ષ્ણ સિંહ બળવાન છતા પણ પક્ષહીન હોવાથી આહા ! વૃક્ષની નીચે જ ખેદ પામે છે.

કીટ પણ પુષ્પના સંગથી સત્પુરૂષોના મસ્તક પર ચઢે છે, અને મોટાઓએ સારી રીતે પ્રતિષ્ટા કરેલ પહાણો પણ દેવપણાને પામે છે.

કપટથી વહેવાર તથા કોઇની વૃત્તિનો લોપ ન કરવો, ને મન વડે પણ કોઇનું અહિત ચીતન કરવું નહિ.

શેરડીનો સાંઠો આપણને શું સુબોધ આપી રહ્યો છે કે જો તમે મને આખો ને આખો ખાશો તો તમારે છેવટે શુ શુ કરવાનો સમય આવશે કારણકે શેરડી થડથી વચલા ભાગ સુધી મીઠી હોય છે પણ પીછાનો ભાગ તો ખારો હોય છે. તેજ પ્રમાણે લક્ષ્મી બધી પોતાની માની લેનારને ખારી થઈ પડે છે પણ દાન ને ધર્મમા વાપરવાથી શેરડીના વચલા ભાગ જેટલી ગળી લાગે છે.

## પુલછાબ સોળમી.

### સત્કાર્યોનો સંગ્રહ કરવો.

પરમાત્માએ આ મૃત્યુ લોકમા આપણને મનુષ્યનો ઉત્તમ અવતાર આપી મહાન ઉપકાર કર્યો છે. પણ આખરે દીવાળું ન નીકળે તેને માટે દાન, પુણ્ય, ધર્મ, નીતિ ઈત્યાદિ આપણને બતાવ્યા છે. તેમાં જેને લેશ માત્ર શ્રદ્ધા નહિ થાય તે આખરે દીવાળું કાઢી નર્કમાં જશે માટે મનુષ્ય જીંદગીનું સાર્થક એટલુ જ છે કે મહાત્માઓનો પ્રસંગ રાખી સત્કર્મોનો સંગ્રહ કરવો.

જો એક વાર હિંમત ગઈ તો બધુ ગયું જ સમજવું. હિંમત ગુમાવે તેના કરતા તો તું આ દુનિયામા અવતર્યો ન હોત તો સારૂં થાત.

જે માણસ બીજાને ક્ષમા કરતા નથી તેમણે પોતે ક્ષમા મેળવવાની આશા રાખવી જોઈએ નહિ.

જોસફ હ્યુમ કહેતો કે ૧૦,૦૦૦ પાઉડની વાર્ષિક ઉપજવાળી જાગીર મારી પાસે હોય તેના કરતા મારો સ્વભાવ આનંદી રહે એ હું વધારે પસંદ કરૂં છું.

ગમે તેમ થાઓ પણ આ વાત લક્ષમા રાખજે. હમેશાં સત્યવાદી સાચવટને ચાહનારો રહેજે, અને તેમ થશે તો દિવસ પછી રાત્રિ આવે છે તે પ્રમાણે બીજા કોઇ પણ માણસ પ્રત્યે તું અપ્રમાણિકપણે વર્તી શકવાનો નથી.

જો તમારા કામમા તમને ફતેહ મળે તો કદી પણ તે બદલ ગર્વીષ્ટ થશો નહિ. ગર્વનું પરિણામ વિનાશ થાય છે અને અભિમાની થવાથી પડતી દશા આવે છે.

## સંપ અને ઉદારતાની આવશ્યકતા.

આ સંસારમા જન્મ ધરીને આપણને સંપ અને ઉદારતાની પૂરેપૂરી જરૂરીઆત છે. સંપ વિના એકે સસારી કામ સાગોપાગ પાર ઉતરી શકતું નથી. એકડો એકલો લખવાથી તેની કિંમત નજીવી ગણાય છે, પણ તેની પાસે બીજો એક (૧) આવવાથી તેની કિંમત (૧૧) થાય છે. તે પ્રમાણે બાદશાહ, રાણી, ગુલામ સર્વે સાથે હોય છે છતા એકાની કિંમત અધિક લેખાય છે. જુઓને ૬ અને ૩ એ બને અકો એકસરખા છે જ્યારે તેઓ એકબીજાને સામે મો કરે છે ત્યારે તેની કિમત ૬૩) થાય છે. પણ જ્યારે તેમા કુસપ પેદા થાય છે અને એક બીજા મોઢું ફેરવી દે તે વખતે તેની કિમત ઘટીને ૩૬) થાય છે આ ઉપરથી સ્હેજ સમજાશે કે આ સંસારમાં સંપની તથા ઉદારતાની આપણને ખાસ જરૂર છે. તે વિના કદી સંસારમા ચાલી શકવાનુ નથી એ નિર્વિવાદ છે.

### ગુણનો બદલો.

સંસારમાં ગુણની કદર આજ નહિ તો વહેલે મોડે પણ થયા વગર રહેતી નથી જો કોઈ પોતાના કર્તવ્યનું બરાબર મનન કરે તો તેનો બદલો તેને મળ્યા વગર રહેવાનો જ નહી અધકારમય ખાણના ઉડાણમા પડેલું કિમતી રત્ન હમણા નહિ તો ભવિષ્યમા બહાર નીકળશે, તેની કીમત અંકાશે અને કોઈ ધનવાનને હાથ જશે. જંગલમા ઉગેલી સુદરપુષ્પલતા કદાચ ઘણા દિવસ સુધી અજ્ઞાત અવસ્થામા પડી રહે, તેના ઉપરના સુગધી પુષ્પો નિરર્થક ખીલીને કરમાઈ જાય, તોપણ કોઇ ગુણગ્રાહી રસીક પુરૂષની નજર તેના ઉપર વહેલી મોડી તો પડશે જ.

## સાચા સાધુનાં લક્ષણો.

સાધુ સો જો સાધે કાયા, કૌડી એક ન રખે માયા;
લેના એક ન દેને દો, એસા નામ સાધુકા હો.

અર્થાત્ સાધુ કોને કહેવાય કે હમેશાં આત્મસાધનમાં પ્રવૃત્ત હોય છે. હવે એ આત્મસાધન કયારે થાય કે એક કોડી પણ આપણા પાસ માયા રાખે નહીં. હવે એ માયા બે પ્રકારની છે. એક દ્રવ્ય માયા અને બીજી ભાવ માયા. દ્રવ્ય માયા તો ધન, -લક્ષ્મી વિગેરે પ્રસિદ્ધ છે, પણ છલકપટ એ ભાવ માયા છે. જે મનુષ્ય એ બે પ્રકારની માયાને તજી દે તેને જ સાધુતા પ્રાપ્ત થાય છે. જેઓ માયાનો સંબંધ રાખે છે તેનાથી આત્મસાધન થઇ શકતું નથી. સાધુ પુરૂષોને રાગદ્વેષ ઈત્યાદિ કાંઈ પણ હોતું નથી. તે કોઇને શ્રાપ આપતા નથી તેમ કોઈને વર પણ આપતા નથી. તેમની દૃષ્ટિમા આખું બ્રહ્માંડ સરખું જ છે.

## બળવાન ભુજા કરતાં દાનો હાથ ઉત્તમ છે.

હાતમતાઈ હમણા નથી પણ તેની કીર્ત્તિ તેની પરોપકાર વૃત્તિથી ઝળકી રહી છે. મહાન દયાળુ પ્રભુએ પરોપકાર કરવા માટે જ સર્વથી ઉત્તમ માનવ દેહ યોજ્યો છે. જેનામાં સખાવત છે તેને બળની જરૂર નથી. બહેરામ ઘોરની સમાધીપર લખ્યું છે કે "બળવાન ભુજા કરતા દાનો હાથ ઉત્તમ છે." હમેશા પોતાની ઉપજનો દશમો અગર વીસમો ભાગ દાનમા વાપરતા રહેવું, કારણ કે દાન વિના માન મળતુ નથી. દાન સર્વથી શ્રેષ્ટ છે. પૂર્વે આપણા ભારતવર્ષમા ઘણા

દાનેશ્વરી મહાપુરૂષો થઈ ગયલા છે. તેનાં પવિત્ર નામો આજે લાખો વર્ષો થઈ ગયા છતા કાયમ રહેલા છે. દાનેશ્વરી ખરેખર અમરપણું ભોગવે છે. તેનું મૃત્યુ થતા તે સદાને માટે અમર જ છે.

## પુલછાબ અઢારમી.

**અહિંસા પરમો ધર્મઃ ।**

અહિંસા એ મોટામા મોટો ધર્મ છે. એક કીડી જેવા જીવને દુખવવામાં પાપ છે. એમ સમજનારા દયાવાન મનુષ્યો પ્રાણી માત્રનું સંરક્ષણ કરી શકે છે. સઘળાના આત્મા સરખા છે, સર્વ જીવને સુખની ઇચ્છા છે, દુખ અથવા ભય કોઇને પણ પ્રિય નથી. પ્રત્યેક પ્રાણી પોતાના અમૂલ્ય જીવનમા નિરંતર સુખ માની રહેલ છે. જંગલમા કરતા જનાવરો નિરપરાધી અને અનાથ છે. તેઓનો શિકાર કરી પાપી માણસો આનંદ માને છે, પણ વિચાર કરો કે એક કાટો જો આપણા પગમા લાગ્યો હોય તો આપણને કેટલું દુખ થાય ! તો પછી ગોળી લાગવાથી નિરપરાધી પ્રાણીને કેટલું દુખ થતું હશે ? તેનો વિચાર સુજ્ઞ પુરૂષે કરવો જોઇએ. કેટલાક શિકારી માણસો આવું પાપનું કર્મ કરતા ઇશ્વિરી ફરમાન છે એમ કહે છે પણ કોઇ પણ ધર્મમા હિસાનું ફરમાન સુચવેલું નથી કેમકે "દયા એ ધર્મનું મૂળ છે." જેના અતકરણમા દયા નથી તે ખરેખર મનુષ્ય ગણાતો નથી ! માટે જેમ બને તેમ હિસાનો ત્યાગ કરી દયાવાન બનો. ત્યાથી દયાનીધિ પ્રભુ તમારા ઉપર રાજી થશે અને તમોને આ લોક અને પરલોકમા સુખી રાખશે.

## એક રાજાએ પોતાના ચાર પુત્રને વ્હેંચી આપેલી પોતાની મિલ્કત.

એક મહા સમર્થ રાજા હતો. જ્યારે તેનો અવસાન કાળ આવ્યો ત્યારે પોતાના ચારે દીકરાને બોલાવી પોતાની મિલ્કત તેણે વહેંચી આપી. તે રાજાના તાબામા લોખંડ, સોનું, ચાદી, ને રત્નની ચાર ખાણો હતી, તે અનુક્રમે પોતાના પુત્રને વ્હેચી આપી. જેના ભાગે લોખડની ખાણ આવેલી તેને તેના સગાવહાલાઓ એમ કહેવા લાગ્યાં કે "તારા પિતાશ્રીએ તારા ઉપર અન્યાય કર્યો છે. ત્રણ ભાઇઓને ઉત્તમ ખાણો ( ચાદી, સોનુ ને રત્ન ) આપી અને નકામી ખાણ ( લોખંડની ) તને આપી. એનાથી તારૂં ભાગ્ય શુ ઉઘડશે ?" પેલો પુત્ર વિચારશીલ તથા ઉદ્યોગી હતો તેથી પોતાના મનમા એમ સમજવા લાગ્યો કે ચાદી, સોનું, ને રત્ન એ લોખંડની સહાય વિના જમીનમાથી કદી પ્રાપ્ત થઈ શકનાર જ નથી માટે મારા પિતાશ્રીએ ત્રણ ભાઇઓ કરતા મને કીમતી ખાણ આપી છે. કારણ કે મારી સહાય વિના એટલે લોખડના હથિયાર વિના પૃથ્વીમાથી કદી પણ સોનુ, રૂપુ, કે રત્ન મળી શકતા નથી. છેવટે લોખડની ખાણવાળો સુખી થયો ને તેને મોટી રકમની મદદ શરૂઆતમાં પ્રાપ્ત થઇ.

### "સત્ય મીરચી–જુઠ ગુડ."

આ જગતમા સત્ય એ મરચા જેવુ છે જેમ મરચું આખું ચાવવાથી આખા શરીરમા અગ્નિ પ્રકટી નીકળે છે, તેમ સત્યના રસ્તાપર જવાથી ઘણા કષ્ટો સહન કરવા પડે છે અને જુઠ એ ગોળ જેવો ગળ્યો છે. આધુનિક સમયમા ઘણા જુઠા બોલાઓ તાત્કાળીક ફાવી જાય છે, પણ એ તેનુ જુઠાણુ જગતની દષ્ટિએ પડે છે ત્યારે તેના પગમા જોર રહેતુ નથી, કેમકે '**સત્યમેવ જયતિ।**' હમેશા સત્યનો વિજય છે 'ભલે મૂર્ખ મનુષ્યને શરૂઆતમા જુઠ એ ગોળ સમાન લાગે પણ ગોળ ખાવાથી અનેક વ્યાધિઓની ઉત્પત્તિ થાય છે એ ધ્યાનમા રાખજો.

## માનવ જીવન

માનવ જીવન ક્ષુદ્ર દેખાતી વસ્તુઓનું જ બનેલું છે અને આપણા દોષોથી આપણા અર્ધા જ દુઃખ ઉદ્‌ભવેલા છે, કારણ કે જીવનના શ્રેષ્ઠ આનંદો શાંતિ અને સદ્‌ગુણમાં જ રહેલા છે, ધન વૈભવમાંન હિ. ઉદ્ધાર અથવા સેવા થોડા જ કરી શકે છે, પણ સામાને ખુશી તો સર્વ કોઈ કરી શકે તેમ છે; માટે કઠોર સ્વભાવવાળાઓએ પ્રથમથી જ શીખવું જોઇએ કે સહેજ પણ નિર્દયતા એ મહાન અપરાધ છે અને મોટા મોટાં ધન દાન કરવાની ઇચ્છા વ્યર્થ છે. બીજાઓને દુઃખ દેવાના અપરાધમાંથી સર્વ બચી શકે તેમ છે. મનુષ્ય જાતિને પૈસાના વરસાદથી સુખી કરવાનું, તેમને સત્તા અથવા આરોગ્યથી વિભૂષિત કરવાનું આપણા ટુંકા ભાગ્યમાં નથી, પરન્તુ ઈશ્વરે સર્વને ખુશ કરવાની શક્તિ આપી છે. બીજાના દોષો પ્રતિ ક્ષમાદૃષ્ટિ રાખવાને અને દુઃખદાયક શબ્દ મનમાં ઉદ્‌ભવતાંની જ સાથે દબાવવાને આજ્ઞા કરવામાં આવી છે.

"એચ. મોર."

## ઇંદ્રિઓના વેગ મહા બળવાન છે.

**માત્રા સ્વસ્રા દુહિત્રાવાનો વિવિક્તાસનોભવેત ।**
**બલવાનિન્દ્રિયગ્રામો વિદ્વાંસમપિ કર્ષતિ ॥**

અર્થઃ—"માતા, બેન કે પુત્રી હોય તો પણ તેની સાથે પુરૂષે એકાન્તમાં રહેવું નહિ. કેમકે ઇંદ્રિયોનો સમુહ મહા બળવાન છે ને વિદ્વાનને પણ ઘસડી જાય છે" જૈમિનીને આમા શંકા થઈ કે આ ... માં 'વિદ્વાન' શબ્દ લખાયો છે તે કાઢી નાખવો જોઇએ. જો ઇંદ્રિઓનો સમુહ તેને ઘસડી જાય તો તે વિદ્વાન શેનો? આ શંકા તેમણે ગુરૂજીને જણાવી ને કહ્યું કે "વિદ્વાન હોય તેને કામાદિક ચળાવી શકે જ નહિ ને જો ચળાવી શકે તો તેને વિદ્વાન કહેવાય જ નહિ? માટે વિદ્વાન શબ્દ પર છેકો મારવો જોઇએ." વ્યાસજી કહે, ભલે ભાઈ, બહુ સારૂ. હુ એચાર દહાડા વિચારી જોઉં

છું. પછી ઠીક લાગશે તો ત્યા છેકો મારીશ. ત્યારપછી જૈમિની પોતાની પર્ણકુટીએ આવ્યા. વ્યાસજીએ પોતાના વિદ્વાન શિષ્યને શ્લોકની યથાર્થતા સમજાવવા ઉપાય કર્યો. સાયંકાળ થયો ત્યાતો આકાશમાં વ્યાસજીની પ્રેરણાથી ઘનઘોર વાદળાની ઘટા જામી અને તેના સાથે વિદ્યુતના અવાજો પણ શરૂ થવા લાગ્યા. વરસાદનું વરસવું શરૂ થયું એવામા વ્યાસજીએ નવયૌવન સ્ત્રીનું સુદર સ્વરૂપ ધારણ કરી એક ઝાડની ઓથે પલળતા ઉભા છે. જૈમિનીઋષિ પોતાની પર્ણકુટીમાં ઉભા રહી આ વિશ્વલીલાનો ચમત્કાર જોઈ રહ્યા છે એવામા તેમની દૃષ્ટિ પેલી સ્ત્રી પર પડી. તુર્ત પોતાને દયા આવી એટલે તેમણે તે સ્ત્રીને પર્ણકૂટીમા આવવાનુ કહ્યું. લજવાતી લજવાતી તે બાળા મંદમંદ પગલે ઋષિના આશ્રમમા આવી. એનાં ઝીણા વસ્ત્રો જળથી ભીજાઈ શરીરે ચોટી ગયાં હતા ને ઉચા નીચાં તમામ અંગોની જાણે ચાડી કરતા હતા. નૈસર્ગિક દયાળુ હૃદયના ઋષિએ તુર્ત અગ્નિ સળગાવી એ બાળાને તપાડવા લાગ્યા. ભીના વસ્ત્રો બદલાવવો પોતાનું વલ્કલ આપ્યુ. પણ જન્મારામા એ બાઈએ કદિ વલ્કલ પહેરેલું નહિ. એટલે મુનિ તેને વલ્કલ પહેરતા શીખવવા લાગ્યા ! એમ કરતા તેના શરીર સ્પર્શ થયો ! એટલે ન પૂછો વાત ! તપશ્ચર્યા કરી લાકડા જેવા કઠોર થઈ ગયેલા મુનિના શરીરને એ નવયોવના રમણીને શરીર સ્પર્શે કાઇ જૂદી જ અસર કરી ! મુનિના શરીરે રૂવાડાં ઉભા થઇ ગયા, ટાઢ વછૂટી અને અધરાં કંપવા લાગ્યા ! એક તો સબસે બુરી એકાત, તેમા વળી નજીકમા નાજુક અગોવાળી નવયૌવના મીનાક્ષી રમણી અને તેનો શરીર સ્પર્શ ! મુનિના પ્રસુપ્ત સંસ્કારો જાગ્રત થાય એમાં નવાઇ શી ? મુનિ એનું વદન જોવા તલસી રહ્યા, પણ બાળા પોતાનો ઘુંઘટો ખોલે નહિ ? આથી મુનિરાજની આતુરતા વધી ને બોલ્યાઃ—"અહોબાલે ! શામાટે સંકોચ ધરાવે છે ? તારો મુખચંદ્ર તો બતાવ !" આટલું બોલી જૈમિનીએ એ સ્ત્રીનો ઘુંઘટો દૂર કર્યો ? જુએ છે તો રમણીનું નહિ, પણ રૂપ

બદલી અસલ સ્થિતિમા આવેલું પોતાના ગુરૂજીનુ મોટી ધોળી દાઢીવાળું મુખારવિંદ જોયુ ? જૈમિની તો આથી અત્યંત લજવાઈ ગયા ને નીચે મોએ ભોય ખોતરવા લાગ્યા. વ્યાસ ભગવાન પેલો શ્લોક યાદ કરાવી બોલ્યા—" કેમ ભાઈ, આમાનો વિદ્વાન શબ્દ કાઢી નાખવો છે ? જૈમિની બીચારા શુ બોલે ? આથી વ્યાસજી બોલ્યા. ભાઈ ! કામનો પ્રભાવ એવો છે ઇંદ્રિયો અને મન મહા ઠગારા છે, તો વિષયાસક્ત પામરોની તો વાત જ શી ? માટે સમજુને ઘટે છે કે તેણે યુવાન મા—બેન, ને પુત્રીની સાથે પણ એક આસને ને એકાંતમા સ્થિતિ કરવી નહિ તે માટે સદ્‌ગુરૂ નિષ્કુલાનંદ સ્વામિએ પોતાના કાવ્યમા નિચે પ્રમાણે કહ્યુ છે

### રાગ જંગલો.

ઉષ્ણ રતે અવની વિષે, બીજ નવ દિસે બહારજી;<br>
ધન વરસે વન પાગરે, ઇંદ્રિય વિષય આકારજી, ત્યાગ<br>
ચમક દેખીને લોહુ ચળે, ઇંદ્રિય વિષય સંયોગજી;<br>
અણભેટેરે અભાવ છે, ભેટે ભોગવશે ભોગજી. ત્યાગ.

ભાવાર્થ ઉનાળામા આ પૃથ્વી ઉપર વેરાએલા ભિન્ન ભિન્ન જાતની વનસ્પતિઓના બીજો જોવામા આવતા નથી, પણ જ્યારે વરસાદ વરસે છે, ત્યારે ખેડ તથા જુદી જુદી વનસ્પતિઓ ઉગી નીકળે છે. તે જ પ્રમાણે ઇંદ્રિયો અને તેના વિષયનું સમજવુ.

### ધનવાનોએ નિર્ધનોને આશ્રય આપવો જોઇએ.

देव भो ह्यत्रने धनं सुकृतिभि नो संचित सर्वदा ।<br>
श्री कर्णस्य बलेश्च विक्रमपते रद्यापि कीर्ति स्थिताः ॥<br>
अस्माक मधु दानभोग रहितं नष्टं चिरात्संचितं ।<br>
निर्वेदादिति पाणिपाद युगलं घर्षन्त्यहोमक्षिकाः ॥

અરે ભાઇઓ ! ભાગ્યવતોએ પાત્ર જોઇ નિર્ધનોને ધન આપવુ, સંચય કરેલું ધન સર્વદા રહેતુ નથી. પરતુ દાનપરાયણ રહેવાથી જ કર્ણ, બલિ અને વિક્રમ રાજાની કીર્તિ હજુ લગી રહેલી છે.

ઘણા સમયથી એકઠું કરેલું અમારૂ મધ, દાન અને ભોગમા ઉપયોગ ન કરવાથી નાશ પામ્યુ છે. ને એ અફસોસથી મક્ષિકા પોતાના હાથ પગ ઘસે છે ને માથું કુટે છે.

જેનું મન પવિત્ર છે તેને ચારે યુગ સમાન છે. આધુનિક સમયમાં કેટલાક મનુષ્યો એમ કહે કે "ભાઈ આતો કળિયુગ છે. આ યુગમા કાંઈ પણ બની શકે નહિ" પણ એ તેમનું માનવું કેવળ ભુલભરેલુ છે. પરમાત્માનું મહાત્મ રાખી માયીક પદાર્થમા જેટલો સ્નેહ છે તે ઓછો કરી પોતાનું મન પવિત્ર કરવું અને ચારે યુગ સરખા છે તે વિષે મહાત્મા તુલસીદાસ, નિચે પ્રમાણે કહે છે.

તુલસી મનમલ દુર કરી, જેહિ ધારે હરિ ધ્યાન;
સત, ત્રેતા, દ્વાપર, કલિ ચારે યુગ પરમાન

## ફુલછાબ ઓગણીશમી.

### ભક્તિ નવ પ્રકારની છે.

૧, શ્રવણ ભક્તિ હમેશા સત્પુરૂષદ્વારા ભગવાનના ગુણાનુવાદ સાભળવા તેને શ્રવણ ભક્તિ કહે છે.

૨ કીર્તન ભક્તિ પરમાત્માના ગુણાનુવાદ વાજીંત્રની સાથે અન્યને સભળાવવા તેને કીર્તન ભક્તિ કહે છે.

૩. સ્મરણ ભક્તિ પરમાત્મામાં ધ્યાન લગાવી તેના પવિત્ર નામનું અહોનિશ સ્મરણ કરવું તેને સ્મરણ ભક્તિ કહે છે.

૪. પાદસેવન ભક્તિ પરમાત્માની મૂર્તિ અગર સદ્ગુરૂના ચર્ણનુ સેવન કરવું તેને પાદસેવન ભક્તિ કહે છે.

૫. અર્ચનભક્તિ
મમતારૂપી પુષ્પો પરમાત્માને અર્પણ
કરવું તેનુ નામ અર્ચનભક્તિ કહેવાય.

૬. વંદનભક્તિ સર્વે જીવોને નમવું તે વંદનભક્તિ
કહેવાય છે કારણકે સર્વે જીવો પરમાત્માના અંશ છે.

૭. દાસ્યભક્તિ પરમાત્મા મ્હારા ઇષ્ટ દેવ છે અને હું
દાસાનુદાસ છુ એમ સમજી વ્યવહાર કરવો તેને દાસ્યભક્તિ કહે છે.

૮. સખ્યભક્તિ પ્રેમભાવના રાખી ભક્તિ કરવી તેને સખ્ય ભક્તિ કહે છે.

૯ આત્મનિવેદન ભક્તિ પુત્ર, પૌત્ર, સ્ત્રી, ઘરબાર, અંતઃકરણ, ઇંદ્રિયો વગેરે જે જે મમતા અને અહંતાના વિષયો છે તેમાથી મમતા છોડી દઈ ઇષ્ટદેવની સેવામા તલ્લીન રહેવું તેને આત્મનિવેદન ભક્તિ કહે છે.

## જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ.

એક બ્રહ્મચારી અને વેશ્યાનો નિવાસ પડખે હતો. હમેશાં બ્રહ્મચારી વેશ્યાને સદ્બોધ આપે. પણ વેશ્યા બિચારી પોતાનો ધંધો મુકી શકે નહિ પણ અંતઃકરણથી તે હમેશા પ્રભુ પાસે પ્રાર્થના કરતી મરતી વખતે તે વેશ્યાને વિમાન આવ્યુ તે જોઈ બ્રહ્મચારીને અચંબો થયો કે અહો! અહો! આવા પાપી જીવોને વિમાન ક્યાથી? શું પરમાત્મા પણ અન્યાયી હશે? એટલામાં નારદજીનો તેને સમાગમ થયો. બ્રહ્મચારીએ વેશ્યાને વિમાન આવવાનુ કારણ પુછતાં તેને ઉત્તર આપ્યો કે વેશ્યાનો ધંધો જોકે બહુજ પાપી છે પરન્તુ તે વેશ્યાનું મન હમેશા પરમાત્મા તરફ વળેલુ હતું તે શુદ્ધ અંતઃકરણથી પોતાના ધંધાને નિંદતી પરન્તુ આજીવિકાનુ સાધન અને ચાલતો આવેલો વંશપરંપરાનો ધંધો તેનાથી છોડી શકાયો નહિ પણ તેનુ મન પવિત્ર હતું એટલે પરમાત્માએ તેના ઉપર રહેમ નજર કરી વિમાન મોકલાવ્યું છે માટે તેમા તમારે શંકા કરવાનુ કાંઇ કારણ નથી. કાંઈ

ઘણા સમયથી એકઠું કરેલું અમારૂં થત... ...ા મનના પરીક્ષક
ન કરવાથી નાશ પામ્યુ છે. ને ...હરિ વશ થાય છે માટે જેવી
હાથ પગ ઘસે છે ને માથું કુ... ...મારે કાંઇપણ શંકા કરવાની નથી.

જેનુ મન પવિત્ર ...નાથી મોટાઇ આવતી. નથી પણ
સમયમાં કે... **સદ્ગુણથી મોટાઇ આવે છે.**

સાંપ્રત સમયમા એવા પણ દૃષ્ટાંતો જોવામાં આવે છે કે કોઇ એકદર મનુષ્ય લાગવગથી ઉચે આસને જઇ બેસે છે પણ તેનામા સદ્ગુણો નહિ હોવાથી તે શોભતો નથી કેમકે કમળની સુવાસ સમીપમા રહેનારા દેડકાને આવતી નથી તે વિષે એક કવિએ કહેલ છે કે

**દોહરો.**

ઉચે બેઠે ના લહે, ગુણ બીન બડપન કોઇ,
બેઠે દેવળ શિખરપર, વાયસ ગરૂડ ન હોઇ

## દુષ્ટ માણસ કદી ભલો થતો નથી.

આ જગતમા દુષ્ટ માણસને તમે ભલે ભલો કહો, માન આપો પણ તે પોતાની દુષ્ટતાઇ કદી છોડતો નથી દુષ્ટ તે દુષ્ટ જ છે. જુઓને જગતના જનો લવણ ખારૂં છે છતા તેને મીઠું કહી બોલાવે છે પણ તે ખારૂ તે કદી પણ મીઠુ થવાનું નથી.

## ફુલછાબ વીસમી.

### ઉપયોગી પ્રશ્નોત્તર.

પ્રશ્ન ખરેખરો સ્નેહી કોણ ?
ઉત્તર જે અકલ્યાણમાંથી અટકાવે તે.
પ્રશ્ન સારી સ્ત્રી કોને કહેવી ?
ઉત્તર જે પતિને અનુસરે તેને.
પ્રશ્ન બુદ્ધિમાન કોને કહેવો ?
ઉત્તર જેનું સત્પુરૂષો પૂજન કરે છે તેને.
પ્રશ્ન લક્ષ્મી કોનું નામ ?
ઉત્તર જે અભિમાન પેદા ન કરે તેનું નામ.
પ્રશ્ન ખરો સુખી કોણ ?
ઉત્તર જે તૃષ્ણાથી મુક્ત થયો છે તે.
પ્રશ્ન ખરો મિત્ર કોણ ?
ઉત્તર જે નિષ્કપટી હોય તે.
પ્રશ્ન ખરો પુરૂષ કોણ કહેવાય ?
ઉત્તર જે ઇંદ્રિયોને વશ રાખે તેને ખરો પુરૂષ કહેવાય છે.

### સમયસૂચક નોકર વિષે.

એક શેઠને ત્યા એક હિંદુસ્થાની ભૈયો નોકર હતો. એક વાર રીંગણામા સંભાર ભરેલો શેઠ જમ્યા, ને તે એમને બહુ સ્વાદિષ્ટ લાગ્યો; એટલે શેઠ પ્રસન્ન થતા થતા ભૈયાને કહેવા લાગ્યા "ભૈયાજી ! જગતમા બીજાં શાક ભલે હોય, ' પણ રીંગણાના જેવું સ્વાદવાળું શાક બીજું એકે નથી હો, તમારે હમેશા એજ શાક લાવવું, કેમકે રીંગણા એ ઉત્તમોત્તમ શાક છે." ભૈયો સમય સૂચક હતો તે "હામાહા"

મેળવીને બોલ્યો "હાજી અચ્છી બાત હૈ. બેંગણ જૈસી અચ્છીતરકારી દુનિયામેં દુસરી નહિ હૈ. દેખો ઠાકરજી, એ ઉસકે શિરે કૈસી લીલી ટોપી બનાઈ હૈ? વો ઠાકુરજીકું બી પ્યારે હૈ." હવે ભૈયાજીએ રોજ રીંગણા લાવવા માડયા ને શેઠે આરોગવા માડયા. પૂરૂ પખવાડીઉ રીંગણાં ખાધા ત્યા તો તે ગરમ પડયા ને શેઠને ગરમીનું દરદ લાગુ પડ્યુ ને હરસથી હેરાન થવા લાગ્યા તેથી ભૈયાજીને કહેવા લાગ્યા કે "ભૈયાજી! હવે કદી રીગણા લાવવા નહિ, દુનિયામા રીંગણા જેવું ખરાબ શાક બીજું નથી." ત્યાં તો ભૈયાજી "હામાહા" મેળવી બોલ્યો: "હાજી, અચ્છી બાત હૈ. બેંગણ જૈસી બુરી તરકારી દુનિયામેં દુસરી નહિ હૈ. જરા દેખો તો સહી; ઉસકા રંગ કૈસા કાલા કાલા ઠાકુરજીને બનાયા હૈ. નફરત હૈ બેગણકા નામપર." શેઠ તો આ સાભળી આશ્ચર્ય પામ્યા ને બોલ્યા "ભૈયાજી! આજે તમે રીગણાને કા નિંદો છો? તે દિવસે તો વખાણતા હતા ને?" આ સમયસૂચક ભૈયો બોલ્યો "દેખો જનાબ! મેં તુમ્હેરાહી નૌકર હૂં; બેંગણકા બાપકા તો કુછ થોડાહિ નૌકર હૂં?"

## મૂર્ખ કોને સમજવો

"સાર અસાર વિચાર નહિ જન તે મૂરખ જોય"

(૧) જે હલકા કામ કરી આબરૂ મેળવવાની ઇચ્છા રાખે.
(૨) જે માણસ શત્રુની સાથે મિત્રતા કરે ને મિત્રોનો દ્વેષ કરે.
(૩) પોતે કરવા લાયક કામો જે ચાકરો પાસે કરાવે.
(૪) ત્વરાથી કરવાના કામોમા જે વાર લગાડે.
(૫) વગર પુછે જે બોલ બોલ કરે.
(૬) મેહેનત કર્યા વિના જે અલભ્ય વસ્તુ મેળવવા ઇચ્છે.
(૭) શિક્ષા કરવા યોગ્ય ન હોય તેને શિક્ષા કરે.
(૮) વગર કારણે જે બીજાને ઘેર જઇ બેસે.
(૯) યાચના કરવા લાયક ન હોય તેની યાચના કરે.
(૧૦) પોતે નિર્બળ છતા જે બળવાનની સાથે વૈર કરે.

(૧૧) થોડો લાભ મળતા જે છકી જાય.
(૧૨) પોતાનો સમય આવ્યા છતા જે બીજા ઉપર હાથ ન રાખે.
(૧૩) ફુલાવ્યો ફુલાઇ કરજ કરીને ધન વાપરે.
(૧૪) જે પરનારીની પ્રીતિમા લપટાય

### છપ્પો.

વણ પુછ્યાથી વેણ, ઘણા બોલે તે ઘેલો,
ખોદી ખાડો ખૂબ, પડે પડે પણ પે'લો,
ન કર્યાનુ કરી નિત્ય. ચિત્ત ચેતી નવ ચાલે,
પરનુ પોતા તણુ, ઘણું ઘેલો ઘર ઘાલે;
વળી વહેલો વળગે વાદમા, છેલ્લો છેક છૂટો પડે,
દિન દિન દિલમા દલપત કહે, ઘાટ ઘણો ઘેલા ઘડે.

### જાણવા લાયક ત્રિપુટીઓ.

(૧) સંગ્રહ કરવા લાયક ત્રણ વાના છે.
(૧) સંતોષ, (૨) સન્મિત્રો અને (૩) સાલસાઇ.
(૨) ત્યાગ કરવા લાયક ત્રણ વાના છે.
(૧) મિથ્યા ભાષણ, (૨) આળસ, (૩) અવગુણો.
(૩) અનર્થ ઉપજાવનારા ત્રણ છે.
(૧) કામ, (૨) ક્રોધ, (૩) લોભ.
(૪) ધિક્કારવા યોગ્ય ત્રણ છે.
(૧) ક્રૂરતા, (૨) કૃતઘ્નતા, (૩) મગરૂરી.

(૫) દ્રવ્યનો નાશ કરનારા ત્રણ છે.

(૧) આળસ, (૨) કુબુદ્ધિ, (૩) કુચ્છંદ.

(૬) સુખ વધારનારા ત્રણ છે.

(૧) સદ્‌ગુણી સ્ત્રી, (૨) સન્મિત્રો, (૩) સદ્વિદ્યા.

(૭) જો કબજામા રાખીએ તો જ સુખી થવાય એવા ત્રણ છે.

(૧) સ્વભાવ, (૨) જીભ, (૩) ચાલચલગત.

(૮) આ ત્રણથી અતપટ રાખવો નહિ.

(૧) સદ્‌ગુણી સ્ત્રી, (૨) સન્મિત્ર, (૩) પ્રમાણિક નોકર.

(૯) મિત્રતાઇના મૂળીઆ ત્રણ છે.

(૧) મળતો સ્વભાવ, (૨) સપ, (૩) સત્કાર.

(૧૦) મિત્રાઈ છોડવાના આ ત્રણ છે.

(૧) કડવી વાણી, (૨) વિશ્વાસઘાત, (૩) લેણદેણ.

(૧૧) ધનની ગતિ ત્રણ છે

(૧) દાન, (૨) ભોગ, (૩) નાશ.

(૧૨) જે સ્થળે જાય તે સ્થળે પોતાનો દેશ કરી બેસનારા ત્રણ છે.

(૧) વિદ્વાન, (૨) પરાક્રમી, (૩) અક્કલવંત.

(૧૩) પારકા આશ્રયપર જીવનારા ત્રણ છે.

(૧) સ્ત્રી, (૨) બાળક, (૩) બીકણ.

(૧૪) પોતાના આશ્રયપર જીવનારા ત્રણ છે.

(૧) સિંહ, (૨) શૂરવીર, (૩) સત્પુરૂષ.

(૧૫) કામ ત્રણ રીતે થાય છે. (૧) મનથી, (૨) વચનથી, (૩) કાયાથી.

(૧૬) વિવેકના ત્રણ સ્થંભો છે.

(૧) સત્યતા, (૨) નમ્રતા, (૩) વાણીની મધુરતા.

(૧૭) જગતમા મોટાઈ આપનારાં ત્રણ છે.

(૧) ઇશ્વરભક્તિ, (૨) ઉદારતા, (૩) ઉદ્યોગ.

(૧૮) માંદગી લાવનારા ત્રણ છે.
(૧) અનિયમિત ખોરાક, (૨) આળસ, (૩) અસ્વચ્છતા.
(૧૯) આરોગ્યતા આપનારા ત્રણ છે. (૧) પચતો ખોરાક, (૨) કસરત, (૩) સ્વચ્છતા
(૨૦) પૂજવાલાયક ત્રણ છે.
(૧) માબાપ, (૨) ગુરૂજનો, (૩) પ્રભુ.
(૨૧) નિંદવાલાયક ત્રણ છે.
કલંકકામિની, (૨) કપુત, (૩) કુટિલ નોકર.
(૨૨) સુખે સુનારા ત્રણ છે.
(૧) સંતોષી, (૨) સારા કામ કરનાર, (૩) સાચાઇવાળો.
(૨૩) ઉજાગરા કરનારા ત્રણ છે.
(૧) ચોર, (૨) વ્યભિચારી, (૩) ઘણા શત્રુઓવાળો.
(૨૪) વ્યાપારમા જરૂરની ત્રણ બાબતો છે.
(૧) હામ, (૨) દામ, (૩) ઠામ.
(૨૫) પાયમાલ કરનાર ત્રણ છે.
(૧) કરજ, (૨) કપટ, (૩) કુવચનો.
(૨૬) ઉન્નતિ કરનાર ત્રણ છે.
(૧) સત્સંગ, (૨) ધર્માચરણ, (૩) ધૈર્ય.
(૨૭) નકામા ત્રણ છે.
(૧) ઇન્સાફ ન કરનારો રાજા, (૨) અક્કલ વિનાનો ઇન્સાફ, [૩] વિદ્યા વિનાની અક્કલ.
(૨૮) લડાઇના મૂળ ત્રણ છે.
(૧) જર, (૨) જમીન, (૩) જોરૂ.
(૨૯) બેશરમ ત્રણ છે.
(૧) ગરજવાન, (૨) દરવાન, (૩) કેફવાન.
(૩૦) નાશવંત ત્રણ છે.
(૧) જીંદગી, (૨) ધન, (૩) અધિકાર.

(૩૭) સદ્‌ગુણી સ્ત્રીના ત્રણ લક્ષણ છે.
(૧) ઘરની સંભાળ, (૨) સ્વામીની સેવા, (૩) બચ્ચાંની કાળજી.

(૩૮) બદફેલ બાયડીના ત્રણ લક્ષણ છે.
(૧) ખર્ચમાં વધારો, (૨) બચ્ચાંની બેદરકારી, (૩) આબરૂની અનિચ્છા.

(૩૯) વિના અગ્નિએ બાળનારા ત્રણ છે.
(૧) ક્રોધ. (૨) કુટુંબ કલેશ. (૩) કપૂત.

(૪૦) ત્રણ વાના મનુષ્યમા પુરતા હોતા નથી.
(૧) અક્કલ, (૨) આકીન, (૩) ઇશ્વરની ઓળખ.

(૪૧) સારા વૈદ્યના ત્રણ લક્ષણો છે.
(૧) પુછવું પ્રીતથી (૨) જોવું રીતથી (૩) ઔષધ આપવું ચિત્તથી.

(૪૨) જરાક બાકી રાખ્યા હોય તોપણ વૃદ્ધિ પામી નાશ કરનારા ત્રણ છે.
(૧) કરજ. (૨) રોગ. (૩) અગ્નિ.

(૪૩) તાત્કાલિક નાશ થનારા ત્રણ છે. [૧] નદી કાંઠાનું વૃક્ષ. (૨) મંત્રી વિનાનો રાજા. (૩) પરઘેર રાખેલી સ્ત્રી.

(૪૪) ધનની સાથે ત્રણ વાનાં જાય છે. (૧) માન (૨) બુદ્ધિ (૩) કાન્તિ.

(૪૫) કરેલો ઉપકાર ભૂલનારા ત્રણ છે.
(૧) પરણેલો કુપુત્ર માબાપને ભૂલે છે. (૨) ભણી રહેલો શિષ્ય ગુરૂને ભૂલે છે. (૩) આરોગ્ય થએલો દરદી વૈદ્યને ભૂલે છે.

(૪૬) દુનિયામા યાત્રાના સ્થળ ત્રણ છે.
(૧) માતા, (૨) પિતા, (૩) ગુરૂ.

(૪૭) ઘરની ગુમ વાત કરવાના ત્રણ દ્વાર છે.

(૧) અજ્ઞાન સ્ત્રી (૨) અનાડી નોકર. (૩) અજ્ઞાન બાળક.

(૪૮) દુનિયાની આ ત્રણ ચીજો કોઇથી દૂર કરી શકાય તેમ નથી.

(૧) ધંધાવાળાની અદેખાઈ. (૨) સ્વાર્થી સગાં વહાલાની દુશ્મનાઈ (૩) રાજાઓની અક્કલની ખામી.

(૪૯) મૂર્ખતા દર્શાવનારા ત્રણ કાર્યો છે.

(૧) બેસવાની ડાળ કાપવી (૨) કરજ કરીને વરો કે મોજ શોખ કરવો. (૩) વગર વિચારી ક્રિયાઓ કરવી.

(૫૦) ત્રણ વસ્તુઓ મેળવ્યા વિના જીંદગી વ્યર્થ જાય છે.

(૧) બાળપણામા વિદ્યા. (૨) જુવાનીમા ધન. (૩) વૃદ્ધાવસ્થામા ધર્મ.

(૫૧) આ ત્રણ જણથી આ ત્રણવાના મેળવવાની આશા રાખવી જ નહિ

(૧) નબળાઓથી ફતેહ. (૨) આળસુઓથી મદદ (૩) કૃપણોથી ધન.

(૫૨) પ્રમાણિકપણે ચાલતા ત્રણવાના પ્રાપ્ત થાય છે.

(૧) નિર્ભયતા. (૨) નિશ્ચિતતા. (૩) સલામતી.

(૫૩) દુનિઆમા રાજ્યો મોટે ભાગે ત્રણવાનાથી ચાલે છે

(૧) અક્કલથી. (૨) અમલથી. (૩) ડોળદમામથી. વિચારવાળા લોકો અક્કલથી વશ થાય, અણસુધરેલા અમલથી વશ થાય અને નાદાનો ડોળદમામથી વશ થાય.

(૫૪) પરદેશમા જવાથી ત્રણ વસ્તુ પ્રાપ્ત થાય.

(૧) વિદ્યા. (૨) કળા. (૩) ધન.

(૫૫) જ્ઞાન મેળવવાના ત્રણ સાધન છે.

(૧) વાચન, (૨) વાતચિત, (૩) નિરીક્ષા.

(૫૬) રાજાઓએ ત્રણવાના હંમેશા તપાસવા.

(૧) નોકરોના કામ. (૨) રૈયતની ઇચ્છા (૩) આસપાસના રાજ્યોનો સંબંધ.

(૫૭) પ્રધાનને ત્રણવાના હંમેશા તપાસવા.
(૧) રાજા પ્રજા વચ્ચેનો સંપ; (૨) ઉપજ ખર્ચનો હિસાબ, (૩) ખેડુત વગેરેની આબાદી.
(૫૮) ત્રણવાના કર્યા સિવાય આ ત્રણવાના થતાં નથી.
(૧) ગરીબોના દુખો મટાડયા સિવાય નામ પ્રસિદ્ધ થતું નથી.
(૨) સ્વભાવ શાન્ત રાખ્યા વિના કામ સિદ્ધ થતું નથી.
(૩) દાન કર્યા વિના માન મળતું નથી,
(૫૯) હલકાની સોબતમા ત્રણવાના જાય છે.
(૧) આબરૂ, (૨) જર, (૩) જીવતર.
(૬૦) આ જગતમા જુસ્સો ચડાવનાર ત્રણ છે.
(૧) વચનબાણ, (૨) વાજું, (૩) વિરતા.
(૬૧) આ ત્રણની પરિક્ષા તો આ ત્રણથી થાય છે.
(૧) અગ્નિથી સોનાની, (૨) સોનાથી સ્ત્રીની (૩) સ્ત્રીથી પુરૂષની.
(૬૨) ધર્મના લક્ષણો ત્રણ છે.
(૧) દયા, (૨) દાન, (૩) દીનતા.
(૬૩) રાજાએ ત્રણની સલાહ કદી ન લેવી.
(૧) ખુશામતીઓ, (૨) મૂર્ખ, (૩) આળસુ.
(૬૪) ચિંતા કરવાથી ત્રણ વાના નાશ પામે છે.
(૧) જ્ઞાન, (૨) બળ, (૩) કાન્તિ.
(૬૫) તજવા લાયક ત્રણ છે.
(૧) પરધન, (૨) પરનારી, (૩) પરનિંદા.
(૬૬) પાસે રહેનારને વશ થનારા ત્રણ છે.
(૧) પશુ, (૨) સ્ત્રી (૩) રાજા.
(૬૭) દુનિયામા સૌએ વશ રાખવા જેવા ત્રણ છે.
(૧) પોતાનું મન, (૨) પોતાની સ્ત્રી, (૩) પોતાના મનની વ્યાકુળતા.

(૬૮) જગતમા ભરોસો ન રાખવા લાયક ત્રણ છે.

(૧) જૂઠો, (૨) ભૂખ્યો, (૩) રાજા

જૂઠો જાળમા નાખે, ભૂખ્યો પ્રાણ લે, રાજા સર્વસ્વ લે

(૬૯) ઉતાવળે પ્રસિદ્ધ થનારા ત્રણવાનાં છે.

(૧) જારીનુ કર્મ (૨) સ્ત્રીને કહેલી ગુપ્ત વાત (૩) સખાવત.

(૭૦) આ ત્રણ વાના અમૃત જેવા મીઠા લાગે છે.

(૧) રાજાઓનુ માન (૨) સગા વહાલાનો મેળાપ.

(૩) શિયાળાનો તાપ.

(૭૧) અપમાન ન સહન કરનારા ત્રણ છે

(૧) સિંહ. (૨) સત્પુરૂષ (૩) હાથી

(૭૨) અપમાનિત થયા છતા પણ તે સ્થળ ન છોડનારા ત્રણ છે.

(૧) શ્વાન (૨) કાગડો (૩) નિર્લજ્જ.

(૭૩) દુનિયાદારીને દુખે કંટાળેલાને આનંદ આપનારા ત્રણ છે.

(૧) સારી સ્ત્રી. (૨) સાધુપુરૂષ (૩) નાનું બાળક

(૭૪) ત્રણ જણને સુતા જગાડવા નહિ.

(૧) રાજા (૨) મધમાખી (૩) પારકું કૂતરૂ

(૭૫) અલ્પકાળ લગી સુખ આપનારા ત્રણ છે.

(૧) મેઘની છાયા. (૨) કપટીની મિત્રાચારી. (૩) સ્ત્રીની જુવાની

(૭૬) આ ત્રણ જણાને આ ત્રણ ચીજો હાનીકારક છે

(૧) મદાગ્નિવાળાને ભારે ખોરાક. (૨) લપટ માણસને લક્ષ્મી (૩) અક્કલ વગરનાને અમલ.

(૭૭) આ ત્રણ જણાની પ્રીતિ વીજળીના ચમકારા જેવી અસ્થાયી છે.

(૧) કુલટા સ્ત્રીની (૨) સ્વાર્થીઆ સગાની (૩) કપટી મિત્રની.

(૭૮) ફરવાથી ફળ પ્રાપ્તિ કરાવનારા ત્રણ છે.

(૨) ઘંટી. (૨) ઘાણી. (૩) ઉઘરાણી.

(૭૯) સંપીલા મનુષ્યોની આ ત્રણ કાર્યોમા આવશ્યક્તા છે.
(૧) દેશોદયમા. (૨) જ્ઞાનોદયમા. (૩) વ્યાપારોદયમાં.

[૮૦] આ ત્રણ શેકડીઆ ગણાય છે.
[૧] વૈદ્ય. [૨] વેશ્યા. [૩] વકીલ.

[૮૧] આ ત્રણ ખારીલાં ગણાય.
[૧] પંડ્યો. [૨] પાડો [૩] કૂતરો.

[૮૨] આ ત્રણ જણા આ ત્રણનો ત્યાગ કરે છે.
[૧] વેશ્યા દ્રવ્ય વિનાના પુરૂષનો ત્યાગ કરે છે.
[૨] પખીડા ફળ વિનાના વૃક્ષનો ત્યાગ કરે છે.
[૩] મૃગલા બળેલા વનનો ત્યાગ કરે છે.

(૮૩) આ ત્રણથી પાછા હટી જવું.
[૧] વહેતુ પાણી. [૨] સળગતી આગ. [૩] યોગીનો ક્રોધ.

[૮૪] આશ્રય આપી ઘરમા રાખવા લાયક ત્રણ છે.
[૧] છોરૂ વિનાની બેન. [૨] નિમકહલાલ નોકર. [૩] પ્રમાણિક મિત્ર.

[૮૫] પૈસા કરતા આ ત્રણ વધારે વહાલા છે.
[૧] અક્કલ. [૨] ઈજ્જત. [૩] ઓલાદ.

[૮૬] આ ત્રણથી દુર રહેવું સારૂ છે.
[૧] દુશ્મન. [૨] દુષ્ટ. [૩] દોઝખ [નરક].

[૮૭] આ ત્રણ સંપીલા ગણાય છે.
[૧] નાગર. [૨] કાગડો. [૩] કૂકડો.

[૮૮] રાજ્ય ચલાવવા માટે ત્રણ બાબતોની જરૂર છે.
[૧] રાજ્યની. [૨] કાયદાની [૩] કાયદા અમલમા મુકવાની.

[૮૯] ગરદન મારવા યોગ્ય ત્રણ છે.
[૧] ઉચા જોયો બળદીઓ. [૨] નીચુ જોનારી નાર. [૩] એકલપેટો વાણીઓ.

[૯૦] રાજ્યો ત્રણ પ્રકારના છે.
[૧] રાજાસત્તાક. [૨] પ્રજાસત્તાક. [૩] રાજા પ્રજાસત્તાક.

[૯૧] હલકાઇ બતાવનારાં ત્રણ છે.
[૧] વખત વિનાનું હસવું. [૨] સ્ત્રી સાથે લડવું. [૩] નીચની સેવા કરવી.

[૯૨] કર્મ ત્રણ પ્રકારનાં છે.
[૧] પ્રારબ્ધ. [૨] સચિત, [૩] ક્રિયમાણ.

[૯૩] બીજાનુ બુરૂ કરી પોતાનુ ભલું ચહાનારા ત્રણ છે.
[૧] કંજુસ. [૨] કપટી. [૩] કુલક્ષણ.

[૯૪] આ ત્રણ પૂર્વજન્મના પાપોના ફળ છે.
[૧] બુરી સ્ત્રી. [૨] બુરાં છોકરાં [૩] નીચ સગાં.

[૯૫] ઇશ્વર મેળવવાના રસ્તા ત્રણ છે.
[૧] ખૂરા કામોથી વેગળાઇ. [૨] ઇશ્વર ભક્તિ. [૩] સત્ય.

[૯૬] આળસથી ત્રણ વાના જાય છે.
[૧] વિદ્યા. [૨] હુન્નર [૩] અક્કલ.

[૯૭] આ ત્રણ કામ કરનારને અણસમજુ જાણવા.
[૧] ઓરત સાથે લડનાર. [૨] આરંભેલા કામ અધુરાં મુકનાર. [૩] વાવણી કરી કાપણી નહિ કરનાર.

[૯૮] માણસની હુશિયારી ત્રણ બાબતોમા જોવાય છે.
[૧] ધરમા નિપુણતા [૨] દુખમા વૈર્યતા. [૩] વ્યવહાર ચલાવવામા કુશળતા.

[૯૯] દૈત્ય, ખુની અને પાપી કોણ ?
[૧] દયા નથી તે દૈત્ય [૨] શરમ નથી તે ખૂની.
[૩] લાગણી નથી તે પાપી સમજવો.

[૧૦૦] સારૂ કરતાં વાર બહુ નરસુ તરત કરાય,
સાકર, ગંધક તેલથી, તરત કોયલો થાય.

## સ્ત્રી કેળવણી.

બાળકને માતાના શિક્ષણની આવસ્યકતા. જે જે બહાદુર નરો થઇ ગયા તેના ઉપર તેમની માતાના શિક્ષણની અસર મુખ્યત્વે કરીને જોવામાં આવે છે. આ દેશમા જે જે મહાપુરૂષો થઈ ગયા છે તેનું જીવનચરિત્ર તપાસતાં તેમા માતાના મહાન ગુણો દાખલ થએલા જોવામા આવે છે. સિદ્ધરાજ ઉપર મીનલદેવીના શિક્ષણની, વનરાજ ઉપર રૂપસુંદરીના શિક્ષણની અને શિવાજી મહારાજ ઉપર જીજીબાઇના શિક્ષણની ઘણી અસર થએલી હતી. એ વાત ઈતિહાસ ઉપરથી આપણને સિદ્ધ થાય છે માટે આપણા દેશમા મુખ્યત્વે કરીને સ્ત્રી કેળવણીની ખાસ જરૂર છે. જ્યા માતાઓ કેળવાએલી નથી ત્યાના લોકોની સ્થિતિ ખરેખર દયાજનક હોય છે. મહાન નેપોલિયન બોનાપાર્ટે કહ્યું છે કે

> " કહે નેપોલિયન દેશને કરવા આબાદાન;
> સરસ રીત તો એ જ છે કે દો માતાને જ્ઞાન."

આપણે જો દેશને આબાદ કરવો હોય, મહાપુરૂષો ઉત્પન્ન કરવા હોય તો સ્ત્રી કેળવણી વિના કાંઇપણ બની શકશે નહિ માટે જેમ બને તેમ દેશમા સ્ત્રી કેળવણીનો પ્રચાર કરવો જોઇએ જ્યા સ્ત્રી કેળવણીનો અભાવ છે તે દેશ ખરેખર હાલ પણ નિર્ધન અવસ્થામાં જોવામા આવે છે.

## અંધકાર કેવી રીતે દુર થઇ શકે?

એક ગામમા એવો રિવાજ હતો કે રાત્રી પડે ત્યારે સર્વે

સ્ત્રીઓ સુપડા લઈ અંધકાર ઉલેચતી, ને આખી રાત્રિ તે પ્રમાણે પ્રયત્ન કરતી। જ્યારે પ્રભાતે સૂર્યોદય થતો ત્યારે તે સ્ત્રીઓ સમજતી કે અમે મહેનત કરી કરી અંધકાર ઉલેચી નાખ્યો તેને લીધે અજવાળું થયુ છે। દીવે, કેમ થાય। એ વાત તે લોકોના જાણવામા નહોતી. હવે જે દેશમા દીવો કરવાનો રીવાજ હતો તે દેશમાથી એક નવલ વધૂ પરણી આ દેશમા ગઈ અને તેને ત્યાનો રીવાજ જોઇ નવાઇ લાગી ને પોતાના મનમા હસવા લાગી. છેવટે તેને દીવો કરવાની રીત ત્યાની અજ્ઞાન સ્ત્રીઓને શીખવતા અંધકારનો નાશ થયો અને લોકો બહુ રાજી થયા તેજ પ્રમાણે આપણે પણ માયાના અંધકારમા હુંપણું માની ખોટો ગર્વ કરી રહ્યા છીએ તેને જ્ઞાનરૂપી દીવાની ખાસ જરૂર છે કેમકે અંધારૂ પ્રકાશ પાસે નભી શકતુંજ નથી એક વખતે અંધકારે સૂર્ય પાસે ફરિયાદ જવાનું કરતાં કોઇની હિંમત ચાલે નહિ કેમકે સૂર્ય પાસે જતા તેનો નાશ થઈ જાય તેજ પ્રમાણે માયા આખા જગતને નચાવી રહી છે તેને પરમાત્મા સન્મુખ રાખવાથી તેનો નાશ થઈ જાય છે અને ખરી શાન્તિ પ્રસરે છે.

## ઉત્તમ બે બાબતો.

આ નશ્વર જગતમા ઉત્તમમા ઉત્તમ બે બાબતો છે જે માણસ પોતાનુ કલ્યાણ ઇચ્છતો હોય તેણે બે વાતો કદી પણ ભૂલવી ન જોઈએ તેના વિષે નારાયણ કવિ કહે છે કે

### દોહરો.

નારાયણ આ જગતમે, યહ દો વસ્તુ સાર;
સબસેં મીઠો બોલવો, કરવો પરઉપકાર.

### દોહરો.

દો બાતોકું ભૂલ મત, જો ચાહત કલ્યાણ;
નારાયણ એક મોતકો, દૂજો શ્રી ભગવાન.

## લુવારની સાંડસી.

લુવાર સાડસીવતી ધગધગતા અંગારા પકડે છે પરન્તુ

તેને પાછી પાણીમા બોળી ઠંડી કરે છે. આ સંસારમા પણ અનેક વખતે દુઃખના પંજામા મનુષ્યને સપડાવું પડે છે પણ સંધ્યાકાળે ધર્મની જગ્યા (મંદીરમા) જઈ શાન્તી લેવી પડે છે. જો આપણે ધર્મને મુકી દઈએ તો આ અસાર સંસારના દુઃખોમા વિના કારણે રાત્રી દીવસ દુઃખી થવું પડે છે. જેટલુ સુખ તેટલુ જ દુઃખ છે. હમેશા જ્ઞાની પુરૂષોએ સુખ દુઃખમા સમાન વૃત્તિ રાખવાની જરૂર છે. એક સ્થિતિ રાજા રામની પણ રહેતી નથી તો પછી મનુષ્યની શું ગણત્રી !

---

## પુલછાબ એકવીસમી.

### વિવિધ વિચારો.

निरुद्योगे फल कांक्षा निर्गुणो मान मीहते, ।
निर्गुणो गुणिनां द्वेष्टा पृथिव्यामन्धकत्रयम् ॥

અર્થ સ્પષ્ટ છે કે માણસે મહેનત સિવાય દ્રવ્ય કે પ્રતિષ્ટા મેળવવાની ઇચ્છા રાખવી એ નીચતા છે.

* * *

બને ..
કેળવણીનો निंदन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु
જોવામા અ लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम् ।
अद्यैव वा मरणमस्तु युगान्तरेवा
એ न्यायात्पथः प्रविचलन्ति पदं न धीरा. ॥

ભાવાર્થ નીતિમા કુશળ માણસો નિંદા કરો યા સ્તુતિ કરો,

લક્ષ્મી યથેચ્છ આવો યા જાઓ, મરણ આજ થાઓ યા યુગાન્તરે; પરન્તુ ધીર પુરૂષો ન્યાય માર્ગથી એક ડગલું પણ ચલાયમાન થતા નથી.

* * *

अजरामरवत्प्राज्ञ विद्यामर्थंचा च चिंतयेत् ।
गृहीत ईव केशेषु मृत्युना धर्ममाचरेत् ॥

બુદ્ધિમાન્ મનુષ્યે વિદ્યા અને દ્રવ્ય સંપાદન કરવામા પોતાને કદી મરવું નથી, તેમજ વૃદ્ધાવસ્થા આવવાની જ નથી, એમ સમજીને, મંડયા રહેવું, અને અત્યારે જ મૃત્યુએ આવીને શિખા પકડી હોય તેમ માનીને ધર્માચરણ સત્વર કરવું.

अपमानं पुरस्कृत्य मानंकृत्वा च पृष्टतः ।
स्वकार्यं साधयेद्धीमान् कार्यध्वसो हि मूर्खता ॥

અર્થાત અપમાનને આગળ કરીને તથા માનને પાછળ મુકીને જે મનુષ્ય પોતાનું કાર્ય સાધે છે, તે જ બુદ્ધિમાન કહેવાય છે, અને જે મનુષ્ય પોતાના કાર્યનો નાશ થવા દે છે તે જ મૂર્ખ કહી શકાય છે.

* * *

परिवर्तनि संसारे मृतः को वा न जायते ।
सजातो येन जातेन याति वशः समुन्नतिम् ॥

આ સસારમા અનેક મનુષ્યો આવે છે અને જાય છે. પરન્તુ ખરો જન્મ તો તેનો જ સાર્થક છે કે જેના જન્મથી કુળનુ અને જનસમાજનું કલ્યાણ થાય છે

* *

## દોહરો.

હલદી જરદી નહી તજે, ખટરસ તજે ન આમ;
અસલ સો અવગુણ તજે, ગુણકો તજે ગુલામ.

* * *

ઇશ્વરને સૌ જન કહે, જગનો સરજનહાર,
કદી ન માને મન વિષે, મૂરખનો સરદાર.

* * *

જ્ઞાન ગરીબી હરિ ભજન, કોમલ બચન અદોષ
તુલસી કબુ ન છાડીએ. ક્ષમા, શીલ, સંતોષ,

* * *

જગમે વેરી કોઇ નહિ, જો મન શીતલ હોય;
તુલસી ઇતના યાદ રખ, દયા કરે સબ કોય.

* * *

તુલસી સાગર હે ભર્યો, સરીતા અપરંપાર,
બીના સ્વાતી જલ ના પીએ, ધન ચાતકકો પ્યાર.

* * *

છોટી મોટી કામની, સબી વિષયકી વેલ;
દુસ્મન મારે દાવમેં, એ મારે હસ ખેલ.

* * *

જાકે હાથ અધિકાર હય, [1] કરે ન ન્યાય બિચાર:
ફિર વાકે અધિકારમે, રહે ન આદિ અકાર.

## સદવિચાર રત્નરાશી.

**सुधामधुविधुज्योति मृधिकाशर्करादितं ।**
**वेधसा सारमुज्झित्वज्झि जनितं जननी मनः ॥**

એ યથાર્થ છે, અમૃત, મધ, ચંદ્રમાનું તેજ, દ્રાક્ષ અને સાકર આદિમાથી સાર સાર લઇને વિધાતાએ માતાનું મન ઉપજાવ્યું છે.

* * *

**जननी जन्मभूमिश्च जान्हवी च जनार्दन ।**
**जनक पचश्चैवजकारा, पंच दुर्लभाः ॥**

આ જગતમા પાચ જકાર દુર્લભ છે ૧ જનની (માતા) ૨ જન્મભૂમિ. ૩ જાન્હવી ગગા, ૪ જનાર્દન (પરમેશ્વર). ૫ જનક (પિતા).

* * *

[1] જેના હાથમાં અધિકાર છે તે ન્યાયાન્યાયનો વિચાર કરતાં નથી તો "અધિકાર" નો આદિ અક્ષર "અ" રહેતો નથી ને ધિક્કાર જ રહે છે.

अर्थसुख कीर्तिरपीह मामूदनर्थ एवास्तु तथापि धीरा ।
प्रतिज्ञामविरुद्धमाना महोद्यमां कर्म समारभन्ति ॥

અર્થ—આ લોકમા અર્થ, સુખ અને કીર્તિને થવાને બદલે ભલે અનર્થ જ થયા કરે, તોપણ ધીર પુરૂષો પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે મોટા ઉદ્યમથી કામને આરંભે છે.

* * ×

હું તુજ પુછું હે સખી, નેહ કેતામણ હોય;
લાગે તો લેખો નહિ, તુટે ટાક ન હોય.

* * *

ભૂત લગે મદિરા પીયે, સબકું શુદ્ધિ હોય,
પ્રેમ સુધારસ જીન પાયો, તીણ રહે ન શુદ્ધિ કોય.

* * *

સાજ પડે દિન આથમે, ચકવી બેઠી રોય,
ચલો ચકવા જાઇએ, જહા રેન ન પડતી હોય.

* * *

હેત નકામુ હંસનું, પીડ પડે ઉડ જાય.
સાચી પ્રીત સેવાળની, જે જળ ભેળી સુકાય.

* * *

ભલો જ થા કે જેથી તું સુખી થઇ શકે, નિરોગી જ રહે કે જેથી બીજાની કાઇ સેવા કરી શકે.

* * *

માનવી ? તું જેને વ્હાતો હોય તેના જેવુ તારે થવું જોઇએ; જો તું ઇશ્વરને વ્હાતો હોય તો ઇશ્વર જેવો થા અને ધૂળને વ્હાતો હો તો ધૂળ બન.

* * *

જોનાએઇલિ કહે છે કે, જે મનુષ્ય બીજાના ભલા માટે

પોતાના સુખ, વૈભવ અને શક્તિનો થોડો ભાગ પણ આપતો નથી તે ઠેકાણે કૃપણ મનુષ્ય છે.

બીજાની આંખમાથી વહેતા અશ્રુ લઝવાનો પ્રયત્ન કરવો એજ ખરી કીર્તિ છે.

## સુબોધક વાર્તાઓ.

### જુઠું બોલવું નહિ.

એક શ્રીમાને પોતાનો પુત્ર દુરાચરણી હોવાથી એક વખતે પુત્રને "જુઠું નહિ બોલવાનો" નિયમ ધરાવ્યો. આથી પુત્રના જીવનમા ઘણોજ ફાયદો થયો હતો. તે પુત્ર હંમેશા દારૂના પીઠામાં તથા વેશ્યાને ઘેર જતો એટલુંજ નહિ પણ જુગાર રમી બાપની મુડીનો બહુજ દુરૂપયોગ કરતો હતો. જ્યારે આ નિયમને ધારણ કર્યો ત્યારથી તેના જીવનમા સુધારો થવા લાગ્યો. સાજરે દારૂના પીઠામા ગયો હોય ત્યારે ઘરના માણસો પુછે કે ક્યા ગયા હતા? ત્યારે તેને સાચું બોલવું પડે અને તેથી તેને પોતાના દુર્ગુણો માટે અંતઃકરણમા તિરસ્કાર ઉત્પન્ન થવા લાગ્યો કેમકે હવે ખોટું તો બોલાય નહિ. જેવું હોય તેવું સત્ય વચન બોલવાથી પોતાની ટેવમાં દિનપ્રતિદીન સુધારો થવા લાગ્યો. આથી પિતાશ્રીનું મન અતિ પ્રસન્ન થયું અને પુત્રના સર્વે દુર્ગુણો સત્વર સત્ય બોલવાથી મુકાઇ ગયા. એક સાધારણ નિયમથી જીવનમા કેવો સુધારો થાય છે!

### માન ભુખ્યા માખણદાસ.

એક વખતે સીમમાંથી ચરીને ગાયોનુ એક ધણ ઘર તરફ આવતું હતું ત્યારે એક ગાયના શિગડા પર એક કાગડો બેઠો અને તેના ધણીના ઘેર જઇ બોલ્યો. "લ્યો આ તમારી ગાય સંભાળી લ્યો." ધણીને નવાઈ લાગી ને કહ્યુ કે.—"વાહરે કાગડા ભાઈ? તમને કોણે કામ સોપ્યુ છે? કાગડો કહે હુ ઘણી મુદતથી આ કામ કરૂં છું અને સર્વે ઢોરની સંભાળ રાખુ છુ ને સાજરે સૌના ઢોરો તેના

માલિકને સોપી આવું છું. શુ આપ આ હકીકત નથી જાણતા? પેલા માણસના મનમા લાગ્યું કે આવા મિથ્યાભિમાનીઓ કાગડાભાઈ જેવા પણ દુનિયામા કેટલા વસતા હશે? એમ કહી તેની મૂર્ખાઇ પર હસવા લાગ્યો.

## ધોતલીના ધોળ તો આગળ ગવાશે.

એક ન્હાના ગામમા શામળશા કરીને એક વણિક રહેતો હતો. રાત્રિના વખતે તેના ઘરમા ચોર લોકો આવતા શામળશાએ એક લાકડીથી ચોરને શાસન કર્યું. "આંધળાનો ઘા પાસરો" તે પ્રમાણે તેના શાસનથી ચોર મરણને શરણ થયો. પ્રભાત થતા માણસો આવી પહોંચના આ યશ પોલીસના પોલીસના માણસોને મળ્યો. ગામના ધણીને આ વાતની ખબર પડતા ચોરને મારનાર પોલીસના માણસને એક સોનેરી ધોતીયાનુ ઇનામ આપ્યું. શામળશાની સ્ત્રીને આ વાતની જાણ થતા પોતાના પતિને કહેવા લાગી કે, ચોરને તો તમે માર્યો ને ધોતીયાનુ ઈનામ તો બીજા લઈ ગયા! શામળશા બહુ ડાહ્યો ને સમજુ હતો તેથી મનમા સમજતો કે આપણે બહાર પડવું સારૂં નથી. થોડા દીવસ પછી ચોરના સગાએ ધોતીયાનુ ઈનામ લેનાર પોલીસના માણસને મારી નાખ્યો આ વાતની જ્યારે શામળશાની સ્ત્રીને ખબર પડી ત્યારે પોતાના પતિને કહેવા લાગી કે આપણા ગામના હવાલદારનું અચાનક મોત થતા તેની સ્ત્રી રૂદન કરે છે. શામળશા કહે એ તો રોતી નથી પણ ધોતીયાના ધોળ ગાય છે. જો મે તારા કહેવા ઉપરથી ધોતીયાનું ઇનામ રાજા પાસેથી ખરૂં બોલી લીધુ હોત તો આજ તારે પણ ધોળ ગાવાનો વખત આવત?

## ભૈયાભાઇની બહાદુરી.

એક વખતે ઉત્તર હિંદુસ્થાનમાથી આઠ દશ ભૈયા નોકરી માટે મુંબઇ જતા હતા તેઓ સવારની ગાડીમા સાબરમતી સ્ટેશને ઉતરી અમદાવાદ જોવા રોકાણા. સૌએ મનમા વિચાર કર્યો કે "નદીમા નાઇધોઈ રસોઇપાણી કરી અમદાવાદ જોઈ મુબઈ જવું."

ભૈયાની જાતમા એક બીજાનું કોઈ ખાય નહિ અને સૌ સૌની રસોઇ હાથે બનાવે તે ઉપરથી સૌએ ખીચડીની હાડલી નદી કાંઠે ચડાવી નાવા ગયા. આ બધા ભૈયામા એક રામપ્રસાદ નામનો ભૈયો બહુજ બહાદુર તથા હિમતવાન હતો અને પોતાની વાક્યચાતુરીથી બધાને તાબામા રાખતો. તે નાહીને જેવો બહાર આવ્યો કે પોતાની ખીચડીની હાડલી ઓળખવી ભુલી ગયો. હવે પોતે મિથ્યાભિમાની એટલે બીજાને પુછાય તો નહિ, એટલે તેના મન સાથે વિચાર કરી તેણે એક યુક્તિ શોધી કાઢી. હાથમા એક પથર લઇ કહેવા લાગ્યો કે "સબ સબકી સમાલીઓ મેં મેરી ફોડતા હું". આ ઉપરથી બીજા ભૈયા તુરત દોડયા ને પોતાની ખીચડીની હાડલી સભાળવા લાગ્યા. હવે ફક્ત એક જ હાડલી રહી તે મારી છે એમ ધારી હાથમાથી પથર નાખી દઇ પોતાને ચોકે જઇ ખીચડી ખાવા લાગ્યો. અક્કલ કોઇના બાપની નથી.

## નીચને મદદ કરવી એ વૃથા છે.

મહર્ષિ ગૌતમના તપોવનમા મહાતપ નામનો એક મુનિ હતો. તે મુનિએ એ વનમા પોતાના આશ્રમની પાસે કાગડાના મુખમાથી પડેલું એક ઉદરનું બચ્ચું જોયુ. પછી સ્વભાવિક દયાથી તે મુનિએ તેને અનાજના દાણા ખવરાવીને પાળ્યુ અને પોષ્યું. પછી એક બિલાડો તે ઉદરને ખાવાને દોડી આવ્યો. તેને જોઈને તે ઉદર મુનિના ખોળામા પેસી ગયો ત્યારે મુનિ બોલ્યો. 'હે ઉદર ? તું બિલાડો થા.' તેમ થયા છતા, તે બિલાડો કૂતરાને જોઇને નાશવા લાગ્યો. ત્યારે મુનિ બોલ્યો—'જો તું કૂતરાથી બીહે છે, તો તુ કૂતરો જ થા.' પછી તે કૂતરો થયો. તે છતા તે વાઘથી બીવા લાગયો. પછી તે મુનિએ તે કૂતરાને વાઘ કર્યો. પછી તે વાઘને આ ઉદર છે એમ તે મુનિ સમજતો હતો. પછી તે મુનિને અને વાઘને જોઈને સર્વ બોલતા કે 'આ મુનિએ ઉદરને જ વાઘ કર્યો છે.' એ સાભળીને પેલો વાઘ મનમા વિચાર કરવા લાગ્યો 'આ મારા સ્વરૂપના કથનથી

મ્હારી અપકીર્તિ થાય છે માટે જ્યાં સુધી આ મુનિ ( જીવે ) છે ત્યાંસુધી એ ( અપકીર્તિ ) ટળે તેમ નથી, એમ વિચારી તે ઉંદર તે મુનિને મારવા લાગ્યો. ત્યારે મુનિએ તે જાણી 'પાછો ઉદર થા' એમ કહી ઉદર કર્યો.

### દોહરો.

નીચ ઊચ્ચ પદ પાતા, સ્વામી હણવા ચ્હાય;
વાઘ થતા ઉંદર યથા, મુનિને હણવા જાય.

## સદ્‌ગુરૂઓના શિક્ષાના પદો.

### પદ રાગ વેરાડી.

સગા કોઇ સાથે નાવેરે મરવાને ટાણે ॥ સગાં૦॥
માતા પિતા સુત નારી, સ્વારથીયા સંસારી ભારી;
અંતકાળે ઉઠી જાવે રે ॥ મર૦॥ ૧
જીવને જમ લેવા આવે, પાપ કર્યાં તે પીડા પાવે;
પામર નર બહુ પસ્તાવે રે ॥ મર૦॥ ૨
મિથ્યા બોલી માયા મેળી, દાટી રેશે નાવે ભેળી;
વણ સમજ્યો વિલ ખાવે રે ॥ મર૦॥ ૩
દેવાનંદ કહે સુખકારી, ભજ્યો નહીં ગિરધારી;
સંત વિના કોણ સમજાવે રે ॥ મર૦॥ ૪

* * *

ઝીતી બાજી ગયો હારીરે મનુષ્યાતન પામી ॥ ઝીતી ॥
રાજસાજ સુખ દીધું, તેનું કહ્યું નવ કીધું;
પરદારા કીધી પ્યારી રે ॥ મનુ૦॥ ૧.
વિષય મનમા કીધા વાલા, એ સુખમાં અથડાવા ઠાલા;
નિરલજ એવાં નરનારી રે ॥ મનુ૦॥ ૨.
પાપી ન ગયો સાધુ પાસે, ખેડો ખળમાં બારે માસે:
વિકળ મતિયો વ્યભિચારી રે ॥ મનુ૦॥ ૩.

જેણે આ નર દેહ દીધો, તેનો શરણો નહીં લીધો,
દેવાનંદ કહે ભુલ્યો ભારી રે ॥ મનુ૦॥ ૪.

* * *

## પદ રાગ લાવણી.

અજ્ઞાની સમજ બિન સુતા, જમનકા ખાયગા જુતા;
તહાં શિર ધુની પસતાવે, ધની બિન કોન છોડાવે. ॥૧॥
લીયા નહી સંતકા ચરના, શિખ્યા એક ઉદરકા ભરના;
રહ્યા પરનારીસેં રાજી, ગઇ સબ હાથસેં બાજી ॥૨॥
માયા અતિ પાપસેં જોડી, મિલે નહીં સંગ એક કોડી;
આગે તો કઠીન હે રસ્તા, જાયગા હાથ કું ઘસતા. ॥૩॥
બ્રહ્માનંદ કહત હે ભાઈ, ભજો હરિ ચરન લે લાઈ;
મિટે સબ જનમકા ફંદા, કરે જો મહેર વ્રજચંદા. ॥૪॥

## રાગ ગરબી.

પ્રાણી નર દેહ સુંદર પામી રે, ભજ નર ને નારાયણ સ્વામી ॥પ્રાણી॥
સાચા સંતને ચરણે તું રહેને રે, દયા આણીને અન્ન જળ દેને રે;
તારો જનમ સુફળ કરી લેને ॥ પ્રાણી. ॥ ૧
ભવતારણ જગપતિ ભેટી રે, મેલ લોકની લાજ સમેટી રે;
બાંધ પ્રેમ તણી કશી પેટી ॥ પ્રાણી. ॥ ૨
સાચા સંતનો સંગ કરીને રે, દઢ અંતર ધીર ધરીને રે;
ભજ પ્રગટ પ્રમાણ હરીને ॥ પ્રાણી. ॥ ૩
લાગ્યું જમનું વાસે તારે લારૂં રે, આવી લેશે સાજ સવારૂં રે.
માટે કર તારા જીવતું સારૂં ॥ પ્રાણી ॥ ૪
મેણું અનંત જનમનું ઉતારો રે, હવે જીતી બાજી મત હારો રે;
બ્રહ્માનંદનું કહ્યું હૈયે ધારો ॥ પ્રાણી. ॥ ૫

## પદ રાગ ગરબી.

ભ્રમણા ભાગીરે હો હૈયાની, નથી એ કેને વાત કર્યાની;
વીતી હોય તે રે હો જાણે, અણસમજ્યા મર ઇર્પા આણે ॥ ૧ ॥

જે રસ મુનીવર રે હો માણે, વાલે મારે સુગમ કર્યો આ ટાણે,॥૨॥
પ્રેમીજનનો રે હો પ્યારો, મુજને મળીયા નંદ દુલારો, ॥ ૩ ॥
મહારસ મુજને રે હો આપ્યો, સંશય ભ્રમ સમુળો કાપ્યો. ॥ ૪ ॥
હવે હું મહા સુખરે હો પામી, વરીયા મુક્તાનંદના સ્વામી ॥ ૫ ॥

### ચંદ્રાવળા ઉપદેશ વિષે.

પાચ પાપ સરવ પાપથી ભારી, તે મહા પાપ કેવાય;
બ્રહ્મહત્યા ને ચોર સોનાનો, ત્રીજો જારી કહેવાય:
ત્રીજો જારીને અન્યાયે ચાલે મદ્યકેફી તેની સાબત ઝાલે,
કહે ગોવિંદરામ સાભળો નરનારી,
પાચ પાપ સર્વ પાપથી ભારી, તે મહાપાપ કહેવાય.

× × ×

જીવ જગતનો એવો ડાહ્યો, કથા સાભળવા જાય,
ભાડ ભવૈયા ભુગળો વાગે; ત્યા પણ તૈયાર થાય,
ત્યા પણ તૈયાર થાય તે જોવા, ને બુઢાપણાની લાજજ ખોવા;
કહે ગોવિદરામ ગધેડો ગંગામા નાહ્યો,
જીવ જગતમાં એવો ડાહ્યો, કથા સાભળવા જાય.

× × ×

ગાડા ઉપર વોરો બેઠો, વાટે ચાલ્યું જાય;
મારગમા રોદા આવ્યા, ઉચા નિચું થાય:
ઉચા નીચું થાય તે ગાડું, વોરાજી તમે ઝાલજો નાડુ;
કહે ગોવિંદરામ જઈ પડ્યો હેઠો, ગાડા ઉપર વોરો બેઠો.

× × ×

સાકર મુકી રાખ જ ખાય, જેમ નાનું બાળ;
માવતર જાણે માદુ પડશે, મુકાવે તતકાળ.
મુકાવે તતકાળ તે માબાપ, તેમ તેમ બાળક કરે સંતાપ;
કહે ગોવીદરામ રોતું જાય, સાકર મુકી રાખ જ ખાય.

× × ×

ત્રાંબીયાની એક તોલડી લઇએ, તે વગાડી વારંમવાર,
ગુરૂ કરીએ તો કે છે કાલાઘેલા, એમ વણ્યો જાય સંસાર;
એમ વણ્યો જાય સંસાર તે જાશે, પાત્ર એવું કારજ થાશે,
કહે ગોવીંદરામ સમજુ તેને કહીયે, ત્રાંબીયાની એક તોલડી લૈયે.

× × ×

ચેતવું હોય તો ચેતજો ટાણે, માથે ગાજે છે મોત,
આજ કાલમા ઉડી જાવું, કુટુંબ કબીલા સોત;
કુટુંબ કબીલા સોતતે જાવું, હરી ભજ્યા વિના હડહડ થાવું,
કહે ગોવિંદરામ નહિં ઉતારે નાણે, ચેતવું હોય તો ચેતજો ટાણે.

## સંગત વિષે પ્રીતમના પદો.

સગત તેને શુ કરે, જઇને કુબુદ્ધિમા ધરે કાન ॥ સંગત ॥ ટેક.
મરી કપૂર બેઉ ભેગા રે રહેતા, નિરંતર કરી એક વાસ;
તોય તીખાશ એની ન ટળી રે, એની બુદ્ધિમા નાખ્યો બરાશ
॥ સગત. ॥
ચદન ભેળો વીંટીને રેતો રે, રાત દિવસ ભોયંગ,
તોય કંઠેથી વિષ ન ગયુ રે, એને ન આવી શીલતા અંગ
॥ સંગત. ॥
રાણી ને દાસી ભેગા રહેતા ને, જમતા નિત્ય કરી પ્રીત;
તોય શાણી સમજી નહી રે, એને ન આવી રાજકુળની રીત
॥ સંગત. ॥

ગોવિંદરામ કાઠિઆવાડમાં આવેલા માણાવદર ગામના બ્રાહ્મણ હતા. એક વખતે તેમના મનમાં વેપાર કરવાનો વિચાર થતાં તેના ભાઇઓ સાથે રાત્રીના વખતે વેપાર કરવા માટે વસ્તુઓની ટીપ કરવા લાગ્યા એવામાં પ્રભાત થતાં કુકડા બોલ્યા તેથી ગોવિંદરામે પોતાના ભાઈઓને કહ્યુ કે હજુ તો ટીપ કરીએ છીએ ત્યાં પ્રભાત થયું તો અને કાળ ચાલ્યો ગયો તો પછી માલ લાવી વેચીએ તો શુ ગતી થાય? અને જીંદગી નકામી ચાલી જાય? માટે મારે તો વેપાર કરવો નથી એમ બોલી તે સાધુ થઈ પ્રભુ ભજવા લાગ્યા તેનો વૈરાગ્ય તીવ્ર હતો.

મોટો ખર એક બાંધીયો રે, રાજતણી ઘોડશાળ,
બોલી હોલી તો બદલી નહી રે, ચદી ખાતો તો હારોહાર.
॥ સંગત. ॥

દાદુર રહેતો તળાવમા રે, નિત્ય કમળની પાસ,
કલબલ કરતો કીચમા રે, એને ન આવી કમળની સુવાસ
॥ સંગત. ॥

પથ્થર રહેતો પાણીમા ને, ઉંડો કરીને નિવાસ,
પ્રીતમ કહે ટાકણે તણખા ઝરે રે, એને ન લાગ્યો પાણીનો પાસ
॥ સગત. ।

× × ×

સત પારસ ચંદન બાવના, કામધેનુ કલ્પતરૂ સાર;
સમાગમ સતનો.
સત સમજ્યામા અંતર ઘણો, તરૂ પારસ ત્રણ પ્રકાર,
સમાગમ સતનો. ॥ ૧ ॥
એક પારસથી પારસ બને, એક પારસથી હેમ હોય;
સમાગમ સંતનો.
એક પારસ લોહરે કુંદન કરે, સો વરસે લોહ ન હોય,
સમાગમ સંતનો. ॥ ૨॥
એક ચદનથી વિષ ઉતરે, એક ચદનથી અગ્નિ ઓલાય,
સમાગમ સંતનો.
એક તલભાર તાતા તેલમા, ફરી તેલ તાતું નવ થાય,
સમાગમ સંતનો ॥ ૩ ॥
સર્વે સન્યા શરી નવ જાણવી, સર્વે નારી પતિવ્રતા ન હોય,
સમાગમ સંતનો.
સર્વે ગજ શીર મોતી ન નિપજે, નાગે નાગે મણી નવ હોય,
સમાગમ સંતનો. ॥ ૪ ॥
મૃગે મૃગે કસ્તુરી નવ નિપજે, વને વને અગર નવ હોય,
સમાગમ સંતનો.

જળે જળે કમળ નવ નિપજે, તેની વિક્તિ વિચારીને જોય,
સમાગમ સંતનો. ॥ ૫ ॥
જ્ઞાનહીન ગુરૂ નવ કીજીએ, વંધ્યા ગાય સેવે શું થાય,
સમાગમ સંતનો.
કહે પ્રિતમ બ્રહ્મવેતા ભેટતા, મહા રોગ સમુળો જાય,
સમાગમ સતનો. ॥ ૬ ॥

**સંતદર્શન વિષે સદ્દગુરૂ નિષ્કુલાનંદ સ્વામીનું પદ.**

મળે જીવનમુક્ત જોગીયા, ત્યારે ટળે તન મન તાપ,
સતસગ કીજીએ.
કરે અવયવ આરે શરીરના પરા પળાય પડના પાપ,
સતસંત કીજીએ ॥ ૧ ॥
જેમ કીટ મટી જાય ભમરી, તેને કીટ કહે નહિ કોય,
સતસંગ કીજીએ.
જેમ પારસ પરસે લોહને, તે તો હેમ હેલામાહી હોય,
સતસગ કીજીએ ॥૨॥
જેમ ચદન વાસથી વૃક્ષને, કરે ચંદન સમાન સોય,
સતસંગ કીજીએ.
જેમ મલીન જળમળે જાન્હવી, તેને તરત કરે ગગ તોય,
સતસંગ કીજીએ. ॥૩॥
ત્રાંબા મહોર પલટે છે પાણીએ, કરે કંચન મય રસકુપ,
સતસંગ કીજીએ.
તેમ સદ્દગુરૂ સુખીઆ સંતથી, થાયે જત તે સંત સ્વરૂપ,
સતસગ કીજીએ. ॥૪॥
શુક નારદ વ્યાસ ને વાલ્મીક, એતો ઇશ્વર કાવીઆ આપ,
સતસગ કીજીએ.
ધ્રુ અંબરીષ પ્રલ્હાદ વીભીષણ, થયા સુખીયા સંત પ્રતાપ,
સતસંગ કીજીએ. ॥ ૫ ॥
સંત સર્વે સુખી થાવા ઠામ છે, તે તો પ્રસીદ્ધ કહે છે પુરાણ,
સતસગ કીજીએ.

. મન કર્મ વચને તું માનજે, કહે નિષ્કુળાનંદ નીરવાણ,
સતસગ કીજીએ. ॥ ૬ ॥

## . ક્રુર પ્રાણીને પરોપકારની કીંમત હોતી નથી.

એક વખતે એક વિક્રાળ સિંહ પાંજરામાં પુરાએલો હતો. તેને એક પરોપકારી ને દયાળુ પુરૂષે પાજરાનું બાર ઉઘાડી છુટો કર્યો, એટલે સિહ તેને મારવા લાગ્યો, ત્યારે તે દયાળુ પુરૂપ કહેવા લાગ્યો કે ભાઇ! ઉપકાર ઉપર અપકાર કરવો તને ઘટે નહિ. એટલામાં એક વિદ્વાન મનુષ્ય ત્યા અચાનક આવી ચડયો તેણે કહ્યું કે તમે શા માટે લડો છો? ત્યારે પેલા પરોપકારી પુરૂષે .પોતાની હકીકત તેને નિવેદન કરી. વિદ્વાન મનુષ્યે કહ્યુ કે હું તમારી વાતને પ્રત્યક્ષ જોયા વિના કદી માનતો નથી, માટે તમે કઇ જગ્યાએ કેવી સ્થિતિમાં હતા તે મને તાદશ્ય નજરે બતાવો પછી હું તમારો ન્યાય બરોબર રીતે કરીશ. તે ઉપરથી સિહ તથા પરોપકારી પુરૂપ જે જગ્યાએ પાજરૂ હતું ત્યા આવ્યા અને કહેવા લાગ્યા કે અમો આહી હતા. વિદ્વાન માણસે આ હકીકત માની નહિ ને કહેવા લાગ્યો કે પાજરામાં સિહ કેવી રીતે પુરાએલો હતો ને તે કેવી રીતે છોડાવ્યો તે કરી બતાવો ' તે ઉપરથી સિહ વિશ્વાસ રાખી પાજરામા પુરાયો ને તેનું બારણું બંધ કરી તાળુ માર્યું ને કહેવા લાગ્યા કે આવી રીતે બનેલું હતું. ત્યારે તે વિદ્વાન મનુષ્યે પેલા પરોપકારી મનુષ્યને કહ્યું કે ભાઇ! હવે તમે ઘેર પધારો અને આજ પછી કૃતઘ્ની પુરૂષો કે જનાવરો ઉપર કદી તમારો પરોપકારનો પ્રયોગ અજમાવશો નહિ. એમ કહી રસ્તે પડયા અને સિંહ પાજરામા પસ્તાવા લાગ્યો.

## અણીનો ચુકયો સો વર્ષ સુધી જીવે!

એક જગલમા એક વખતે એક શ્રીમાન મનુષ્ય ઘોડા ઉપર બેસી પોતાના સસરાને ઘેર પોતાની પત્નીને તેડવા જતો હતો. અર્ધે રસ્તે આવતા જગલમા મોટી આગ લાગેલી હતી પણ પેલા શ્રીમતે વિચાર કર્યો કે મારા ઘોડાને હું જોરથી હાકી એકદમ આગમાંથી

બહાર નીકળી જઈશ એમ ધારી ઉતાવળે અશ્વને હાકવા લાગ્યો. થોડે ગયા પછી રસ્તામા એક મહાન અજગર પડ્યો હતો તેને જોઇ તેને દયા આવી અને પોતાના રૂમાલમાં લઈ સળગતા વનમાંથી બહાર સત્વર નિકળી ગયો. સંધ્યાકાળ થવા આવી એટલે પોતાના સસરાનું ગામ આવતાં ઘોડા ઉપરથી ઉતરી અજગરને એક ઝાડના મુળ પાસે જેવો મુકવા જાય છે તેવોજ અજગર ફુંફાડો મારી તે વણિકને કરડવા દોડ્યો ? ત્યારે વણિક કહેવા લાગ્યો ! અરે નિર્દય મે તને સળગતા વનમાંથી બચાવ્યો તેનો શું આ બદલો ? અજગરને તુર્ત વાચા થઈ ને કહેવા લાગ્યો, વણિકભાઇ ' હું ઘણા વર્ષથી જગતમા ઢયડા કરૂં છું. જો તમે મને ન બચાવ્યો હોત તો હું મરણને શરણ થઈ મારૂ જીવન પુરૂં કરત કારણકે હવે જગતમાં ક્યાસુધી હેરાન થાવું ' વણિકે કહ્યું જો ભાઈ ગુણ માથે અવગુણ જ કરવાનો તારો ઇરાદો હોય તો તું મને સુખેથી કરડજે પણ તારી પાસે મહારી એક વિનંતી છે તેનો સ્વીકાર કરવા આજીજી સાથે મહારી અરજ છે મહારા લગ્ન થયા પછી હુ કોઇ વખત મહારી સ્ત્રીને મળ્યો નથી. આજ મહારી ધર્મપત્નીને મળવાનો પહેલોજ દિવસ છે હુ તેને આજની રાત્રી મળી કાલ રોજ સવારમા મારો જીવ દેવા તારા પાસે હાજર થઇશ.

અજગરે કહ્યુ ' જો જો ' ભાઇ તું વચનમાં સાચો રહેજે. કદી તારા વચનમા ફેર પડશે તો હું તને સાત માળની હવેલીમા સુતો હઇશ ત્યા આવીને અવશ્ય કરડીશ.

વણિકે મનમા વિચાર્યું કે "અણીનું ચુકયું સો વર્ષ સુધી જીવે" એવા જે મહાત્માના વચનો છે તે કદી મિથ્યા થનાર નથી. કાલની કોને ખબર છે. **"न जाने जानकी नाथ प्रभाते किं भविष्यति."** સવારની વાત તો રાજા રામચંદ્રજી પણ જાણતા નહોતા, માટે કાલે સવારે સર્વે સારા વાનાં થશે આજની રાત્રિ તો હું મહારી વ્હાલી સ્ત્રીને મળી આનંદ લઉં તો ખરો. એમ ધારી તે વણિક સાસરાને ઘેર આવ્યો.

પોતાની સ્ત્રી પાસે તમામ હકીકત જાહેર કરી સ્ત્રીએ તેને હિમત આપી "કે વચમા રાત તેની શી વાત" પ્રભાતે પ્રભુ સારૂં કરશે, તમે મનમા કાંઈ ધાસ્તી રાખો નહિ. પ્રભાતે હું તમારા સાથે આવી તેનું નિવારણ કરીશ. સ્ત્રીના આવા વચનોથી તેને ધીરજ આવી. સવારે સાત વાગે આપેલા વચન પ્રમાણે તે શ્રીમાન તથા તેની સ્ત્રી પેલા અજગર પાસે ગયા સ્ત્રીએ અજગરને વિનતી કરી તે ઉપરથી અજગરને દયા આવી ને તે સ્ત્રીને વચન આપ્યુ કે "જા તને દુ:ખ પડે ત્યારે તુ જેને શ્રાપ આપીશ તે બળી મરશે" સ્ત્રીએ મનમા વિચાર કર્યો કે આથી સંસારમા મારે બીજું શું દુ:ખ આવવાનુ હતું ? માટે તે વચન સાચું કરવાને માટે અજગરને શ્રાપ આપ્યો કે જેથી તે બળી રાખ થઈ ગયો અને દંપતિ સાનંદે ઘેર આવ્યા.

## પ્રમાણિકપણાની પરીક્ષા

એક ન્યાયાધીશને ગુનેગાર પોતાના ગુન્હાની માફી આપવા માટે મોટી રકમની લાંચ દેવા ગયો. ત્યારે ન્યાયાધીશે તેને કહ્યુ કે "અધર્મનો પૈસો હું હાથમા કદી પણ લેતો નથી." કાયદામા જે પ્રમાણે આવશે તે પ્રમાણે થશે ત્યારે ગુન્હેગાર પેલા ન્યાયાધીશને પુન કહેવા લાગ્યો, સાહેબ તમારૂં ડહાપણ મુકી આ વીશ હજાર રૂપિઆની રકમ છાનામાના લઈ લ્યો ' ત્યારે ન્યાયાધીશે કહ્યુ ' ભાઈ તારી ડાયરીમા એક વાત પણ તુ નોધી રાખજે "મારા જેવો ના કહેનાર પણ તને કોઈ મળશે નહિ" બીજે જ દીવસે શુદ્ધ ન્યાય કરી પેલા વીશ હજાર રૂપિઆની લાચ દેનાર ગુનેગારને બિનગુનેગાર માની છોડી મુકયો "ધન્ય છે તેના પ્રમાણિકપણાને" !

## મૂર્ખ મણીની શું કીંમત કરે ?

એક ભરવાડને બકરા ચરાવતા "ચંદ્રકાન્ત" મણી મળ્યો. પણ પોતામા તેની પરીક્ષા કરવાની શક્તિ નહિ હોવાથી ખોટો પાચીકો ધારી બકરાની ડોકે બાધ્યો. તેજ વર્ષે મોટો દુષ્કાળ પડવાથી લોકો

હેરાન થવા લાગ્યા. એક વખતે પેલા ભરવાડને ત્યા તેના સગા વહાલાઓ તેને મળવાને માટે આવેલા તેના પાસે આ ભરવાડ પોતાનું દુ:ખ રોવા લાગ્યો. ત્યારે તેના સગાઓ કહેવા લાગ્યા કે બકરાની ડોકે તો સાચો હીરો બાધ્યો છે ને દાણાના દુ:ખ માટે શુ રુઓ છો! ત્યારે તે બોલ્યો કે જો તે સાચો હીરો હોય તો તમે લઈ જાઓ ને મને બે મણ જુવાર આપો' મહેમાનોના મનમા આ "ચંદ્રકાન્ત" મણીની કીમત એક મણ જુવાર જેટલી હતી તેથી તેને એક મણ જુવાર આપવાનું કબુલ કરી "ચંદ્રકાન્ત" મણી લીધો ને તુર્ત જ એક દાળીઆ વેચનાર મનુષ્યને પાચ મણ જુવારમા વેચી નાંખ્યો. દાળીઆ વેચનાર મનુષ્યે બજારમા એક વેપારીને ત્યા સો રૂપીઆથી તે મણી વેચી નાખ્યો. તે વેપારીએ એક મોટા વેપારીને એક હજાર રૂપીઆમા વેચી નાખ્યો. મોટા વેપારીએ એક મોટા શહેરમા જઇને એક ઝવેરીને દશ હજાર રૂપીઆમા વેચી નાખ્યો. પછી તે ઝવેરી પાસેથી એક લાખ રૂપિયામા વેચાણો. પછી તે જ હીરો પારીસ જેવા શહેરમા જતા એક ક્રોડ રૂપીએ વેચાયો. તો પણ તેનુ ખરૂ મુલ્ય થઇ શક્યુ જ નહિ. માટે જેનામા જેટલી બુદ્ધિ હોય તે જ પ્રમાણે તે પરીક્ષા કરી શકે' નહિ તો "ચદ્રકાન્ત" મણીની કીમત જેટલી કરીએ તેટલી થોડી છે, કારણ કે દર પૂર્ણિમાએ તે મણીને ચંદ્રના પ્રકાશ સામી મુકવાથી સોનાની ઇંટો ઉત્પન્ન થાય છે. એજ મણીની કીમત મૂર્ખ ભરવાડના હાથમા જવાથી એક મણ જુવાર જેટલી થઈ હતી માટે મુર્ખ મનુષ્ય મણીની શું કીમત કરી શકે ?

## અમુલ્ય જીવનમાં મનુષ્યોની ચૌદ મહાન ભૂલો.

[૧] સત્ય તથા અસત્યની તુલના કરવાનુ આપણું પોતાનું ધોરણ સ્થાપિત કરવું.

[૨] તે પ્રમાણે માણસોનુ તોલ ન કરવું

[૩] આપણા પોતાના આનદના માપથી બીજાઓનો આનદ માપવો.

[૪] આ જગતમા સઘળાના મન સરખાજ હોવા જોઇએ એવી આશા રાખવી.

[૫] તરૂણાવસ્થામા તુલના શક્તિ અને અનુભવની આશા રાખવી.

[૬] સર્વ માણસના ગુણ કર્મ સ્વભાવ એક કરવાનો પ્રયાસ કરવો.

[૭] વીસાત વિનાની ચીજોને તાબે થવું.

[૮] આપણા પોતાના કાર્યોમા સંપૂર્ણતાની આશા રાખવી.

[૯] જેનો ઉપાય થઇ શકે એમ ન હોય તે વિષે શોક કરવો અને બીજાને શોકમા નાખવો

[૧૦] જે વસ્તુઓ શમાવી દેવાની જરૂર હોય તે સર્વનું યથાશક્તિ શમન ન કરવું.

[૧૧] બીજા માણસોની અશક્તિ ઉપર ધ્યાન ન આપવું.

[૧૨] આપણે જે કાર્ય કરી શકતા ન હોઇએ એવા સર્વ કાર્યને અશક્ય માનવા.

[૧૩] આપણું મર્યાદીત મગજ જેટલુ ગ્રહણ કરી શકે એટલુંજ માત્ર માનવું.

[૧૪] પ્રત્યેક વિષય સમજી શકવાની આશા રાખવી

## માલાના મુળગાં ગયાં

એક મહાત્મા પુરૂષ પાસે કોઇ એક ગરીબ માણસ ધન મેળવવાની આશાએથી ગયો હતો મહાત્માએ તેને કહ્યુ કે હુ મારા ભજનના પ્રતાપથી "એકનુ બમણું" કરી આપુ છુ માટે જો તારે બમણું કરવાની ઇચ્છા હોય તો તારા ઘરમાથી સર્વ સોનુ રૂપુ ત્વરિત લઇ આવ પેલા લોભી સેવકને આ મહાત્માની વાત સત્ય લાગતાં મહામહેનતે પેદા કરેલ સોના રૂપાના દાગીના લાવી હાજર કર્યા રાત્રે તે મહાત્મા પેલા ગરીબના દાગીના લઇ ચાલ્યા ગયા એટલે પેલા ગરીબને તો શ્રીમાન થવાને બદલે "માલાના મૂળગા ગયા" એ જેહેવું થયું. કળીયુગમા આવા બનાવો બનતા વર્તમાન પત્રોમાં

આપણે ઘણી વખત વાચ્યાએ છીયે માટે તેવા કળીયુગના વેપારી મહાત્માથી ચેતતા રહેવાની ખાસ આવશ્યકતા છે.

## રત્ન વચનમાળા.

(૧) માણસનું મન તેને એક ઝુંપડામા પણ રાજા બનાવે છે.

(૨) બેદરકારી બહુ જ ભયંકર છે.

(૩) આળસુ મનુષ્ય જગતમા મુડદા કરતા વિશેપ ઉપયોગી નથી.

(૪) કાર્લાઇલનુ કહેવું છે કે કામમા અમર ઉચ્ચતા ને પવિત્રતા છે.

(૫) જો તમે પ્રમાદી હો તો તમે વિનાશના માર્ગ ઉપર છો.

(૬) આપણે જે અર્પણ કરી દીધુ તેજ આપણી પાસે છે. આપણે જે ખરચી નાખ્યું તે આપણી પાસે હતું. આપણે જે મુકી ગયા તે આપણે ગુમાવી દીધુ.

(૭) શેક્સપિયરે કહ્યું હતું કે હુ મારી જાત સિવાય કોઇપણ મૂર્ત્તિપૂજકને ઠપકો આપીશ નહિ, કારણ કે મારા પોતાના સઉથી વિશેપ દોષ હુ જાણું છુ.

(૮) એક સારી માતા એ એકસો શિક્ષકોની બરોબર છે.

(૯) પરિશ્રમમાથી આરોગ્ય અને આરોગ્યમાથી આનંદ ઉત્પન્ન થાય છે

(૧૦) માણસનુ મન રાજ્યમહેલમા રહેવા છતા કગાલ હોય છે.

(૧૧) એક મહાન નામમા કેટલી જાદુઈ શક્તિ રહેલી છે.

(૧૨) મનુષ્ય પોતાના સદ્ગુણના પ્રમાણમા શ્રીમંત થઈ શકે છે.

(૧૩) ધાર્મિક મનુષ્યના મુગટમા ઉદારતા એ સૌથી વિશેપ પ્રકાશિત હીરો છે

(૧૪) પ્લેટો કહે છે કે—સફળતા મળે યા ન મળે, યશ મળે યા અપયશ મળે, તોપણ કર્તવ્ય તો અવશ્ય કરવું જ જોઈએ.

(૧૫) તમે શ્રીમંત હો યા ગરીબ હો, અમીર હો યા ફકીર હો, તો સો વર્પ પછી સૌ સરખુ જ ગણાશે, પરન્તુ તમારા સદાચરણ કે દુરાચરણની અસર તો એ સમયે પણ રહેવાની.

(૧૬) કર્ત્તવ્ય એ એક પ્રકારનો સીમેન્ટ ચુનો છે, એના વિના સઘળી સત, ભલમનસાઈ, બુદ્ધિ, સત્યતા, સુખ અને પ્રેમ સુધાં સ્થાયિ રહી શકતા નથી.

(૧૭) આકાશમાની વીજળી અને વિદ્યુત શક્તિ એ એક જ વસ્તુ છે એમ જ્યારે ફ્રેંકલીને જાહેર કર્યું ત્યારે લોકો એવો પ્રશ્ન કરવા લાગ્યા કે "એનો શો ઉપયોગ?" ફ્રેંકલીએ પ્રત્યુતર આપ્યો, "બાલકોનો શો ઉપયોગ? શું તે એક દિવસ મનુષ્ય નહિ બને?"

(૧૮) હે પ્રભુ તારી દયાનો પાર નથી અને મનુષ્યની મૂર્ખાઇની પણ સીમા નથી તેં જે જે ઉપકારો કર્યા છે તેનું જ્યારે સ્મરણ કરીએ છીયે ત્યારે તારી અપાર અનુકંપાનુ અમોને સ્મરણ થાય છે.

(૧૯) દુશ્મનના ભાઈ વિભિષણને રાજ્ય મળ્યુ અને અથાગ પરિશ્રમ કરનાર સાચા ભક્ત મારૂતીને તેલ મળ્યું એ પણ એક ભાવિની વિચિત્રતા છે.

(૨૦) કાશી વિશ્વનાથમા એક ક્ષત્રિય ખરા અંતઃકરણથી ગાઈ બજાવી તેમની સેવા કરતો હતો. થોડો વખત ગયા પછી શિવજી તેના ઉપર પ્રસન્ન થયા અને વરદાન માગવાનુ કહેતા, ક્ષત્રિયભક્તે "ગધેડા" નો અવતાર વિષય ભોગવવાને માટે માગ્યો. શિવજી તેની માગણી ઉપર હસવા લાગ્યા કે મૃત્યુ લોકના માનવીને વિષયમાં કેવી તૃષ્ણા છે? જે મનુષ્યો પોતાનુ હીત શેમા છે તે સમજતા નથી તે આખર "મેલ કરવતીયા પાછો મોચી ને મોચી" એવું કહે છે તે કેટલું ખરાબ છે

## પૈસાથી જકડાયેલા મનુષ્ય વિષે.

આધુનિક સમયમા આ નાશવંત જગતમા ઘણાખરા પુરૂષોની એવી માન્યતા હોય છે કે જેના પાસે વધારે પૈસા હોય તે શ્રીમંત ગણાય છે પણ એ ધારવું ભુલભરેલુ છે. પુષ્કળ પૈસા હોય તે મનુષ્ય કાંઈ શ્રીમંત ગણાતો નથી પણ પૈસા સાથે તેની પરોપકાર બુદ્ધિ હોય તે જ મનુષ્ય ખરો શ્રીમંત ગણાય છે તે વિષે એક સાધારણ દૃષ્ટાંત છે કે.

એક વખતે એક ધનાઢ્ય ગૃહસ્થ મુંબઈથી પારીસ જતો હતો. તેના પાસે જે ધન હતું તેની ગીનીઓ કરાવી પોતાની કમરે બાંધી તે બોટમા બેઠો હતો. ભર દરિઆમા એક વખતે અચાનક બોટમાં અગ્નિ પ્રદિપ્ત થતા બોટ સળગવા લાગી. સર્વે પેસેંજરો બોટમાંથી કુદકો મારી દરિઆમા પડયા. પેલો શ્રીમંત માણસ પણ દરિઆમા કુદકો મારી પડયો. પડતા વેંત જ કમરે ગીનીના ભારથી તે બિચારો એકદમ દરિઆના તળે જઈને બેઠો અને બીજા માણસો જાલી બોટ આવતાં બચી ગયા. જુઓ! ધનનો પ્રતાપ! જો તેના પાસે ગીનીનો બોજો કમરે ન બાંધેલો હોત તો દૈવયોગે તે પણ બીજા માણસોની પેઠે બચી શકત! માટે ધન તો આવું છે માટે તેનો સંભાળીને સદુપયોગ કરવાથી આ લોક ને પરલોક સુધરે છે, નહિતો ચિંતા. વહેમ, ઉભરા, શોક, શંકામા રાત્રિ દિવસ તે બિચારો પૈસા મળ્યા છતા રીબાઈ રીબાઈને મરણને શરણ થાય છે.

## ક્ષણ ક્ષણ કરતાં.

( ઇસિ તન ધનકી કોન બડાઈ—એ લય )

ક્ષણ ક્ષણ કરતા જીવન બનતા,
ક્ષણ મીઠી તો જીવન મીઠા:
ક્ષણ ક્ષણ કરતા.
વિચાર—વાણી—વર્તન જેના,
ક્ષણ ક્ષણ સીધા—જીવન સીધા
ક્ષણ ક્ષણ કરતાં.
સ્મિત સ્મિત પ્રકટે કિરણ ઉજળા,
કિરણ મંડલ જાય ન દીઠા.
ક્ષણ ક્ષણ કરતા.
ઉર્મિ ઉર્મિ ઉદાર જ ઉરની
જીવન એતો મીઠા મીઠા.
ક્ષણ ક્ષણ કરતા.

## કાર્યસિદ્ધિ.

'કામ' એ કાર્યસિદ્ધિનો પિતા છે.

'તૃષ્ણા' એ કાર્યસિદ્ધિની માતા છે

'પાકી વ્યવહાર બુદ્ધિ' એ તેનો વડો પુત્ર છે.

'આગ્રહ, પ્રમાણિકપણું, સંપૂર્ણતા, દીર્ઘદૃષ્ટિ. આસક્તિ, સહકાર,' એ કેટલાક બીજા પુત્રો છે.

'પ્રતિષ્ઠા' એ તેની મોટી પુત્રી છે.

'અવસર-તક,' એ નાનું બચ્ચું છે.

## મૂર્ખતાની નીશાનીઓ.

(૧) પોતાથી મોટા સાથે બાથ ભીડવી

(૨) જેણે કોઈ કામ કર્યું નથી તેનો ભરોસો કરવો

(૩) નાદાનોની સાથે અતિશય પરિચય કરવો.

(૪) સ્ત્રીઓના છળ પ્રપંચથી ગાફેલ રહેવું.

### ગરજ વિષે.

#### મનહર છંદ.

ગરજથી ઝેર જેવા, વચન સહન થાય,<br>
ગરજથી ભૂખ દુઃખ, ભુલાઈ જવાય છે;<br>
ગરજથી દેશપરદેશ સહુ દોડયા જાય,<br>
ગરજથી જાણી જોઇ જીવન તજાય છે,

ગરજથી સંપ સહેલાઈ લોક સાથે રહે,
ગરજથી ટાઢ તાપ સહન કરાય છે;
કેશવ કહું શું ગોળ કરતા ગરજ ગળી,
ગરજ સરે તો પછી કોણ કોનું થાય છે.

## પીપા ભક્તનું વચન.

પીપા પાપ ન કીજીએ, તો પુણ્ય કીયો સો વાર;
જો ના લીયો કાહુકો, તો દાન દીયો દશ બાર.

## માનથી કેવું પરિણામ આવે છે તે વિષે.

જ્યારે પાડવો હીમાલયમા ગયા ત્યારે તેઓ પુરૂવંશી અભિમન્યુના પુત્ર પરિક્ષીતને રાજા બનાવતા ગયા હતા. પરતુ પરિક્ષીતે એ રાજ્યપદનો ઉપયોગ કરેલો નહિ. તે એક વખત શિકાર કરવા ગયો હતો તેમા હરણની પાછળ પડતા તે ભુલો પડી ગયો હતો. તેથી તે શમ્યક ઋષિના આશ્રમે જઈ ચડયો, પરંતુ તે વખતે ઋષિ ધ્યાનમા હતા એટલે તેને આવકાર નહિ મળતા પરિક્ષીતને ક્રોધ ચડયો અને ઋષિ ઉપર મરેલો સર્પ ફેકયો. તેથી ઋષિએ તેને શ્રાપ આપ્યો કે, જા તારૂં મોત સાત દિવસમા તક્ષક નાગથી થશે. આવી કથા ભાગવતમા છે. તે પરથી સાર એટલો લેવાનો છે કે મોટા રાજાઓને માન નહિ મળતા તેઓ ક્રોધાત થઇ અનાચાર કરે છે અને તેના પરિણામે તેઓ મૃત્યુને વશ થાય છે. માટે માન એ અતિ ક્રોધ ઉત્પન્ન કરનારો મહાન દુર્ગુણ છે.

## નીતિની રીતી.

દરેક માણસ શ્રીમંત અને વિદ્વાન થવાને બંધાએલો નથી, પણ સાચા અને પ્રમાણિક થવાને તો બંધાએલો છે, કેમકે કોઇ પણ દેશની ઉન્નતિ તે દેશમા જે પ્રમાણે સાચા અને પ્રમાણિક માણસો પાકશે તે પ્રમાણમા થશે.

× × ×

માણસ પોતાનાં સારા કાર્યો જ દેખે છે અને મનમાં વિચારે છે કે મેં આ સારૂં કર્યું છે પણ સારા કાર્યો તરફ ભાવપૂર્વક વલણ ધરાવતો નથી. મેં આ પાપ કર્યું છે એમ સમજીને પાપ દેખતો નથી, તથા આ તો ખરેખર છે એમ તે વિચારતો નથી.

× × ×

"વાવે તેવું લણીએ" દુખના બી વેરી સુખના ફળની આશા રાખવી એ વૃથા છે. મારી પાસે ભલે દ્રવ્ય થોડું હોય છતા મહારા માનવ બન્ધુઓને મદદ કરવાને મારે કાંઈ આપવું જોઇએ. જીદગીમાં દુ:ખી હૃદયોને પ્રોતસાહક વચન અથવા સુખના વિચારથી પણ આશ્વાસન મળશે.

× × ×

જગતને સુંદર દ્રવ્યની શોધમા ફરનારા મનુષ્યો કરતા સ્વાર્થપર સંપૂર્ણ વિજય મેળવનાર સાચા સેવકોની ઘણી જરૂર છે. શું લુલો માણસ પોતાના જાતી બંધુઓને દોરી શકશે? શું અંધ અંધને રસ્તો બતાવી શકશે? આપણા બન્ધુઓને સુધારવા પહેલા આપણે પોતાની જાતને અવશ્ય સુધારવી જોઇએ.

× × ×

ખરો મનુષ્ય દાન આપે છે, પણ લેતો નથી; સેવા કરે છે પણ હુકમ ચલાવતો નથી; રક્ષણ કરે છે પણ ભક્ષણ કરતો નથી; સહાય આપે છે પણ અભિમાની બનતો નથી. જરૂર જણાતાં જીવવા કરતાં મરવાનું વધારે પસંદ કરે છે. એમ ચાર્લ્સ કીગમ્લીનું માનવું છે. પરોપકાર કરવો એ કર્તવ્ય છે. જે એને આચારમા મુકે છે અને પોતાના શુભ હેતુને સફળ થતા જુએ છે તે અતે જેનાપર ઉપકાર કરવામા આવ્યો હોય તેને ચાહે છે. કેનટ.

× × ×

સ્નેહની સેવા સત્તાથી મેળવી શકાતી નથી અને પૈસાથી ખરીદી શકાતી નથી. પ્રેસ્કોટ

× × ×

રેસીન નામનો એક મહા તત્વજ્ઞાની કહે છે કે આપણે કરેલી સેવાની સામાને વારંવાર યાદ દેવડાવવી એ સેવાનો બદલો લેવા બરોબર છે.

× × ×

સોલોમન કહે છે કે જે ગરીબોને આપે છે તે પ્રભુને ધીરે છે.

× × ×

ગર્વ અને ડોળ પૂર્વક આપવામા આવે છે તે દાન નથી પણ લોભ છે. સેનેકા.

× × ×

હુ કોકર કહે છે કે દુ:ખીને સહાય ન આપવી તેના કરતાં આપણી તરફ કૃતઘ્નતા બતાવવામા આવે તે વધારે સારૂં છે.

× × ×

## કયા સંતો પ્રભુને વહાલા લાગે છે.

પેટ કટારીરે પેહેરીને સન્મુખ ચાલ્યા,
પાછા ન વળે રે કોઈના તે ન રહે ઝાલ્યા.
સામા સામી રે, ઉડે ભાલા અણીયાળા,
તે અવસર મેં રે રહે, રાજી તે મતવાલા.
સાચા શુરા રે જેના, વેરી ઘાવ વખાણે;
જીવત જુઠું રે મરવું. તે મંગળ જાણે.
તેની પેરે રે હરીજન, પણ જોઇએ તીખા;
કામાદીક શત્રુને રે લાગે અતી વજ્ર સરીખા.
માથું જાતાં રે મુખનું, પાણી નવ જાવે;
બ્રહ્માનંદ કહે રે તે સંત, હરી મન ભાવે.

## અહંભાવમાંથી મુક્ત થવા વિષે.

રેશમના કીડાની વાત તમે સાભળી છે ? એ કીડાઓ પોતાના શરીરમાંથી તાંતણા કાઢી પોતાના જ શરીરને વીંટાળે છે અને જ્યારે તે તાંતણાથી બરાબર જકડાઇ જાય છે ત્યારે પોકારે છે કે " અરે !

મને આમાંથી કોણ મુક્ત કરશે?" આપણે સમજીએ છીએ કે એનો એ પોકાર વ્યર્થ છે, તેણે પોતે રચેલી જાળ તોડવી જોઈએ. એ જાળ તોડતાં તે પોતે મુક્ત થઇ ગમે ત્યા ગતી કરી શકશે. એ રેશમના કીડાઓની પેઠે જીવોએ પણ પોતાના આ શરીરાદિ નિર્માણ કર્યા છે. જીવોને જે સુખદુઃખાદિ થાય છે તે તેણે સ્વ અહંકારના તાંતણા કાઢેલા છે તેને લીધે છે. જો જીવ અહંભાવમાંથી મુકત થાય તો તેના સર્વે બંધનો નષ્ટ થઇ જાય. હું દેહ છું એવી ભક્તિનું નામ જ સંસાર છે તે વિષે કહ્યું છે કે.

### દોહરો.

દેહ દયાસે દોપ સઘળા, દેહ તે જ સંસાર:
દેહ તેને સર્વ સાચું, પાપ–પુણ્ય પરીવાર.

### આત્મજ્ઞાન વિના સર્વે નકામું છે.

ફરતા ફરતા ભટકે ઘણા, જેમ તાતી વેળુ માહે ચણા;
એથી લાભ કશો ના જડે, વસ્તુ વિચાર જો હાથ ન ચડે.
પુલાશે કે કેમ હોય નિર્વાણ, જો નહિ ઉપજે આતમ જાણ્ય (અખા)

### ધર્મ અર્થ અને મોક્ષને બગાડનાર નારી છે.

ધર્મ અર્થ અરૂ મોક્ષકું, નારી બીગારત અઇન;
સબ અનર્થ કો મુલ લખી, તજ ઇતારી વહઈ ચઇન.

### અશોકની શિખામણો.

(૧) માબાપની સેવા કરવી
(૨) જીવોનું દીર્ધાયુષ થાય તેમ કરવું.
(૩) સાચું બોલવું.
(૪) શિષ્યે ગુરૂનું સન્માન કરવું.
(૫) જ્ઞાતિબંધુઓને સહાય આપવી.

### ધર્મ વિષે

જેઓ ધર્મ પાળે તે આલોકનું તથા પરલોકનું સુખ વગર પુરૂપાર્થે પામે છે.

સુખની આશા રાખશે તે સુખ મેળવશે. જે દુઃખની આશા નહિ રાખે તે દુઃખને નહિ પામે.

પરચુરણ દોહરા

સીતા સમજ્યા હોત તો, સમજો કશું ન થાત;
રાવણ પણ આવત નહિ, નહિ લંકાએ જાત.
બહુ ઉંડા વિચારથી, જે જે કરશે કામ;
સફળ થશે સર્વ જુઓ, ધાર્યાં કામ તમામ.
આવક ન મળે પાઇની, ખરચો કરતો જાય,
વણ આવે બાવો બની, કેમ ન માગી ખાય.
બે બાજુની સાંભળે, શાન્તપણે જે વાત:
તેનો બહુ વખણાય છે, અવનીમાં ઇન્સાફ.
વાણી જેની ક્રુર છે, છે મોઢું વિકાળ;
તેવા નરને ભેટતા, રાખો બહુ સંભાળ.
ધીરજ ધરવી દુઃખમાં, એજ સજ્જનનું કામ;
રક્ષણ કરશે આપણું, ભવતારણ ભગવાન.
કહેવું સર્વે સહેલ છે, પણ કરવું મુશ્કેલ,
કહેવું તે કરવું સદા, એજ ખરો છે ખેલ.

## વૈરાગ્ય ક્યારે થાય?

જેના પાસે એક ત્રાંબાનો પૈસો હોય ને તેને રૂપિઓ મળે તો ત્રાંબાના પૈસાપરથી પ્રીતિ સહેજેજ ઉતરી જાય છે, તેજ પ્રમાણે જ્યારે સોનામોહોર પ્રાપ્ત થાય ત્યારે રૂપિઆમાંથી સ્નેહ ઓછો થાય છે તેજ પ્રમાણે આ જગતના સ્વરૂપને જાણ્યા પછી આલોકના સુખની ને બ્રહ્મલોકના સુખની તુલના થતા આલોકના નશ્વર સુખમાંથી સ્વાભાવિક વૈરાગ્ય ઉત્પન્ન થઈ જાય છે. જે બાળક છોકરૂં બાળખેલને સાચો માની જેમ આનંદ માને છે તેજ બાળક યુવાવસ્થામાં તેજ ખેલને નિરસ સમજે છે. જેમ જેમ ઉંચી કોટીનું સુખ ઓળખાતુ જાય છે તેમ તેમ વૈરાગ્ય ઉત્પન્ન થતો જાય છે.

## અશોકના શુભ વિચારો.

(૧) અશોકે પોતે કહ્યું છે કે, કલ્યાણ સાધવું અઘરૂં છે પણ પાપ કરવું સુતરૂં છે.

(૨) જે કોઈ હાનિ કરે તેને બને ત્યાંસુધી માફી આપવી જોઇએ.

(૩) અશોકના લેખમા એક ઠેકાણે સુચવેલું છે કે, " ધર્મ સારો છે." પણ ધર્મ કયો ? તજાયેલા લોકોની પ્રત્યે સારા કાર્યો, દયા, દાન, સત્ય અને ભલમનસાઈ એજ ખરો ધર્મ છે.

(૪) મા, બાપની અને મોટેરાની અને ગુરૂની સેવા કરવી

(૫) મીત્રોના સબધીઓની, ગોઠીઆઓની અને ન્યાતીલાઓની તેમજ નોકરોની અને હલકા લોકોની પ્રત્યે માનપૂર્વક વર્તન રાખવું એ સારૂં છે.

(૬) પોતાના સંપ્રદાયને માટે જે ભક્તિ હોય તેના પરીણામમા લોકો પારકા સપ્રદાયને ધિક્કારે તો તેથી કરીને તેઓ પોતાના જ સંપ્રદાયને વધારે હાનિ કરે છે. દરેક માણસે પારકાના સપ્રદાયને પૂજવો જોઇએ

(૭) અતિશય ધર્મકામના, પરીક્ષા, સેવા, ભય અને ઉત્સાહ વગર આ લોકનું તથા પરલોકનું સુખ મેળવવું અઘરૂં છે.

(૮) યશ અને કીર્ત્તિ ઇચ્છનારે ધર્મ, કર્મ અને ધર્મસેવા કરવી જોઇએ.

(૯) અતિશય જહેમતથી સર્વનો પરિત્યાગ કર્યા વગર દુખી તો શું પણ સુખી લોકો પણ પરલોકનું સુખ મેળવી શકતા નથી.

(૧૦) ઇર્ષા, ખતનો અભાવ, કડકપણું, અધીરાઈ, અભ્યાસની

ખામી, આળસ, થાક વિગેરે દુર્ગુણો ફરજનો અમલ કરતાં આડે આવે એ અનિષ્ટ છે.

(૧૧) જેવો આપણો બાપ છે તેવો જ આપણો રાજા છે. રાજા જેમ પોતાની તથા પોતાના બાળકોની બાબતમાં સંભાળ રાખે છે તેમજ આપણી બાબતમા પણ સંભાળ રાખે છે.

## અક્કલ અંધારે વ્હેંચાઈ છે.

ભાટ લોકો કહે છે કે આ સૃષ્ટિના મંડાણ વખતે દોઢ શેર અક્કલ પરમાત્માએ ઉત્પન્ન કરી તેમાથી અરધો શેર યુરોપાદિક સુધરેલા દેશના લોકો લઈ ગયા ને અરધો શેર કેળવાએલા પુરૂષો લઇ ગયા બાકી અરધો શેર અક્કલ રહી તેના માટે લોકોએ મોટો કજીઓ કરવા માડયો ત્યારે બ્રહ્માએ તેને એક મોટા પાણીના હોમમા નાખી સર્વને પાણી ઉડાડવા માડયું ને વખતે કેટલાકને છાટા પડયા ને કેટલાકને છાટા પણ પડયા નથી તેથી આપણા લોકો કહે છે મૂર્ખા તારામા અક્કલનો છાટોય નથી. આ પ્રમાણે અક્કલ અંધારે વ્હેંચાઇ છે એ ખરૂ છે, કેમકે કેટલાક બુદ્ધિના પ્રભાવે સુખ ભોગવે છે અને કેટલાક વૈતરૂં કરી ભાર ખેંચી જનાવરની પેઠે મરે છે એ આપણે તાદૃશ્ય જોઇએ છીએ

## લક્ષ્મી ને સરસ્વતિ.

એક વખતે હિમાલયના એક શિખર ઉપર લક્ષ્મિ અને સરસ્વતિનો મેલાપ થતા લક્ષ્મિ સરસ્વતિને કહેવા લાગી હે બેન ! તેં ઘણાને હેરાન કરી મુકયા છે કેટલાકને એમ. એ બનાવી તેની મીટી ખરાબ કીધી છે તેમ કેટલાકને બી. એ. કરી બેહાલ કર્યા છે. તારા સપાટામા જે કોઈ આવ્યો તેના હાડમાંસનું સત્વ ચુસી લે છે એમ હું ઘણી વખતે નજરે જોઉ છું. મ્હારા નામનો એવો પ્રભાવ છે કે "લ" એટલે જેઓ સહેજ લટપટ સમજતા હોય તેને હું વિના પુરૂષાર્થે વશ થાઉ છુ. વળી જેનામા ક્ષમા નામનો ગુણ છે તેને પણ હું વશ થાઉ છું. એટલું જ નહિ પણ મીન નામ માછલાના જેવો

મારામા ગુણ છે એટલે કે મહારાથી વિમુખ થએલા મનુષ્ય જગતમાં સુખરૂપે જીવન ગાળી શકતો નથી. બેન, 'તારી અલૌકિક કળા હવે આધુનિક સમયમાં ન અજમાવે તો સારૂ છે. તારા પંજામા સપડાએલા સેંકડે પંચાણું ટકા ટુંકું જીવન ભોગવી પરમાત્માના શરણે જાય છે માટે તારી કળા મનુષ્યપર ન અજમાવ એવી મારી વિનંતી છે.

## સુબોધસંગ્રહ.

(૧) દયાનું વહેણ વહેવા દેવાથી તન મનનું આરોગ્ય ખીલતું ચાલે છે અને તેને રોકવાથી નૈતિક બંધારણમા નુકશાનકારક સડો પેસે છે.

(૨) જગતમા એવી રીતે જીવો કે જેથી આ લોકમાથી જ્યારે જાઓ ત્યારે જગતને તહમારી ખોટ પડે,

(૩) સદ્‌વસ્તુમા સારાપણું રહેલું જ છે. સચ્ચરિત્ર એજ તેનું પારિતોષિક છે.

(૪) સત્કાર્યની એક પણ તક જવા દેશો નહિ.

(૫) જે આપણા ઉપર અપકાર કરે છે ત્હેમને ધિક્કારવાના પાપમાથી બચવાનો એકજ માર્ગ છે, અને તે ત્હેમનુ ભલું કરવાનો છે; ભલમનસાઇથી જ ક્રોધને સારામા સારી રીતે જીતી શકાય છે.

(૬) જ્યારે જ્યારે બની શકે ત્યારે હસો, તે એક સસ્તું ઔષધ છે હાસ્ય એવા પ્રકારનું તત્વજ્ઞાન છે કે જે હજુ આપણને બરોબર સ્હમજાયું નથી, તે જીવનની ઉજ્જવળ બાજુ છે. બાયરન

(૭) બક્ષિસ કરતા સુવાક્ય વધારે સારૂં છે.

(૮) જેવી રીતે ઝાડ ફળથી ઓળખાય છે, સોનું કસોટીપરથી પરખાય છે અને ઘંટની કિંમત ત્હેના રણકારાથી અંકાય છે તેવી રીતે માણસનું કુળ ત્હેના સત્કાર્યથી, તેની આબરૂ તેની નમ્રતાથી અને તેનો ધંધો તેના વિવેકથી નક્કી થાય છે. કોકે.

(૯) માયાળુ શબ્દ શીતળ જળ સમાન છે.

(૧૦) જે સદ્જીવન પાળે છે તેજ શ્રેષ્ઠ ધર્મોપદેશક છે.

સરવેન્ટીસ.

(૧૧) એક વખત ગયેલા પ્રસંગો તમને કદી પણ પાછા મળવાના નથી, વહી ગયેલા પાણીથી જળચક્કી કંઇ પણ કામ કરી શકતી નથી.

(૧૨) અપકાર કરનાર ઉપર ઉપકાર કરવો એના જેવો માણસને વશ કરવાનો બીજો માનપ્રદ રસ્તો નથી.

(૧૩) આપણી પાસે હમેશાં તૈયાર હોઈ શકે, એવું દયાનું એકાદ ટીપુ પણ ગાડેગાડા કોરા ડહાપણ કરતા વધારે છે.

(૧૪) આ માનવ દેહમાથી મ્હારે એક જ વાર પસાર થવાનું છે, તો પછી એવા દુર્લભ પ્રવાસ દરમિયાન જે કંઈ ભલું મ્હારાથી થાય તેમ હોય તથા મનુષ્ય પ્રત્યે હું જે કાંઇ માયાળુપણું બતાવી શકું તેમ હોઉં તે મ્હને હમણા જ કરવા દો, મ્હને તેમા વિલબ કરવા દેતા નહિ, અથવા વિસ્મૃતિ કરાવશો નહિ; કારણકે મ્હને આ જ દેહ ફરી ફરીથી મળવાનો નથી.

એડિસન.

(૧૫) દાન વિનાનો પૈસો કંઇ કામનો નથી.

(૧૬) માયાળુ શબ્દો જગતનું સંગીત છે.

(૧૭) મિત્રના કાયમ રાખવાને મિત્રનું ભલું કર અને શત્રુને મિત્ર બનાવવાને માટે શત્રુનુ પણ ભલું કર. હું ધારૂ છું કે ગરીબને ગરીબાઇમા સુખી બનાવવા કરતા ત્હેમને તે સ્થિતિમાથી બહાર આણવામા સહાય કરવી એજ ત્હેમનું કલ્યાણ કરવાનો વધારે સારો રસ્તો છે. બેન્જામિન ફ્રાન્કલિન.

(૧૮) અપાત્રે દર્શાવેલી ઉદારતા દુર્ગુણ બને છે. ફુલર.

(૧૯) જો તારે સુખી થવું હોય તો તું હમેશાં બીજાને સુખી કરવા વૃત્તિ રાખજે.

આતો દમયંત રાજા ! અહા !! ધન્ય તેની ત્યાગ વૃત્તિને ! કે જે
પણ આવો બળવાન અને વૈભવી રાજવી હોવા છતા ત્યાગી થયો. તેને
નમસ્કાર કરી સર્વે વિદાય થયા. ત્યારપછી કૌરવો પોતાના સોબતીઓ
એમ ધ અશ્વારૂઢ થઇ તે જ રસ્તે નિકળ્યા. તેને દમયંતને ઓળખ્યો
પરસ્પર કહેવા લાગ્યા કે આતો આપણને હરાવનાર દમયંત ?
લાગ આવ્યો છે. એમ કહી તેના પર પથરોની વૃષ્ટિ કરી અને
ચોપાસ પથરોથી દાટી દીધા, અને પોતાના માર્ગે ગયા.
એક વિપ્ર ફરતી વખતે મુનીરાજને નહિ દેખવાથી જનાવરો
કે લકામા સોનુ તો ત્યા હતા તેને પુછ્યુ કે—મુનીરાજ અહી હતા
આ વાત વિપ્ર ધ્યાનમા રાખ્યું કે હમણા કૌરવ કુમારો અહી આવેલા
ગયો પોતાના બે ખડીયા સો અને પથરા મારી સતાપ્યા અને દાટી
ભૂખ લાગી એટલે તેને જમવાથી નમન કરીને પથરા વિગેરે તેમની
ઠેકાણે રસોઇ કરવાને બેઠો. રસો
લેવામા તેના સોનાના બે ખડીયા ન વિચાર કરતા હતા કે પાંડવોએ
ભાઇ તો હતા તેવા પાછા થઇ ગયા કૌરવોએ મારા અશુભ કર્મને
પોતાના દેશમા જુવાર બાજરાનો રોટલો છે. આવા સમભાવ વડે વર્તવું
સાનદે નહિ સ્વીકારતા વધારે લેવાની આશા કરે છ ..
પાછા પડે છે બ્રાહ્મણ બિચારો એક મહિને ઠાલે ખડીયે દેશ ભ...
થયો અને બહુ જ પસ્તાવા લાગ્યો કે લકામા સોનુ તો મફત મળે
પણ અનાજ મોઘુ મળે છે એટલે એ સોનાથી કાઇ પેટ ભરાય નહિ.

## ઉદાર દીલનો નમુનો.

ગોડલના મર્હુમ ઠાકોર સાહેબ સગરામજીભાનો મુકામ મોવેયા ગામમા એક વખત થયો હતો તે વખતે સવારનો ટાઇમ હતો. ઠાકોરસાહેબ સ્નાન કરતા હતા ઉતારામા બોરડીના ઝાડો હતા તેમાથી કેટલાક છોકરાઓ બોર પાડવા માટે પથરાના ઘા કરતા હતા. એક પથર ઠાકોર સાહેબને માથામા વાગવાથી લોહી નિકળવા લાગ્યુ તે વખતે પોતાના માણસોને કહ્યુ કે પેલા છોકરાઓને આહી બોલાવી

(૧૦) જે સદ્જીવન પાળે છે તેજ શ્રેષ્ઠ ધર્મોપદેશક છે.

સરવેન્ટીસ.

(૧૧) એક વખત ગયેલા પ્રસંગો તમને કદી પણ પાછા મળવાના નથી, વહી ગયેલા પાણીથી જળચક્કી કંઇ પણ કામ કરી શકતી નથી.

(૧૨) અપકાર કરનાર ઉપર ઉપકાર કરવો એના જેવો માણસને વશ કરવાનો બીજો માનપ્રદ રસ્તો નથી.

(૧૩) આપણી પાસે હમેશા તૈયાર હોઈ. એક પડત. બાજુનું, એકાદ ટીપું પણ ગાડેગાડા કોરા ડહાપણ કરતાંકરાને કહ્યું કે બોબો

(૧૪) આ માનવ દેહમાથી મ્હાત્મા તમને વાંગ્યુ ને વળી રૂપિયા છે, તો પછી એવા દુર્લભ પ્રવાસ દરમિ આપ્યો, પણ બોરડીને ધા થાય તેમ હોય તથા મનુષ્ય પ્રત્યે હુંહુ રાજા છું, તેને ધા માર્યો તો શકું તેમ હોઉં તે મ્હને હમણા જોઈએ ' ત્યારપછી બહુ આગ્રહથી કરવા દેતા નહિ, અથવા વિસ્મ' જ નહિ પણ ચીથરે હાલ કણબીના આ જ દેહ ફરી ફરીથી મળવા સુધી તેની સારી સ્થિતિ ન થાય ભાગ ન લેવો એવું વચન આપ્યુ ' ધન્ય

(૧ ૯ાર નૃપતિઓને ' !

## પાંડવોના સમભાવ.

દમયંત નામનો એક બળવાન રાજા પોતાની રાજધાનીના નગરમા હાજર નહિ હતો એ તકનો લાભ લઇ કૌરવ અને પાડવોએ તે રાજ્ય પોતાને સ્વાધીન કરી લીધુ થોડા દિવસ વિત્યા પછી દમયંત પોતાના રાજ્યમા આવ્યો અને પાડવ અને કૌરવનો પરાજય કરી પોતાનો મુલક મેળવ્યો. પછી પોતે પોતાની ઉતરાવસ્થા ધર્મ ધ્યાનમા ગાળી શકે તેટલા માટે રાજ્ય કારોબાર કુમારને સુપ્રત કરી પોતે ત્યાગી મુનિરાજ થયા. અરણ્યમા એક વખત ઉભા રહી પ્રભુ ભજન કરી રહ્યા હતા. એટલામા પાંડવો ત્યાથી પસાર થતા હતા તેણે સદરહુ ત્યાગીને દેખીને તેના પાસે ગયા અને કહેવા લાગ્યા કે

આતો દમયંત રાજા ! અહા ! ધન્ય તેની ત્યાગ વૃત્તિને ! કે જે
પણ પાવો બળવાન અને વૈભવી રાજવી હોવા છતા ત્યાગી થયો. તેને
કાર કરી સર્વે વિદાય થયા. ત્યારપછી કૌરવો પોતાના સોબતીઓ
એમ ધ અશ્વારૂઢ થઇ તે જ રસ્તે નિકળ્યા. તેને દમયંતને ઓળખ્યો
પરસ્પર કહેવા લાગ્યા કે આતો આપણને હરાવનાર દમયંત ?
લાગ આવ્યો છે. એમ કહી તેના પર પથરોની વૃષ્ટિ કરી અને
ને ચોપાસ પથરોથી દાટી દીધા, અને પોતાના માર્ગે ગયા.
વાએ પાછા ફરતી વખતે મુનીરાજને નહિ દેખવાથી જનાવરો
ચારનાર રબારી વિગેરે ત્યા હતા તેને પુછ્યુ કે—મુનીરાજ અહી હતા
તે ક્યા ગયા ? રબારીએ કહ્યું કે હમણા કૌરવ કુમારો અહી આવેલા
હતા, તેણે તે મુનીને ઇંટો અને પથરા મારી સતાવ્યા અને દાટી
દીધા છે. પાડવોએ તેમને ફરીથી નમન કરીને પથરા વિગેરે તેમની
આસપાસથી લઈ લીધા.

આ વખતે મહાત્મા દમયત વિચાર કરતા હતા કે પાંડવોએ
મારા શુભ કર્મને વદન કર્યું અને કોરવોએ મારા અશુભ કર્મને
પથગ માર્યા, તેતો બને મારા ઉપકારક છે આવા સમભાવ વડે વર્તવું
એ આ જગતમા મહા દુષ્કર છે !

### ધર્મના ઉત્પાદક કોણ છે ?

**મોહ જાલસ્ય યાનિર્હિ મૂઢૈરેવ સમાગમ**
**અહન્યહનિ ધર્મસ્ય યાનિ. સાધુ સમાગમ:**

મુઢનો સમાગમ મોહ ઉત્પન્ન કરનાર છે નિત્ય સાધુ સમાગમ,
ધર્મનો ઉત્પાદક છે.

### એકસરખી સ્થિતિ તો રાજા રામની પણ રહેલી નહોતી !

આ નશ્વર જગતમા કોઇનું ઐશ્વર્ય સ્થિર રહ્યુ નથી, રહેવાનું
નથી ને રહેશે નહિ એ સિદ્ધ છે ! આખી સૃષ્ટિ મમતાની મોહજાળમાં
અંધ બનેલી છે. ભાનુનો ઉદય શું સૂચવે છે કે સધ્યાકાળે અસ્ત
થવાનો છે ! સમુદ્રમા ભરતી આવ્યા પછી ત્રણ કલાકે ઓટ થઇ

થાય છે તો પછી મૃત્યુલોકના માનવીમા સ્વાભાવિક ચડતી પડતીનો ચિન્હ જણાય તેમાં નવાઇ શી ! જેને આજ પીતામ્બર પહેરી રાજ્યાસને બેસવા જતા મહા પ્રભુને ચૌદ વર્ષ વનમા જવાનું થયુ ત્યા આપણી શિ તાકાત ! ઉગ્યુ તે આથમવાને, ને ખિલ્યું તે ખરવાને તેજ પ્રમાણે જન્મ્યુ તે મરવા માટે સમજવું. આ નશ્વર જગતમા આપણને ખોટા મોહથી પશ્ચાતાપ થાય છે પણ જ્ઞાન વિના અંધારૂ હોય ત્યાં સત્ય વસ્તુ કદી દીસતી નથી વસ્તુતાયે જગત એ નશ્વર છે તો પછી તેના ઉપર વસનારા આપણે કયાથી અચળ હોઈ શકીએ માટે ગર્વ છોડી નમ્ર થઇ શ્રી હરિનુ હમેશા સ્મરણ કરવુ. કારણકે અજાણતા કાળ ઝડપી જશે ત્યારે ઘણો પસ્તાવો થશે.

## વિવિધ વિચારો.

ભલેને મણીઓથી જડિત રંગમહેલ હોય પણ કીડીઓનો તો એવો સ્વભાવ છે કે તેમા ફાટ જુએ છે !

× × ×

अस्थिर जीवित लोके अस्थिरे धन यौवने ।
अस्थिरा पुत्रदाराश्च, धर्म कीर्तिर्द्वयं स्थिर ॥

પ્રાણી માત્રના જીવતરનો, પૈસાનો, જુવાનીનો, છોકરાનો, બરીનો, કોઇનો ભરોસો નથી આજ છેને કાલે નહિ, પણ ધર્મ અને કીર્ત્તિ એ બે તો સ્થિર રહેવાના. માણસ મરી જાય છે પણ તેના સુકૃતો વિસરાતા નથી

× × ×

सिद्धांत· सर्व शास्त्राणामयं न कलुपं पर ।
विश्वासघातात्पुण्य च परोपकृतेः परं ॥

સર્વ શાસ્ત્રનો સિદ્ધાત એવો છે કે વિશ્વાસઘાત સરખું પાપ નથી અને પરોપકાર જેવું બીજુ મોટુ પુણ્ય નથી.

× × ×

ઇતડી દુધના સ્થાન પાસે રાતદિવસ રહે છે પરન્તુ તેનો

ખોરાક રક્ત હોવાથી દુધ તેને ઉપયોગમા આવતું નથી. તેમાં દુધનો શો દોષ ' !

× × ×

ખળભૂજંગને એક મહા કવિ દંડવ્રત કરીને કહે છે! હે ખળભુજગ! (ચાડીઆ) તારી તો મારવાની બહુ જ નવાઇ જેવી રીત છે કે અન્યને કરડે છે (એટલે કાનમા વાત કરે છે) અને બીજો તુર્ત પ્રાણ મુકી દે છે. તારાથી તો મણીધર સર્પ હજાર દરજ્જે ઉત્તમ કે જેને કરડે તેના જ પ્રાણ લીએ છે. બીજાને કાંઈ નુકશાન થતુ નથી.

× × ×

આગે પગ તો પત રહે, પીછે પગ પત જાય;
ભાગા ખેડે બ્હાવડે, વાકુ રંગ ચઢાવ.

અર્થ: શત્રુની સામા પગ વધાર્યો અથવા ટકાવી રાખ્યો ત્યાં સુધી પત રહે છે, પણ પાછું પગલુ કીધું કે પત જાય છે, ને એમ છે માટે હઠયા એવા જે યોદ્ધાઓ તે જો પાછા શત્રુ સામા જઈ ઉભા રહે તો તેઓને રગ ચઢાવો, એટલે તેઓને રગ છે.

× × ×

દો દો તરગસ બાધકે, સબી કહાવત શૂર;
કામ પડે જબ દેખીએ, કીનકે મુખમેં નૂર.

અર્થ બબે તરવાર બાંધીને અમે શુરા છીએ એવું પોતાને કહેવડાવનારા ઘણા હોય છે, પણ કામ પડેથી માલૂમ પડી આવે છે કે તે વેળા કોના કોના મહોડાપર નૂર છે

× × ×

ઝાલર બાજે ભક્તજન, બબ બજે રજપુત,
એતા ઉપરના જગે, આઠો ગાઠ કપુત.

અર્થ. ઝાલરના શબ્દથી ભકતજન ભક્તિ કરવા ઉઠે છે અને બંબ બજ્યાથી રજપૂતોને શુર ચડે છે. એ એમાંના એકથી પણ

જે ઉશ્કેરાતો નથી, જે ભક્ત પણ નથી ને જે શુરો પણ નથી તે આહો—ગાઢ—બધા દુર્ગુણથી ભરેલો કપૂત છે એમ જાણવું.

× × ×

આપણામા ચોરી, છિનાળી ન કરવી, જુઠું ભાષણ આચરણ ન કરવું વિગેરેને નીતિ કહે છે. એ સૌ જનની સામાન્ય નીતિ છે. મહાત્માના રાજવર્ગની નીતિમાં ઔદાર્ય, પ્રેમ, શૌર્ય, સ્વતંત્રતા, દેશાભિમાન, ટેક વિગેરે યશસ્વીને પ્રતાપી નીતિયો છે.

× × ×

કવિતાના ભણવાથકી, મનરંજન બહુ થાય;
નીતિ વાત મનમા ઠસે, દુર્ગુણ નાશી જાય.

× × ×

પક્ષીઓ પાસે સાચા મોતી મુકવાથી સાર્થક શું? અંધ મનુષ્યને લાઇટ કરી બોલાવવાથી ફાયદો શું ! બધિર મનુષ્ય પાસે ઉંચા પ્રકારનું સંગીત શા ઉપયોગનું ? તેમજ ભેંસ આગળ ભાગવતની સપ્તાહ શું લાભ કરી શકે ! મૂર્ખને પ્રબોધ દેવાથી ઉલટી આપણી અક્કલ જાય છે.

× × ×

જેને સમુદ્રનાં મોજાં જોયા નથી તે ખાબોચીયાંની પ્રભુતા હમેશાં ગાયા કરે છે! માચીમા રહેનારો માકડ રાજ્ય મહેલનું શું વર્ણન કરી શકે ! એક ન્હાના દેડકાએ એક વખત બળદનું સ્વરૂપ જોયું અને પોતાની માતા પાસે તેનું બયાન કરતાં માતાનું પેટ ચીરાઇ ગયું, પણ ખરૂં જ્ઞાન થયુ નહિ, તે પ્રમાણે જેને પારસમણિની પરિક્ષા નથી તે તેના સ્પર્શથી શો લાભ લઈ શકે ! ગધેડા ઉપર ચંદનનો ભાર હતો પણ ગધેડાને ભાર છે એટલુંજ ભાન થતું કાંઈ ચંદનનું જ્ઞાન થએલું નહોતું.

× × ×

અરે નિર્મુળ પ્રાણી ! તું ગર્વ શા માટે કરી રહ્યો છે? તારી જીંદગીનો તો તને ભરોસો નથી તો પછી શા માટે હવાઈમહેલો બાંધી આ સંસારરૂપી ચક્રમા નકામો અથડાય છે? તુ સોનાપુર જઇને જોતો ખરો કેટલીક ચેહો બળે છે? શું તારે અમર રહેવાનું છે! મોટા મોટા માન્ધાતા ચાલ્યા ગયા તો તારી શું ગુંજાશ છે! જેને ઘેર છત્રીસ પ્રકારના વાજીંત્ર વાગી રહ્યાં હતા ત્યા આજ કાળા કાગડા પણ જોવામા આવતા નથી. તારી શું શકિત છે? એ તો સૌ કોઈ જાણે છે કે એક રોટલી પચાવી શકવાની તારી શક્તિ નથી તો પછી મિથ્યાભિમાન શા માટે કરે છે?

પાવ પલકકી ખબર નહિ,કરે કાલકી બાત;
જીવ ઉપર જમરા ફીરે, કરે અચાનક ઘાત.

× × ×

પદમો કરીને એક મોચી હતો તેના પાસે પચાસ કોરી મુડીની થઈ ગએલી તેથી તે પચાસ કોરી હમેશા પોતાની બેસવાની ગાદલી નિચે પાથરી રાખે ને જેને તેને વાત કરતા પોતાની મુડી બતાવે ! વળી કોઈ કોઈ વખત તો પચાશ કોરીની મોટી મોટી વાતો કરે અને પોતે મનમા એમ જ સમજતો હતો કે પચાસ કોરીમાં આખી સૃષ્ટિ સમાઈ જાય છે ! એક સન્યાસી પાસે પોતાની પચાસ કોરીની વાતો કરવાથી સન્યાસીને નવાઈ લાગી કે આ મૂર્ખ મનુષ્યને જગતનો અનુભવ નથી! તેથી પોતે આખું જગત આ પચાશ કોરીમા સમજી બેઠો છે. તેના ઉપર દયા કરી તે સંન્યાસીએ એક ગૃહસ્થ માણસના ઘેર તેને લઈ જઇ એક લાખ રૂપિયાનો ઢગલો બતાવ્યો ! એ જોઈ તેની પચાસ કોરીનો ખોટો ગર્વ જતો રહ્યો.

× × ×

એક અંધ ને બધિર મનુષ્ય હમેશા રાત્રે ફાનસ લઈ કથા શ્રવણ કરવા જતો હતો તેને બીજા મનુષ્યે પુછ્યુ કે ભાઇ! તમે અંધ તથા બહેરા છો એટલે કથામા શા માટે જાઓ છો? વળી

હાથમા ફાનસ રાખવાથી શું ફાયદો ? તમારે મન તો સદા અંધારૂં છે. તેના ઉત્તરમા આંધળે ઉત્તર દીધો કે હું કથા સાભળવા એટલા માટે જાઉ છું કે મહારી પ્રજા મારે ચીલે ચાલે અને હું હાથમાં ફાનસ એટલા માટે રાખું છું કે કોઈ દેખતો મનુષ્ય મને ભટકાય નહિ ? એ ઉપરથી પેલાએ આંધળાની તર્ક શક્તિના બેહદ વખાણ કર્યા.

× × ×

આપ્યું ધન જો ઇશ્વરે, કરો પુણ્યના કામ,
લો આશિષ બહુ લોકની, નિશ્ચય રાખો નામ.

× × ×

એક રૂપિઆની સોમણ શાકર મળતી હોય પણ જેને ખપ હોય તેને જ ઉપયોગની છે. બીજાને ઉપયોગ આવતી નથી. દમડે ઉટ મળે અગર મફત હાથી મળે પણ તેનું પોષણ કરવાની શક્તિ ન હોય અગર તેને બાંધવાને પર્ણકુટી પાસે જગ્યા ન હોય તો શા ઉપયોગના ! માટે ખપ હોય ત્યારે જ વસ્તુની ઉપયોગીતા જણાય છે.

× × ×

ચંદ્રકાન્તમણી દર પૂર્ણિમાએ સોનાની ઇંટો આપે છે. પણ તે એક ભરવાડને હાથ જતા બકરાને ડોકે બધાણી તે જોઇ એક કવિને હાસ્ય ઉત્પન્ન થયુ ! અહો ! મણી ! ! તારી કીમત આ રબારીએ આટલી જ કરી ? પણ ધીરજ રાખીશ તો કોઈ ઝવેરી થોડી મુદતમા તારી કીમત કરનારો મળી જશે !

## ફુલછાબ ચોવીસમી.

### ઇશ્વરના ભિન્ન ભિન્ન રૂપ વિષે.

#### મનહર છંદ.

આંધળાએ હાથી દેખી, લડે સર્વ સાથી સાથે,
કાન જોયો તે તો કહે, સૂપડા આકારે છે,
પગ જોયો તે તો કહે, થંભ જેવો હોય હાથી,
દંત શુળ જોઈ સાંબેલા જેવો ઉચારે છે;
પુછ જોયુ તે તો કહે સાવરણી સમો હાથી,
વાંસો દીઠો તે તો ટેકરાની તુલ્ય ધારે છે;
એજ રીતે ઇશ્વર ઘણાની,રીતે જાણે જન,
સહુને સાચા ગણ્યા, જે અંતરે ઉતારે છે.

### પ્રભુ કેમ રીઝે તે વિષે.

#### મનહર છંદ.

ભેદ જાણ્યા વિના દેખાદેખી જે ભજન કરે,
તેથી તો પરમપદ પામે નહી કોઈએ.
સમજ્યા વીનાનો શુક રટે જેમ રામ નામ,
આમ કરવાથી તો વખત ખાલી ખોય છે.
જેમ એક શ્વાન રોતુ દેખી બીજાં શ્વાન રૂએ,
દાખે દલપતરામ રામ નહી રીઝે આમ,
જો વિચારશક્તિ હોય તો વીચારી જોઈએ.

### દાણાપાણી વિષે.

#### મનહર છંદ.

મોજ ભલે માણો જ્યાસુધી લખાણો દાણોપાણી,
દાણોપાણી ખૂટે જવાનુ છે તે તો જાણો છો,

તત્ત્વ તણો તાણો વાણો તુટશે અજાણ્યો જ્યારે,
રાખે ફીયો રાણો એવું અંતરમાં આણો છો,
તાકે છે શિચાણો પંખી જાળમા ઝલાણો તોય,
લોભમા લેવાણો એવી વ્યવસ્થા વખાણો છો,
કોટે બાધ્યો પાણો એ ઉખાણો ખરો જાણો ખૂદ,
શોધો શાણો સંત ખાલી તંત શીદ તાણો છો.

## પ્રભુની માયા.

### મનહર છંદ.

કાયાની શી માયા કાયા વાદળીની છાયા જેવી,
રેતીના રચાયા પાયા એવી કાચી માયા છે;
દહન થતા દેખાયા રાક અને રાણી જાયા,
માયા મેલી મુએલા ગણાયામા ગણાયા છે;
ધન માટે ધાયા ને કમાયા ન કોગાયા કોઈ,
અંધને અંધાયા કાળ ઝાળમા વસ્તુની ઉપરે
લાલચે લોભાયા પણ સ્થીર ન થાભાયા ભાઈ,
સૌ અહી સમાયા એવી ઇશ્વરની માયા છે.

## ચેતીને ચાલવા વિષે.

જાય જાય જોને તારૂં જીવતર જેવી રીતે,
જળ વહ્યું જાય સાથે જંતુઓ બીજાય જાય;
ખાય ખાય ખલકને ખોતરી ખચીત કાળ,
નખ ખાય નેણ ખાય શીરની શિખાય ખાય;
થાય થાય થાવર ને જંગમ જરૂર નાશ,
કૈક ગયા તેની કેવી કરમ કથાય થાય;
હાય હાય કરી હૈયું કુટશો હેતુઓ તારા,
હયાતી છતા તું હૈયે ચેત્યો નહિ હાય હાય.

× × ×

## કહેવા પ્રમાણે કરવું એ બહુ જ દુર્લભ છે.
### મનહર છંદ.

ઢોગ ધરી દુનિયામા દેખાડવું ભલું ડોળ,
એવી તો સંસાર વિષે સૌને સમજણ છે;
પોતાની તપાસ્યા વિના ભાખવી બીજાની ભૂલ,
એ વિદ્યાથી ભૂતળમા ભાગ્યેજ અજાણ છે;
ભલા ભલા ભાષણોથી ભાખી તો શકાય પણ,
કરી ન શકાય એજ એક અડચણ છે.
કહે દલપતરામ કહેવું સરસ કામ,
કહેવું તેવું કરી દેખાડવું કઠણ છે.

## સત્ય વસ્તુ એના ગુણથી ઓળખાય છે.
### ઉપજાતિ વૃત.

જો કાચ કેરા કટકા અનેક, તે માહી હીરો કદી હોય એક,
પડે પછી તે નજરે ઘણાની, હીરા તણી જ્યોત રહે ન છાની;
તપસ્વીનો વેશ નરેશ ધારે, જો ચોળીને રાખ જટા વધારે,
ભલે કદી કોપીન હોય વાળી, જણાય તોયે જન ભાગ્યશાળી.
અસંત મંડળ માંહી સંત, બેસે જઇને કદી જ્ઞાનવંત,
જુદા જ તે આચરણે જણાય, છાના રહે તો પણ ઓળખાય;

## ક્ષણભંગુર દેહનો નિરધાર નથી તે વિષે.
### ઉપજાતિ વૃત.

લાબા વિચારો મનુષ્યો કરે છે, તૃષ્ણા ઘણી અંતર તે ધરે છે;
તે જોઇને કાળ હસ્યો રહે છે, આવી અજાણ્યો જીવને ગૃહે છે.
જાણે બીજું કામ કરીશ કાલ, જોતો નથી જે શિર કાળ ઝાળ;
મનોરથો સૌ મનમા રહે છે, આ દેહ છોડી રસ્તો લહે છે.
પંખીતણો જેમ ભરાય મેળો, સૂર્યાસ્ત કાળે સૌ થાય ભેળો;
જુદા જુદાં તે પછી ઉડી જાય, એવોજ મેળો જનનો જણાય.
કાલે કર્યાનું શુભ જેહ કાજ, તે તો ત્વરાથી કરવું આજ,

આ દેહ કેરો નહિ નિરધાર, ન થાય પુરા મનમાં વિચાર.
ગયા બડા પાડવ કૌરવોએ, જો જાદવો શ્રેષ્ટ રહ્યા ન કોય:
આ પિંડ બ્રહ્માડ વિનાશ થાય, કોય ચીરંજીવ નહી જણાય.
શ્રી રામકૃષ્ણાદિક દેહ ધારે, સ્વધામમા તે પણ સૌ પધારે:
કર્યો પ્રભુએ ઠરાવ એવો, દેખાય તે દશ્ય નહી રહેવો.
નહિ રહે સાગર શૈલ્ય કોય, ધરાચળા છે અચળા ન હોય:
નહી રહે સૂર્ય શશાંક તારા, અંતે સહુ નાશ નકી થનારા.
સદા ન જીવે સુરકે સુરેશ, હયાત બ્રહ્મા ન રહે હમેશ;
ઘણું જીવવાના વરદાન હોય, તે જાય અંતે તન ત્યાગી તોય.

## સાચને ન લાગે આંચ.

### ઉપજાતિ વૃત.

કરે હીરાની અપકીર્તિ કોય, તો મુલ ઓછુ કદીયે ન હોય;
અજ્ઞાનતા તેહ તણી જણાય, મનુષ્યમાં મુરખ તે ગણાય.
જો વિશ્વમા ધન વૃષ્ટિ થાય, વનસ્પતિ સર્વ સુખી જણાય;
જોતા જવાસા પ્રજળીજ જાય, વૃષ્ટિ તણો દોષ નહિ ગણાય.
જો શર્કરાને કડવી કહે છે, તો જાણવું જે જન રોગી તે છે;
મનુષ્ય કોઈ કડવી ન માને, નીંદા કરે નીદકની ન માને.
દેખી રવી થાય ઉલુક અંધ, ભાવે નહિ ભાનુ તણો સંબંધ;
નીંદે રવીને થઈ બુદ્ધી હીનો, ઘટે ન તેથી મહીમા રવીનો.
સાચો રૂપિઓ જગ મધ્યે ચાલે, જુઠો કહેવા જન હામ ઘાલે;
તે મૂર્ખ મોટો જગમાં ગણાય, જે સત્ય તે સત્ય સદા ગણાય.
જો કોઇને પારસ પ્રાપ્ત થાય, તેને તજીને અવગુણ ગાય;
અકર્મી તે હોય મનુષ્ય માહી, તે પાર્શ્વનું મુલ ઘટે ન કાંઈ
જે સત્ય તે સત્ય સદા જણાશે, અસત્ય તે અંત અસત્ય થાશે;
છુપાવી રાખે કદી કોઈ છાનું, પ્રસિદ્ધ અંતે પલમાં થવાનું.
જો રામ ને કૃષ્ણ પ્રભુ હતા તો, ઐશ્વર્યથી આપ થયા છતા તો;
બળી મુવા રાવણ કંસ જેવા, ઘટયા ન તેનાથી પ્રતાપ તેવા.

## ત્રણ નઠારી વસ્તુ વિષે.
### ઉપજાતિ વૃત.

જે દુષ્ટમા લક્ષણ શુદ્ધ દીસે, ભણી ગણી વાદ વદે અતિશે,
તથાપિ તેથી નહિ મોક્ષ થાય, પાષાણુ ને નાવ નહિ તરાય.
સુલક્ષણો જે જન ધૂર્ત હોય, વેશ્યા ધરે લાજ વિસેષ કોય,
દીસે ભલા નિર્મળ નીર ખારા, તથાપિ જાણો ત્રણ નઠારા.

## પ્રભુનું ધાર્યું થાય છે તે વિષે.
### ઉપજાતિ વૃત.

ધાર્યું બધું શ્રી હરીનુ જ થાય, મનુષ્ય જાણે મુજથી કરાય,
ગાડા તણે શ્વાન ગતિ કરે છે, તે માનવી મિથ્યા મનમા ધરે છે.
જે પ્રાણ નાડી પ્રભુને જ હાથ, સૌને નચાવે વળી વિશ્વનાથ,
અજ્ઞાની લોકો અભિમાન આણે, યથાર્થ શક્તિ હરીની ન જાણે.
મનુષ્યનુ આયુષ્ય અલ્પકાળ, કાપે સદા તે પણ કાળવ્યાળ,
ચેતી શકો તો મનમાહી ચેતો, થશે પછીથી નહિ તો ફજેતો.

## સત્સંગ વિષે.
### મનહર છંદ.

પડીત પ્રસંગથી સુસગતીનો રંગ ચડે,
પડીત પ્રસગથકી વ્હેમ દુર વામીએ,
પડીત પ્રસગથકી મુખ્ય મુખ્ય જ્ઞાન મળે,
પંડીત પ્રસગે પળ પડે ન કામીયે,
પડીત પ્રસગથકી પવિત્ર મતિ પમાય,
પંડીત પ્રસગ તો વખાણ્યો વીર સ્વામીએ;
સુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
પુણ્ય પામી પડીત પ્રસગ ક્યાથી પામીયે.

• — • ~ • - •

## ફુલછાબ પચીસમી.

### અદેખાને વિના કારણે અન્યનું સારૂં દેખી બહુ ઉપદ્રવ થાય છે.

#### મનહર છંદ.

ગાજે જ્યા ગગન ઘન જવાસા સુકાઇ જાય,
તરૂવર તો તમામ ફાલીને ફુલાય છે;
સુરજને શોભા દેખી સરવને સતોષ થાય,
ઘુળ તો ઘલાઈ ઘુણે ઘણો ગભરાય છે,
અદેખાને ઉપદ્રવ કરે નહિ કોઇ તોય,
અદેખાનું શરીર સ્વભાવથી સુકાય છે;
સુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
જેમ ફાસફરસ સ્વભાવે બળી જાય છે.

### ખારીલા જન વિષે.

#### મનહર છંદ.

ખારીલો શખસ ખુબ ખુનસથી ખારો બને,
ઘટમાને ઘટમા જ ખાર ઘણો ઘુટશે,
છાનો રાખશે તથાપિ છેક નહિ છાનો રહે,
છાતીમાથી ખાર ભર્યા વચન જ છુટશે,
કલોરેટ પોટાસને ગંધક ચોર છાનો ઘુટે,
ફજેત થશે તેવા ફડાકા બહુ ફુટશે;
સુણો રૂડા રાજહસ દાખે દલપતરામ,
એ થકી અદબ તેની તરતજ તુટશે.

## સજ્જન પુરૂષ સૂક્ષ્મદર્શક સમાન છે.

### મનહર છંદ.

છોટો હોય છેક તેને મોટો કરીને દેખાડે,
મોટાને મહંત મોટો ધારવાનું ધ્યાન છે;
જેમ જેમ આપની વડાઈ અધિકાઈ થાય;
તેમ તેમ પારકી વડાઇતણું તાન છે.
એવા ગુણ અધિક અધિક જેમ આપ ગ્રહે;
તેમજ મનાય તે મહાન મુલ્યવાન છે,
ઓલખીયે દેખી આમ દાખે દલપતરામ;
સજ્જન પુરૂપ સૂક્ષ્મદર્શક સમાન છે.

## અફીણનું વ્યસન બહુ દુઃખદાઇ છે તે વિષે.

### મનહર છંદ.

માનવી તું હોય તો આ માનવી અમારી વાત,
માનવી નહી જો હોય માનવી વગરને,
અફીણથી જ્ઞાન જાય અફીણથી માન જાય,
અફીણનો છંદ એ જ ફંદ છે ફકીરનો:
ખુટયો કા તો કાલ કે વછુટયો ઉપરથી વિવેક;
ઉઠયો દાડો જાણવો અફીણીયાના ઘરનો,
કદી કળા કુશળતા કસુંબામા કશી નથી;
કસુબો કાઢ્યાથી કોપ કૌશલ્યા કુવરનો.

## જન્મ સ્વભાવ કોટી ઉપાયે જાય નહિ તે વિષે.

### મનહર છંદ.

કોયલાની કાલપ મટાડવાને દુધે ધુઓ;
કોયલો કદાપી કાળો રંગ મુકતો નથી.
ક્રોધ, લોભ, કામનો હરામનો સ્વભાવ હોય,
છોડે તોય તેનો છેક છુટકો થતો નથી;
રગ તણો રંગ જો ન લાગ્યો હોય રગે રગે,

તેજ રંગ હવે બીજે લાગ લાગતો નથી;
સુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
જનમ સ્વભાવ કોટી યતને જતો નથી.

### અભણ પાસે કાગળ શું બોલે?

દોહરો.

ગોષ્ટી કરવી ગમે નહિ, બુદ્ધને મુરખ સાથ;
કદી કાગળ બોલે નહિ, ચડી અભણને હાથ.

### સદ્ગુણ સંગ્રહ.

સોરઠા.

વિદ્યા વિવિધ પ્રકાર, શિક્ષણ શીખવે સ્નેહથી;
ભણે નહિ ભણનાર, શિક્ષક તેને શું કરે.
રહી સુજનોની સાથ, દીલથી ન તજે દુષ્ટતા;
આભે બીડે બાથ, સુજનો તેને શું કરે.
યથાર્થ વાત જરૂર, સાચા શાસ્ત્રો તો કહે,
અવળુ સમજે ઉર, શાસ્ત્રો તેને શું કરે
શીલા સુધારણકામ, સલાટ ટાકે ટાકણે;
ટુકડા થાય તમામ, સલાટ તેને શું કરે.
સાચા સાથે જાય, પણ જુઠુ જીભે વદે:
બંધનથી બંધાય, સાચો તેને શું કરે.
સગત રાખે શુદ્ધ, શુદ્ધ સ્વભાવ સજે નહિ,
એવો હોય અબુધ, સગત તેને શું કરે.

### અસંતમાં સંત છાના રહે તે વિષે.

ઉપજાતિ વૃત્ત.

જો હંસ બેઠા બગ મધ્ય હોય, છુપાવતા છુપી રહે ન તોય,
આહાર કર્યા થકી ઓળખાય, મોતી મરાળો બગમસ્ત ખાય;
બેસે કદી કોકીલ કાગ સંગે, જણાય જોતા સરખા જ અંગે,
ઉચ્ચાર જ્યારે મુખથી કરાય, કોકીલ ને કાગ જુદા જણાય

## ફુલછાબ છવીસમી.

### માતાનો ખરો સ્નેહ.

#### ઉપજાતિ વૃત.

માતા તણો પ્રેમ અપૂર્વ હોય, તે તુલ્ય સ્નેહ નહી અન્ય કોય;
સંસારમા અન્ય ઘણી સગાઈ, માતાની તુલ્યે નહિ કોઇ ભાઇ.
જે આપનુ સત્વ શરીર કેરૂ, તે પુત્રને પાય અહો ઘણેરૂ,
એવી રીતે પોપકકારી હોય, માતાની તુલ્યે જગમા ન કોય
જુઓ તપાસી પશુપક્ષી માય, માતા તણો સ્નેહ ખરો જણાય;
પોતે સહે સંકટ કોઇ કાળે, તથાપી સ્નેહ સુતને જ પાળે.
ભાઈ તથા મિત્ર કલત્ર પુત્ર, જે જે સગા સ્નેહી જણાય અત્ર,
તે સર્વ છે સ્વાર્થની સગાઇ, નિસ્વાર્થ માતાની સગાઇ.
કરે તીરસ્કાર કુપુત્ર માનો, માનો ખરો સ્નેહ નહી જવાનો;
જો પુત્ર ગાડો નબળો નઠારો, તથાપિ માને મન હોય પ્યારો.
ચકોરને છે પ્રિય ચંદ્ર જેવો, ભુજગને તો મણી હોય એવો,
દષ્ટાત મિત્રાદિક એહ દેય, માતાની પ્રીતિ ખરી એવી છેય
માતાની પ્રીતિ પ્રભુએ રચેલી, બીજાની તો કૃત્રિમ છે કરેલી,
પ્રત્યક્ષ ને ચિત્ર હોય જેવું, માતું તથા અન્યનુ હેત એવું.
પ્રવાસથી પુરૂપ ઘેર આવે, માતા તથા પત્ની પ્રહર્પ લાવે,
માતા કહે પુત્ર ભલે જ આવ્યા, પત્ની પુછે શું કમાઈ લાવ્યા.

### મહાન પુરૂષના આશ્રય વિષે.

#### ઉપજાતિ વૃત.

જેને વડા આશ્રયમાહી લેય, તેને કદી તે નહી ત્યાગી દેય,
જો શંભુએ ઝેર સ્વહસ્ત લીધુ, તેને પછીથી નહી ત્યાગ કીધું.

મોટા તણા તો મન હોય મોટા, છોટા તણા તો મન છેક છોટા.
તળાવ છે તે છલકાઇ જાય, સમુદ્રને ક્ષોભ કદી ન થાય;

## મહાન પુરૂષના અનુગ્રહ વિષે.

### ઉપજાતિ વૃત.

અજાણતા જે અપરાધ થાય, મોટાજનો માફ કરે સદાય,
અજ્ઞાની જો બાળ કુવાક્ય ભાખે, માતા પીતા ક્રોધ કદી ન રાખે.
રાજા ઝીણા દોષ જુએ પ્રજાના, જનો ગુનેગાર સહુ થવાના;
રાખે જ મોટા જન ગભીરાઈ, ત્યારે જ સંસાર નભે સદાઇ.

## ધણીએ ચાકરના દોષ નહિ જોવા વિષે.

### ઉપજાતિ વૃત.

ધણી જુએ ચાકર કેરી ચુક, અપાર ચુકો જડશે અચુક.
ધણી ચુકો માફ ધણી કરે છે, ત્યારે જ તે ચાકર તો નભે છે.

## જગતમાં સર્વ મળી શકે છે પણ સહોદર મળી શકે નહિ તે વિષે.

### મોતીદામ છંદ.

સુત સુતા તથા નારી સાપડે, જગતમા હીરા મોતી તો જડે:
સર્વ વસ્તુની ખામી તો ટળે, પણ અરે સગો ભાઈ કયા મળે.

## આયુષ્ય કોઈ આપી શકતું નથી.

### ઉપજાતિ વૃત.

સતાઇ પેંડે નહિ મોત મુકે, ચુકાવવાથી નહી મોત ચુકે:
અનેક દોરા કરી હાથ બાધે, આયુષ્ય તૂટે નહિ કોઇ સાધે.
ગજા જુઓ વૈદ્ય અનેક રાખે, આરોગ્ય થાવા બહુ ચીજ ચાખે
જીવાડવા જતન ઘણા કરે છે, તે તો ઘણા બાળપણે મરે છે.
મુર્ખાજનો મોતથકી ડરે છે, તે શું ડર્યાથી કદી ઉગર છે.
મોડુ વહેલુ મરવાનુ જાણે, તો તે મુઆનો ભય શીદ આણે.
જ્યા મોત આવી ગ્રહશે જરૂર, જાવા નહિ દે ડગ એક દુર;
ત્યારે વિચારી દૃઢ ચીત થાવુ, જ્યારે મળે તત્ક્ષણ ઉઠી જાવું.

## સાચા વૈરાગ્ય વિષે.

### ઉપજાતિ વૃત્ત.

સસાર છોડી જન ભેખ ધારે, તે તો દીસે છે ત્રિવિધ પ્રકારે
ભાખુ હવે સાભળો ભેદ ગાઈ, ક્રોધે સુબોધે કરશે મુઝાઈ.
સંસાર છોડે કરી જેહ ક્રોધ, તે ત્યાગી થઈને કરશે વિરોધ:
સત્સંગ કેરો મહિમા ન જાણે, નિમિત્ત આપે અતિ ક્રોધ આણે.
સૂઝે નહિ ઉદ્યમ ક્યું થાય, મુઝાઈ જોગી થઇ માગી ખાય.
તે જેહના લક્ષણથી જણાશે, પદાર્થ કે સ્વાદ સદા ચહાશે
સસાર તો સર્વ અસાર જાણી, જ્ઞાની તજે તેહ વિરાગ આણી,
જો અંતરેથી ઉલટી કરાય, તે પાછુ ખાવા ચીત શું ચહાય.

### ધુર્ત યોગીથી ચેતતા રહો.

આ સસારમા કેટલાક ઠગારા યોગીઓ ભોળા લોકોને ત્રાંબામાથી સોનુ બનાવી દેવાનું કહી પાયમાલ કરી નાખે છે એવા ઘણા દાખલાઓ આધુનિક સમયમા આપણા જોવામા આવે છે તોપણ લાલચ એવી ખરાબ વસ્તુ છે કે આપણને તે હેરાન કર્યા વિના રહેતી નથી “જ્યા લોભીયા વસતા હોય ત્યા ધુતારા ભુખે મરે નહિ” એ જુની કહેવત ખરેખર સત્ય છે જ્યા લોભીઆ વસતા હોય ત્યા જ ધુતારાનું પેટ ભરાય છે તમે નક્કી માનજો કે એવી રીતે એ ઠગારા પાસે સુવર્ણસિદ્ધિ સત્ય હોય તો એવા અન્ય લોકોને ઠગવાના પાપી કર્મો પાપ બાધવાને માટે તેઓ શામાટે કરે ? પણ તે વાત સસલાને શિગડા જેવી છે પરન્તુ ભોળા લોકોના માનવામા તે વાત નહિ આવવાથી તે બિચારા એવા ઠગના પજામા ફસાઇ પોતા પાસે હોય તે પણ ખોટી લાલચે ગુમાવે છે. જેમ પતગીયુ દીવાનો પ્રકાશ જોઇ તેમા યાહોમ કરી પોતાની અમુલ્ય જીદગી તુર્ત ગુમાવે છે તે જ પ્રમાણે ભોળા લોકો ઠગના પજામા સપડાઈ બહુ જ દુખી થાય છે. જો જગતમા એમ ત્રાંબામાથી સોનુ બનતું હોત તો બનાવનારા શામાટે નિર્ધન રહે પણ તે વાત કદી પણ બને તેવી નથી એ તો ભોળા લોકો પાસેથી પૈસા કઢાવવાની ઠગ લોકોની એક યુક્તિ છે.

## કર્મફળ વિષે.

### ઉપજાતિ વૃત્ત.

જે કર્મ તો પૂર્વ ભવે કર્યું છે, પ્રારબ્ધ તે આ તનનું ઠર્યું છે;
અભક્ત કે ભક્ત ભલે ગણાય, કર્મ પ્રમાણે સુખ દુ ખ થાય.
ભક્તિ કરે કષ્ટ હરી ઘટાડે, શુળી લખી સોય વડે મટાડે;
હઠ કરી જે પ્રભુ પાસ માગે, તેનું કદી કષ્ટ પ્રભુ ન કાપે.

### રામ રાજ્યનો ન્યાય

એક વખતે સત્ય યુગમા અયોધ્યા નગરીમા સરયુ નદીમા એક મહાત્મા પુરૂષ સ્નાન કરીને આવતા હતા તેને રસ્તામા પડેલા એક શ્વાને આળસ મરડતા છાટા ઉડાવ્યા તે ઉપરથી મહાત્મા તેના ઉપર અત્યંત ગુસ્સે થઈ તેને આઠ દશ લાકડીના ઘા માર્યા. કુતરાને મનમા વિચાર કર્યો કે મારો યત્ કિંચિત્ ગુન્હો નથી છતા મને વગર વાકે આ મહાત્માએ શાસન કર્યું માટે મારે તેની ફરિયાદ રામરાજા પાસે કરવી એમ ધારી રામચંદ્ર ભગવાન પાસે તે કુતરો ફરિયાદ કરવા ગયો રાજાએ અથેતિ તેની ફરિયાદ યથાસ્થિત સાભળી ઋષિ મહાત્માને બોલાવ્યા ને કહ્યું કે તમે આ શ્વાનને વિના કારણ શા માટે માર માર્યો માટે તમે આ ગુન્હાહિત છો ! મહાત્મા પુરૂષે ભગવાનને કહ્યું મહારાજ હુ નાહીને રસ્તામા ચાલ્યો આવતો હતો ત્યા આ શ્વાને મને મલિન પાણીના છાટા ઉડાડયા, તે ઉપરથી મે તેને શિક્ષા કરી છે. રામચદ્રજી બહુ દયાળુ ને સત્ય ન્યાયવાળા હતા તેથી કુતરાને કહેવા લાગ્યા બોલ ! તારો શુ વિચાર છે ? ભગવાનની કૃપાથી કુતરાને વાચા થઇ અને કહેવા લાગ્યો કે મહારાજ આપ ખરો ન્યાય કરતા હો તો આ ઋષિને મહારા જેવો કુતરાનો અવતાર આપો તો મને શાન્તિ થાય ! કેમકે પૂર્વ જન્મમા હું બ્રાહ્મણ હતો એક વખતે મહારી પુત્રીને ત્યાં લગ્ન પ્રસગે હુ કામ કરવા ગયેલ હતો. તેને ઘેર મે પાણી તથા ખોરાક લીધો નહોતો પણ વિવાહ પ્રસંગમા એક વખતે કુડલામાથી

ઘી કાઠના મારા નખમા ભરાઈ રહેતા મને ખબર નહિ હોવાથી હું ઘેર આવી જમવા બેઠો તે વખતે ભોજનમા કઢી ઊની હોવાથી મારા નખમાહેલું ઘી ઓગળતા મહારા પેટમા ગયુ તેની ખબર મને નહિ પડવાથી તે ભયંકર પાપ મને લાગ્યુ અને તેથી કરીને આ કુતરાનો અવતાર મને આવ્યો છે. શ્વાનની વાત સાભળી રામરાજાએ તે ઋષિને હાથી ઉપર બેસાડી આખા ગામમા કુતરાને વિના કારણે મારવામાં દોષ છે એમ બતાવવા માટે ફેરવ્યા. જુઓ જુઓ રામ રાજ્યનો ન્યાય!

## સંસારનો ત્યાગ કરવો દુષ્કર છે તે વિષે.

### ઉપજાતિવૃત.

આકાશ માર્ગે વિચરી શકાય, કદાપી પાતાળ વિષે જવાય;
સંસાર સાચા મનથી તજાય, તે કામતો દુષ્કર છે સદાય;
પાસે જઇને પર્વતને ઉપાડે, કે સિંહને પુચ્છ ગ્રહીને પછાડે;
દશે ઇંદ્રિયોને વશ જે કરાય, તે કામતો દુષ્કર છે સદાય.
જીતે જઇને રણમાહી શૂર, કરે રીપુનું દળ સર્વ ચુર;
તથાપિ કામાદિકને જીતાય, તે કામતો દુષ્કર છે સદાય;
ઘણા દ્વીજોને જુગતે જમાડે, સંતોષ પ્રાણી સહુને પમાડે;
તથાપિ સંસાર વિરક્ત થાય, તે કામ તો દુષ્કર છે સદાય.

## ભમેલ ઠેકાણે ન આવે તે વિષે.

### ઉપજાતિ વૃત.

આ જીવનો છે જ સ્વભાવ એવો, નીચો દીસે મારગ એ જ લેવો;
નેવે સદા મોભનું નીર જાશે, ન નેવનુ નીર ઉંચે ચડાશે.
માયા તણા જીવ પ્રસગ જે છે, તેને સદા જ્ઞાન ઉંધું ગમે છે.
કુજ્ઞાનની વાત ધરે જ કાને, સુજ્ઞાનનો બોધ કદી ન માને.
જો શ્વાન જાતી કદી ખીર ખાયે, તો ઉલટી થઈ નિકળી જ જાયે;
શ્રી કૃષ્ણલીલામૃત જે ગણાય, ટળે નહિ આ સુર પેટમાંય.
છે જીવ જાતી મૃતિકા સમાન, પ્રવાહીથી તે પલળે નિદાન,
જે વારૂણી પલળી જ જાય, તે શુદ્ધ ટીપા થકી કેમ થાય.

## કલમ પ્રતિ ઉકિત.

### મનહર છંદ

કાજળની કોટડીમા વારેવારે વિચરતી,
અરે ઓ કલમ તને વિનતી હું કરૂ છુ,
શામ મુખવાળી પણ શ્વેત તણી સંગતિમા,
ભાળી તને આજ તારો ભરૂસો હુ ભરૂં છુ.
મન તણો મર્મ તારી આગળ ઉઘાડો કરૂં;
ધરી હૃદયે હેત તને હાથમા હું ધરૂં છું.
નિર્લજ વચન કાતો કોઇની નિંદા લખીને;
ડાઘ લગાડે તું રખે દીલમા હું ડરૂં છુ.

### દોહરો

ભાત ભાતના ભોજનો, કરી રાખે કદોઇ;
જેને ભાવે જે ઘણું, જમે જઇને જોઇ.

## ખાખરની ખીલોડી તે સ્વાદ શું જાણે શાકરનો!

### મનહર છંદ

શેલડી કહે છે સુણ ગર્વવ આ સાકરને,
શું થયુ જો તારા જેવા આદર ન આપશે.
દૈવે તેના સ્વાદનો તને અધિકાર આપ્યો,
એથી અરિસ્યાથી એની આબરૂ ઉથાપશે;
તારો અતે થશે તોલ ધમકશે ઢીલા ઢોલ,
તારા બોલે બોલ બધા તુજને સંતાપશે;
અમથો બકે શું આમ કહે દલપતરામ,
સાકર તો ઠામ ઠામ વિશ્વ વિશે વ્યાપશે.

## ઉદારતા વિષે

### વસંતતિલિકાવૃત

જે વાવર્યું સુકૃતમા વર્યું તે તમારૂં,
દાટેલ જે ધરમા જ રજમા જનારૂં;
શ્રીમતતા કથનમા મનમા ધરોરે,
ઔદાર્ય કાર્ય કરવા કર વાવરોરે,

## દોહરો.

ઉદાર જનને ઇંદુથી, બહુનું પોષણ થાય,
જેની જગમા ઝગમગે, સોળે કળા સદાય.

## હરી ભજવાનો ઉપદેશ.

### ભુજંગી છંદ

ભર્યા પાપના ભાર સભાર ભાઇ,
કુડા કર્મની ખુબ કીધી કમાઇ;
મળ્યો માલ મેલી જવું છે મરીને,
હવે જીવ હેતે ભજી લે હરીને.
બહુ જુક્તિથી જીભથી જુઠ બોલ્યો,
ખરો સત્યનો તેં ખજાનો ન ખોલ્યો;
અરે તું ન ચાલ્યો રૂડું આચરીને,
હવે જીવ હેતે ભજી લે હરીને.
દયા છોડીને કંઇકને કષ્ટ દીધા,
લુચ્ચાઈ કરી કઇકના દ્રવ્ય લીધા,
દીલે દૈવથી દોષ દેખી ડરીને,
હવે જીવ હેતે ભજી લે હરીને.

## અપરીક્ષક વિષે.

### ઉપજાતિ વૃત.

જેની નહીં કીમત હોય જેને, તે વસ્તુ તો તુચ્છ જણાય તેને:
તુવેરનો જે નહી સ્વાદ જાણે, તે કોદરા કે કળથી વખાણે
અભ્યાસ જેને નિત્ય હોય જેવો, તેને સદા સ્વાદ ગમે જ તેવો;
જેને સદા ખાચડી ખૂબ ભાવે, ખીરંજ ખાતા જ બકારી આવે.
જેવો વસે છે જન ભાલ દેશે, મેવા તણો સ્વાદ શું જાણી લેશે.
પાકી લીંબોડી જ ચુશી વખાણે, જે પાધડી પૈદણ ન પ્રીછે.
ભોળા ભલા ગામડીયા બીચારા, ઘી ગોળ ચોખા જમી રીઝનારા.

## નીચ માણસના સ્વભાવને સુધારવાનું આ જગતમાં ઓસડ નથી તે વિષે.

### છપ્પો.

ભુખનું ઓસડ અન્ન, બાળનું ઓસડ ક્ષીર,
જળ તરવાને તુંબ, અગ્નિ ઓલવવા નીર;
તાવ ઓસડ ઉપવાસ, ગુમડે ગામડ દેવા,
વિવેકીને વશીકરણ, સમસ્ત પ્રકારે સેવા,
ઓસડ છે એક એકના, કોડે કોડે કહુ કથી,
ભુંડા જન તણા સ્વભાવનું, શામળ કહે ઓસડ નથી.

ભાવાર્થ—લસણના છોડને વાવી તેમા કેસર કસ્તુરીનુ ખાતર ભર્યું હોય, સોનાની પાળ કરી હોય, સોળે શણગારો સજી રાજાની રાણી તેને પવિત્ર પાણી પાતી હોય તોપણ શું લસણ પોતાની દુર્ગંધ છોડશે કે ? નહી જ. દુર્જનને સુજન બનાવવાનું જગતમા ઓસડ જ નથી ભુખનું ઓસડ અનાજ છે, રોતા બાળકને છાનું રાખવાનો ઉપાય દુધ પાવું તે છે, પાણીમા તરવાનો ઉપાય તુંબડું છે, અગ્નિ ઓલવવાનો ઉપાય પાણી છે એ દરેકને કાઇને કાઈ ઓસડ છે પણ શામળ કવિ કહે છે કે નીચ માણસના સ્વભાવને સુધારવાનુ આ જગતમા કશું ઓસડ જણાતું નથી.

---

## ફુલછાબ સત્તાવીસમી.

### સુવાક્ય સંગ્રહ.

(૧) જે ભાવથી આપે છે તે જ વધારે આપે છે.
(૨) કોઈપણ આત્માનો ઉદ્ધાર કરો એટલે તમારો ઉદ્ધાર થશે.
(૩) દરેક દયાનુ કામ પ્રાર્થના છે.

(૪) દોષ વિનાના માણસો સંત-પુરુષો નથી, પરન્તુ જેમણે પોતાનું સમગ્ર જીવન ઇશ્વરને અર્પણ કર્યુ છે તેઓ જ દોષરહિત છે.

(૫) નિસ્વાર્થ સ્વાર્પણ એ જ મનુષ્યનો પ્રબળ પ્રભાવ છે.

(૬) બીજાં કાર્યો કરતા દાન એ માણસનું ચારીત્ર્ય વધારે સ્પષ્ટ કરે છે.

(૭) પ્રેમભરી ભાષા એજ ધર્મની ખરી ભાષા છે.

(૮) મનુષ્યની સુંદર વિભૂતિઓ સારાં કાર્યો માટેજ બક્ષવામાંજ આવી છે.

(૯) સાચો સ્નેહ કદી બંધનમા રહેતો નથી.

(૧૦) જીવન વા મૃત્યુમા "સેવા" એજ આપણો ઉદ્દેશ છે. જેથી જીદંગીમા જીવતાઓની સેવા કરવી અને આનંદથી સહન કરવું એજ મને પ્રિય હોવું જોઇએ. જ્યા મને સેવા કરવાની તક હોય ત્યા મને મારૂં પોતાનું ઘર લાગશે એમ જોર્જ મેરીડીથનો અભિપ્રાય છે.

(૧૧) જેમ સુવર્ણ સર્વ ધાતુમા શ્રેષ્ટ, મોંઘું સુંદર અને ટકાઉ છે તથા જવલ્લે મળી આવે છે; તેવીજ રીતે દયા સર્વે સદ્ગુણોમાં શ્રેષ્ટ અને સુંદર છે. તે અટકતી નથી પરન્તુ કાયમ રહે છે એવો સ્પેનસરનો મત છે.

(૧૨) અપકાર પર ઉપકાર કરવો એજ સામા મનુષ્યને જીતવાનો શ્રેષ્ટ માર્ગ છે.

(૧૩) પરમાર્થના કામ કરવાથી મળતા આનંદ આગળ બધાં ઐહિક સુખ કશા હિસાબમા નથી.

(૧૪) જીવનનુ કાર્ય આપણા બંધુઓ સાથે સલાહ શાન્તિ અને ન્યાયથી રહેવાની કળામા પ્રવીણતા મેળવવાનું અને આપણી આસપાસના માણસોના શ્રેષ્ટ ગુણોને ખીલવવાની કુશળતા પ્રાપ્ત કરવાનું છે.

(૧૫) શોકની વાતો શામાટે કરો છો? ચિંતાના વાદળમાં શામાટે ઘેરાઓ છો? આવતી કાલના સુખ માટે શા સારૂ રાહ જુઓ છો? આજના જ અમૂલ્ય સમયને કેમ ઉલ્લાસમય બનાવતા નથી?

(૧૬) સુખ સેવાદ્વારા મળે છે દર સવારે આપણે જીવનના

વીકટ દુ:ખમાથી કોઈ એક માણસનું રક્ષણ કરવાને છાપરૂં તૈયાર કરવું જોઇએ. દર મધ્યાને તૃષાતુર માણસોને માટે જીવન ઝરો તૈયાર કરવો જોઈએ. દર રાત્રે આપણે પોતે ભુખ્યાઓનું અને નાગા અને ટાઢે ધ્રૂજતા માણસોનું આશ્રયસ્થાન બનવું જોઈએ.

(૧૭) જે મનુષ્યે સત્યના નિર્ઝરનું જળ પીધું છે, જે મનુષ્ય એવા શિખરે સ્થિત થયો છે કે જ્યાથી તે સમગ્ર મનુષ્યોને જોઇ શકે છે તે મનુષ્યને પરાધીનતા નોકરીના જેવું ત્રાસજનક અન્ય કશું જ જણાતું નથી.

(૧૮) મનુષ્યો પ્રયત્નથી, ઇશ્વરકૃપાથી અથવા ગમે તે કારણથી ઉંચી સ્થિતિને પામ્યો હોય, અને તેમનામા આશ્ચર્યકારક બુદ્ધિબળ તથા મનોબળ હોય છે, તોપણ તેમનામા ઘણે પ્રસંગે દુષ્ટ વાસના રહેલી હોય છે અને ઉચ્ચ શક્તિઓનો અને દુષ્ટ વાસનાઓનો જ્યારે સંયોગ થાય ત્યારે તેના અહિત પરીણામો નિપજ્યા વિના રહેતા નથી.

(૧૯) એક પ્રસગે એક નિર્દોષ મનુષ્યને એક ન્યાયાધીશે મૃત્યુની શિક્ષા કરી. ફાસી દેતી વખતે તે નિર્દોષ મનુષ્યે તે ન્યાયાધીશનું, અમુક દિવસે અમુક સમયે મૃત્યુ થશે એવો શ્રાપ આપ્યો. આ વાતની ન્યાયાધીશને કોઇએ ખબર કરેલી ન હોતી, અને તે વાતને જાણતો પણ ન હોતો, એમ છતા પેલા ફાસી દીધેલા મનુષ્યે કહેલા દીવસે અને કલાકે તે ન્યાયાધીશ મરી ગયો. સત્યસંકલ્પના બળથી આમ થયું હતું એમ ન માનનાર ટોમેસીનસે આ બનાવ લખ્યો છે.

(૨૦) જેની તૃષ્ણા છુટી ગઈ હોય તે સુખી સમજવો.

(૨૧) જે મદ ઉત્પન્ન કરે તેજ લક્ષ્મી ખરી જાણવી.

(૨૨) જે ઇંદ્રિઓથી ખીન્ન ન થાય તેજ મહાપુરૂષ સમજવો.

(૨૩) જ્યાંસુધી લડવાનો પ્રસંગ આવ્યો નથી ત્યાસુધી દરેક મનુષ્ય શૂરો છે.

(૨૪) શાન્ત ચિત્તથી કામ લીધાથી વિજય સહેલાઇથી મળે છે.

(૨૫) સઘળી ચીજોના સગ્રહ કરતા ધાન્યનો સંગ્રહ ઉત્તમ છે, કારણ કે મોઢામા રત્ન મુકતા કાંઈ પ્રાણ બચાવી શકાતો નથી.

(૨૬) સઘળા રસોમાં સબરસ (મીઠું) એ ઉત્તમ રસ છે કેમકે તેના વિના શાકભાજી પણ છાણ જેવા ફીકા લાગે છે.

(૨૭) મનુષ્યનો ચાકર મનુષ્ય નથી પણ પૈસાનો ચાકર મનુષ્ય છે.

(૨૮) અરણ્યમા ઉગેલું ઔષધ હિતકારક હોય છે.

(૨૯) સોમલની પરીક્ષા કરવી હોયજ નહિ.

(૩૦) અવિનય લક્ષ્મીનો નાશ કરે છે.

(૩૧) દ્રવ્ય નિરંતર કંજુસ માણસ પાસેજ રહે છે.

(૩૨) અસત્ય પુરૂષ ઉપર કરેલો ઉપકાર નિષ્ફળ જાય છે.

(૩૩) મૂર્ખ મનુષ્યો પાસે સુભાષિત વચનો ભરેલી સેંકડો વાતો નકામી છે.

(૩૪) દુર્જનની ચિત્ત વૃતિનો નિરોધ બ્રહ્મા સરખા પણ કરી શકતા નથી

(૩૫) નિર્ધનતા એ સર્વ વિપત્તિઓનું સ્થાન છે.

(૩૬) પ્રાણ ત્યાગ કરવો સારો પણ અધર્મીની પાસે દાનની માંગણી કરવી સારી નથી

(૩૭) યાચના સેંકડો સદ્ગુણોનો નાશ કરે છે.

(૩૮) જેનુ મન સંતોષી છે તેને સઘળી સંપત્તિઓ સિદ્ધજ છે.

(૩૯) જેનું મન સંતોષથી રહીત હોય છે તેને સઘળી આપત્તિઓ આવી મળે છે.

(૪૦) આ સસારરૂપી વિષરૂપી વૃક્ષમા બે મીઠા ફળો છે. એક ધર્મ અને બીજું સજ્જનની સંગતિ.

(૪૧) બળવાન હોવા છતા પરાક્રમ દેખાડતો નથી તેનો બધા તિરસ્કાર કરે છે. જુઓ રાખના ઢગલા ઉપર સૌ કોઈ પગ મુકે છે.

(૪૨) અતિ દયાળુપણું પણ સારૂં નથી કેમકે કેટલીક વખતે દયા ડાકણને ખાય છે, તે પોતાના હાથમા રહેલો ખોરાક પણ ખાઇ શકતો નથી.

(૪૩) રાજા, ગાડો માણસ, બાળક, પ્રમાદી, અને ધનગર્વિષ્ટ

એ પાચ જણ ન મળી શકે તેવી ચીજની ઈચ્છા કરે છે તો પછી મળી શકે એવી ચીજની ઈચ્છા કરે એમાં શું કહેવું.

(૪૪) ખળ દુરાચરણ કરે અને તેનું ફળ દુર્જનને ભોગવવું પડે છે. જુઓને રાવણે સીતાનું હરણ કર્યું અને સમુદ્રને બધન ભોગવવું પડ્યું.

(૪૫) સો રૂપિયા આપવા સારા પણ વિના પ્રયોજને વાદ કરવો સારો નથી.

(૪૬) પૈસા સપાદન કરતી વખતે દુખ આપે છે, આપદવેળા સંતાપ આપે છે, અને સંપતિ વેળા મોહિત કરે છે.

(૪૭) પ્રથમ તો ધન મળવું સુલભ નથી, તેમ તે મળ્યું તો તે પછી તેનું કષ્ટથી રક્ષણ કરવું પડે છે, નાશ વખતે મોત થાય છે માટે શાણા પુરૂષે તેની ચિંતા ન કરવી.

(૪૮) તુ પરમેશ્વરમા અચળ વિશ્વાસ રાખ' જેણે હંસને ધોળા કર્યા, જેણે પોપટને લીલા કીધા, કાગડાને કાળા બનાવ્યા, મોરને વિચિત્ર રંગના બનાવ્યા' જોને માછલા પાણીમા કયા સંગ્રહ રાખી બેઠા છે પણ ટાઇમ પ્રમાણે તેને ખાવાનું વિશ્વભર પુરૂં પાડે છે. તે તને દાત આપી શું ચાવણું નહિ આપે? આપશે જ.

(૪૯) લક્ષ્મી કોના પાસે આવે છે? જેઓ ઉદ્યોગી છે, ત્વરાથી કામ કરનારા છે ને વ્યસનોમા આસક્ત નથી તેને ત્યાં લક્ષ્મી આવે છે.

(૫૦) સોનાની સાકળવાળો કુતરો સિંહની બરોબર કદી પણ થતો નથી.

(૫૧) કાગડા, કાયર પુરૂષો ને મૃગો જ્યાં ત્યા મરણ પામે છે પણ સિંહ, સતપુરૂષો ને હાથીઓ કદી એક સ્થાનમા ભૂખે મરતા નથી.

(૫૨) દાત, નખ અને કેશ સ્થાન ભ્રષ્ટ થયે શોભતા નથી.

(૫૩) જે પુરૂપ પોતાના જ્ઞાનને ક્રિયામા ઉતારી શકે છે તે જ ખરો વિદ્વાન છે.

(૫૪) મધુર ભાષણપૂર્વક દાન, ગર્વ વિનાનું જ્ઞાન, ક્ષમાયુક્ત પરાક્રમ ને ન્યાયયુક્ત દ્રવ્ય એ ચાર વસ્તુ આ લોકમા દુર્લભ છે.

(૫૫) પગની રજની ઉપમાને પાત્ર દ્રવ્ય છે. પર્વતમાથી નીકળતી નદી-વહેળાના વેગ જેવી જુવાની છે, પાણીના ચચળ બિંદુ જેવું ચપળ આયુષ્ય છે ને ફીણ જેવું ઝટ ઉડી જનારૂ જીવીત છે; એમ છતા જેની દીન મતિ પુરૂષ વર્ગના દ્વારના આગળાને ઉઘાડનાર ધર્મ કરતો નથી તે ઘડપણ આવતા પશ્ચાતાપયુક્ત થઈ શોકરૂપ અગ્નિથી બળી મરે છે.

(૫૬) કોઈ બે મિત્રો એક આપ્રુસ પાયરીના બાગમા જેષ્ટ માસના દીવસોમા ફરવા ગયા તેમાં એક પુરૂષે તો બાગવાન સાથે આંબાની જાત, કેટલા ફળો ઉતરે છે? કયારે વાવ્યા હતા? પાણી કયાથી પાઓ છો? એવા એવા સવાલો પુછી સાજ પાડી અને બીજાએ તો ગુપચુપ ધણીને મળીને તેમની રજા લઇ ઉત્તમ ફળોનો સ્વાદ લેવા માડયો હવે આ બેમાથી કોણ સરસ? આ નશ્વર સંસારમા પણ કેટલાક તો એવા બહુશ્રુત હોય છે કે નકામા ગપ્પા મારી અમુલ્ય વખત વ્યતીત કરે છે અને જે સુજ્ઞ પુરૂષ છે તે હરિરસ પીએ છે અને અ તે સુખી થાય છે.

(૫૭) કુબેર સરખો ધનવાન હોય તોપણ પોતાની આવકનો વિચાર સવેળા ન કરતા, પોતાની મરજી માફક ખર્ચ કરે તે નાશ પામે છે.

(૫૮) જે પુરૂષ ધન એકઠું કરવામા તત્પર હોય છે તેનો ધર્મ નાશ પામે છે. જે વ્યસની હોય તેની વિદ્યાનુ ફળ નાશ પામે છે, જે પુરૂષ કજુસ છે તેનુ સુખ નાશ પામે છે, જે રાજાનો પ્રધાન બેદરકાર હોય તેનું રાજ્ય નાશ પામે છે.

(૫૯) ઝેર ચોળેલો ભાત, હાલતો દાત અને દુષ્ટ મનવાળો પ્રધાન એ સમુળગા ઉખેડી નાખવાથી જ સુખ થાય છે.

(૬૦) દુર્જનની રોજરોજ ઘણીઘણી સેવા કરીએ તો પણ તે વખત આવે પાછો પોતાની દુષ્ટ પ્રકૃતિ ઉપર જાય છે, જેમ કે વાકી વળેલી કુતરાની પુછડીને (અગ્નિની ધીમી આચે તપાવીએ) પરસેવાવાળી કરીએ, તેલ આદિ ચોળીએ તો પણ તે કદી સીધી થતી નથી.

(૬૧) ઝેરી ઝાડોને અમૃતનું સિંચન કરીએ તો પણ તે મીઠા થતા નથી.

એક વખતે લક્ષ્મીબ્હેન પાસે સરસ્વતિ કોઇ પૈસાની મદદ માટે આવી અને કહેવા લાગી બ્હેન મહારા બાલકો આજ બે દિવસથી અપવાસી છે માટે તુ મને કાંઈ મદદ આપે તો સારૂ ? પૈસાની મદદની વાત સાભળી લક્ષ્મીબાઈ તો સ્તબ્ધ બની ગયા ! અને કેમ જાણે શરીરમા ટાઢીઓ જ્વર ભરાણો હોયની ! તેવો ડોળ કરી બોલવા લાગી. બ્હેન આધુનિક સમયમા બધા લોકો મારી પાસે મદદ માગવા આવે છે. હુ તો સર્વેને મદદ આપી સાવ થાકી ગઈ છુ. બ્હેન તારૂ લાગ્યું તુ ભોગવ હુ હવે તલમાત્ર મદદ કોઇને દેવાની નથી આવો ચોખ્ખો ઉત્તર સાભળી બિચારી સરસ્વતિ વીલે મોઢે ઘેર આવી અફસોસ કરવા લાગી પણ પોતાના પવિત્ર મન સાથે વિચાર કરવા લાગી કે ભલેને લક્ષ્મીએ મારી કદર ન કરી તેથી શું ? પણ વખત આવે મહારી બ્હેનને પણ હુ બતાવી આપીશ કે તારા કરતા હુ વધારે સુખી છું. એવા સમયમા ભોજરાજાએ સરસ્વતિનો સત્કાર કર્યાથી લક્ષ્મીબ્હેનનો તિરસ્કાર થયો તે ઉપરથી લક્ષ્મીબાઇને ખાત્રી થઈ કે મહારી બ્હેન સરસ્વતિનું માન મૂર્ખ પાસે નથી પણ વિદ્વાનોમા ઘણું જ છે.

### દોહરો.

પડતી આવે તે સમે, કોઇ ન બેલી થાય.
સહોદર પણ એ સમે, દુર ખસી જો જાય.

## પુલછાબ અઠાવીસમી.

### લક્ષ્મિ અને સરસ્વતિ.

એક વખત હીમાલયના એક શિખર ઉપર લક્ષ્મી અને સરસ્વતિનો મેલાપ થતા લક્ષ્મી સરસ્વતિને ઠપકો દેવા લાગી કે બેન! તુ શું કરવા મનુષ્યોને હેરાન કરે છે? તેં ઘણાને એમ. એ કરી મોટી ખરાબી કરી! વળી કેટલાકને બી એ કરી બેહાલ કર્યા! તારા સપાટામા જે કોઈ આવે તે વિના કારણે લાખો રૂપિઆના ખાડામાં ઉતરી પડે છે, અને તેમાથી સાર્થક તો કોઇકિનું જ થએલુ હું જોઉં છું. જો મારા નામમા કેવો ચમત્કાર રહેલો છે? લ એટલે જેઓ લટપટ કરી જાણે છે તેને હું વિના પુરૂપાર્થે વશ થાઉ છું અને વળી જેનામા ક્ષમા છે તેને પણ હુ વશ થાઉ છુ. એટલું જ નહિ પણ મીન નામ માછલાના જેવો મારામા ગુણ છે એટલે કે મારાથી વિમુખ થએલો મનુષ્ય એક ક્ષણ પણ જીવી શકતો નથી. બેન! તારી અલૌકિક કળા હવે આધુનિક જમાનામા ન અજમાવે તો જ સારૂ છે, કેમકે હજારો મનુષ્યો તારા સગથી ઉત્તમ જીવનનો ક્ષય કરે છે અને લાભ તો મળતો જ નથી ત્યારે સરસ્વતિ બોલી, મોટી બેન! મારી કીંમત તું જાણુતી નથી તારા સેવકોને વિદ્વાનોની સભામાં માન મળતું નથી, ભલે મારા બાળકો ધનરહિત હોય પણ તેઓ બુદ્ધિના બળે તારા બાળકો ઉપર રાજ્ય ચલાવે છે. મૂર્ખ પાસે મણી હોય તેની કીમત તેને હોતી નથી તારો તો વખતે તારા બાળકો પાસેથી વિયોગ પણ થાય પણ મારો વિયોગ કદી પણ થવાનો નથી. મહારા બાળકો દેશમા ને પરદેશમા મહા બળવડે પુજનીય ગણાય છે.

### આગળ વધો સુખ મળશે.

એક લાકડા કાપનાર નજીકના જગલમાથી આણેલો લાકડાનો

ભારો હમેશ વેચી જે થોડા પૈસા મળતા તે વડે બહુજ દરીદ્રાવસ્થામા પોતાનું જીવન ગુજારતો હતો. એક વખતે એક સંન્યાસી તે જંગલમા થઇને જતો હતો તેણે તેને કાર્ય કરતાં જોયો, અને જંગલના અંદરના એકાંત ભાગોમાં જવાથી તેને લાભ થશે એમ કહ્યું. લાકડા કાપનારે એ સલાહ માની અને એક સુખડનું વૃક્ષ આવ્યુ ત્યાસુધી ગયો, અને ખુશ થઈ જેટલા કટકા પોતાનાથી લેવાણા તેટલા લીધા અને બજારમા વેચી બહુ નફો મેળવ્યો. પછી તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે સંન્યાસી બાવાએ મને સુખડના વૃક્ષ વિષે પ્રથમથી કેમ કાંઈ ન કહ્યું? અને માત્ર જંગલના અંદરના ભાગમા જ જવાની સલાહ આપી? એમ વિચાર કરી બીજે દિવસે તે સુખડના ઝાડવાળા સ્થાનની પણ આગળ ગયો, અને છેવટ એક ત્રાંબાની ખાણ સુધી ગયો ને જેટલું લેવાણું તેટલુ ત્રાંબુ લઈ બજારમા વેચીને બહુ પૈસા મેળવ્યા. ત્રીજે દિવસે ત્રાંબાની ખાણ આગળ નહિ અટકતા આગળ વધ્યો તો એક રૂપાની ખાણ તેની દૃષ્ટિએ પડી તેમાથી રૂપુ લઇ પોતે બજારમા વેચી ધનવાન થયો. અને એમ હમેશા આગળ વધતા વધતા સુવર્ણ, હીરા, ઝવેર, ઇત્યાદિની ખાણો મળતા તે મહાધનવાન થયો માટે જેઓ હિમત રાખી આગળ વધે છે એટલે પ્રેમથી પુરૂપાર્થ કરે છે તેને ખરૂ સુખ પ્રાપ્ત થાય છે એ નિ:સંદેહ છે.

### ચાણક્ય.

રાજા ચંદ્રગુપ્ત એ ચાણક્યનો ગાઢ મિત્ર હતો એટલે તેના સઘળા રાજ્યનો બોજો તેને શિર હતો, પણ મિત્રતાને અંગે એને તો બોજારૂપ કશું લાગતુ જ નહી પરંતુ મિત્રની ખરી કદરથી અજ્ઞાત ચંદ્રગુપ્ત ચાણક્યના હૃદયને જીરવી શકયો નહી તેમ ભોગવી શકયો પણ નહી અને એક કાળે કોઇ નજીવા કારણને અંગે ભરસભા સમક્ષ ચાણક્યનુ અસહ્ય અપમાન પોતે કરી બેઠો. ચાણક્યને મન એ મૃત્યુથી વિશેષ આકરૂં હતું. ભૂમિ માર્ગ કરે તો અંદર સમાઈ જવાની ધારણાવાળા ચાણક્યે પણ પોતાનું પોત પ્રકાશ્યુ અને અપમાનનો બદલો વાળવા પુરતું પોતે પણ લઇ પરવાર્યો.

આમ એક વખત ગાઢ કહેવાતા મિત્રો વચ્ચે ગાઢ કલહ થયો, પૂર્વનો પ્રસંગ પલટાઈ ગયો ને ઉત્તર પ્રસગમા ચાણક્યને જ્યારે "દોરંગી" દુનિયાનો આવો કડવો અનુભવ મળ્યો તે પ્રસગે નીતિ સુત્રો લખવામા તેણે પોતાના અનુભવનો જે ઉપયોગ કર્યો છે તે દુનિયાદારીને ખરેખર વાચવા જેવો છે કેમકે તેવો અનુભવ માર્ગદર્શક, બોધક અને રૂચીકર હોય એ નિસદેહ છે.

## અતિશય ઉતાવળીઆ ન થવા વિષે.

### ઉપજાતિ વૃત.

ઉતાવળે કોઈ સહે ન અર્થ, કલેશ કીધે દુખ થાય વ્યર્થ,
માળી તરૂને બહુ પાણી પાશે, સમા વિના ફળ કેમ થાશે.
નીશા સમે સાહસ શોક ધારે, જાણે રવી ઉદય થાય ક્યારે;
આદિત્ય એ માટ ઉદે ન થાય, પ્રભાત થાતા પ્રગટે સદાય
જે કામ ઉતાવળથી કરાય, તે કામમા કાંઇ બીગાડ થાય;
ઉતાવળો થઈ જન જે જનાર, પાછો વળે છે ફરી સાતવાર.
ધીમે ધીમે કામ જ થાય સારૂ, ઉતાવળે એવુ નથી થનારૂ,
ભલે કરે ક્રોધ કદાપિ રાય, ન એક ઘાયે કદી કરૂપ થાય
જો કાશીનો મારગ કોઈ ઝાલે, એકે દીને ચાળીશ કોશ ચાલે;
બીજે દિન કાંઈ નહી ચલાય, ધીમે ધીમે કોશ સહસ્ત્ર જાય.
ઉતાવળું જે ભણવા કરે છે, તેનું ભણેલુ ઝટ વિસરે છે;
ન એક ફાળે શીખરે જવાય, અનુક્રમે તો ચડતા ચડાય.

## કુસંગ વિષે.

કુસગીનો સજ્જન કોઈ સગ, કરે ચડે અંગ કુસગ રગ,
જો ઉજળું વસ્ત્ર વિશેપ હોય, કાળુ થશે કાજળ સગ તોય.
પવિત્ર જાશે અપવિત્ર પાસે, જરૂર તે તો અપવિત્ર થાશે,
જો કુંભ ગગાજળનો ભરાય, તે મદ્ય છંટાય અશુદ્ધ થાય,
કુસગી સગે સજ્જનો પીડાય, તે સંગનો દોપ સદા ગણાય,
લોહી પીને માકડ નાશી જાય, તે સગથી માર પલગ ખાય.

સારો છતા સ્વલ્પ કુસંગ થાય, તો રૂપ તેનું બદલાઇ જાય:
જો દુધમા સ્વલ્પ પડે જ છાશ, મીઠાશ જઇને પ્રગટે ખટાશ.
કુપાત્રને સગ સુપાત્ર જાય, કુપાત્રમા તો ગણતા ગણાય;
ચોખા તણું છે નર જાતી નામ, જો દાળમાં જઇ કરશે વિરામ.
તો તેહનું સઉ પુરૂષત્વ જાશે, ખરેખરી તો ખીચડી ગણાશે.

## પિતાનો બોલ પાળનાર મહાત્મા નચિકેત.

પૂર્વે ઉદ્દાલક નામે મહાન ઋષિ હતા તેમને નચિકેત નામે પુત્ર હતો. તે વખતે લોકો આખી વય ગૃહસ્થાશ્રમમાં કાઢતા નહોતા. એક પુત્ર થયા પછી પાછલી વય ઇશ્વિરભક્તિમાં ગાળતા. જ્યારે ઉદ્દાલક ઋષિએ સંન્યાસ ગૃહણ કર્યો ત્યારે પોતાની તમામ મિલકત પુણ્યદાનમા દેવાનો વિચાર પોતાના પુત્રને જણાવ્યો તે વખતે નચિકેત નાની વયનો હતો પણ પિતાની મરજીને આધીન થઇ પોતાનો સ્વાર્થ એક બાજુએ રાખી પિતાના વિચારને આધીન થયો, અને પિતાને કહેવા લાગ્યો કે હે પિતાજી મહારી ચિન્તા નહિ કરતા તમારૂ સર્વ ધન પુણ્યદાનમા આપી દીઓ કારણકે દાનથી મોટું પુણ્ય થાય છે. એક વખતે પિતાએ ક્રોધમા આવી જતા નચિકેતને કહ્યું કે હું તને યમને સોપી દઇશ. તે ઉપરથી તે યમને ત્યાં ગયો તે વખતે યમ ઘેર નહિ હોવાથી તેના ઘરના માણસોએ છોકરાની પરોણા ચાકરી કરવાનું બહુએ કહ્યું, પણ નચિકેત જેવો તેની હા કેમ કહે. ? તેણે વિચાર્યું કે મને મારા બાપે યમની પાસે મોકલ્યો છે તો હવે તે મારા ગુરૂ છે, અને ગુરૂની આજ્ઞા વિના મહારાથી કંઈ જ થઇ શકે નહી, તેથી યમ આવતા સુધી ત્રણ દીવસ સુધી તે ભુખ્યો ને તરસ્યો રહ્યો. યમ ઘેર આવ્યા અને આ બધી હકીકત જાણી ત્યારે ઘણા જ પ્રસન્ન થયા આ છોકરો ખરેખરો લાયક ને ઉચી વૃત્તિવાળો છે એમ તરત સમજી ગયા અને તેને કહ્યું, કે તુ ત્રણ દીવસ ભુખ્યો ને તરસ્યો રહ્યો માટે તુ ત્રણ વરદાન માગ, અને તે હુ તને આપીશ નચિકેતે પહેલુ તો એ માગ્યું કે મારા પિતાનો રોષ

ઉતરી જાય ને હુ પાછો ઘેર જાઉ ત્યારે તે મ્હારા ઉપર પ્રસન્ન થઇ પ્રેમથી જુએ. પોતાના પિતાએ રીસ કરી તે છતા તે વાત મનમાં નહિ લાવતાં નચિકેતે ખરી પિતૃભક્તિ બતાવી. આથી યમ ઘણા જ પ્રસન્ન થયા. નચિકેત તેમની પાસે રહ્યા અને તેમની તેણે ઘણી સારી રીતે સેવા કરી શિષ્ય તરીકે પણ તેમની કસોટી થઈ, અને એ ગુરૂની મોટી સેવાનુ ફળ તેને એ મળ્યુ કે યમે તેને સંપૂર્ણ આત્મજ્ઞાન સમજાવ્યુ તેથી નચિકેત સમર્થ જ્ઞાની થયો, અને ઉચા પ્રકારની શક્તિ મળી પોતાનો જન્મ સફળ કીધો, અને ત્રણ લોકમાં તેની કીર્તિ પ્રસરી રહી.

## ધર્મ અને અધર્મ

### શંખ અને લિખિત

શંખ અને લિખિત નામના બે બ્રાહ્મણો ગગાના કિનારા ઉપર પોતાના જુદા જુદા આશ્રમો બાંધીને રહેતા હતા એક દીવસે લિખિત પોતાના ભાઇની વાડીમા ફરતો હતો તેવામા કેટલાક સ્વાદિષ્ટ ફળ પાકેલા જોઇ પોતાના ભાઈની ગેરહાજરીમાં અને તેને પુછી આવ્યા વિના તોડી ખાવા લાગ્યો, એટલામા શખ ત્યા આવી પહોચ્યો અને પોતાના ભાઇને આ પ્રમાણે કરતો જોઇને આશ્ચર્ય પામ્યો અને કહેવા લાગ્યો કે આ ફળ કયાથી લાવીને ખાય છે? લિખિતે જવાબ દીધો ' એ આ તમારી વાડીના છે. ' શખે કહ્યું "હે ચોર" પારકી વસ્તુ તેના ધણીની રજા વિના તુ લે છે? માટે તુ ગુન્હેગાર ઠરી ચુકયો. રાજા પાસે જઇને તારો અપરાધ કહી દે નહિ તો તારે ઘણું દુખ આગળ ઉપર ભોગવવાનુ બાકી રહેશે ને તેમાથી તારો અનુગ્રહ કોઇ કાળે નહિ થાય લિખિતે ભાઇની આજ્ઞા માન્ય રાખી રાજા પાસે ગયો ને બ્રાહ્મણ હતો અને તેને આવતો જોઈ રાજા ઊઠી ઉભો થયો અને તેણે ધાર્યું કે એ કાંઇ માગવા આવ્યો હશે. આ ઉપરથી રાજાએ કહ્યું કે ઋષિજી! તમારી જે ઇચ્છા હોય તે કહી દો અને તે પ્રમાણે મ્હારીવતી થયેલુજ સમજો.

લિખિતે રાજાને કહ્યું કે ભૂપતિ, મ્હારા ભાઈની વાડીના ફળ મેં તેને પુછ્યા વિના ખાધા છે, અને તેને માટે જે શિક્ષા યોગ્ય હોય તે કરો રાજા બહુજ આશ્ચર્ય પામ્યા પણ લિખિતનો આગ્રહ જોઇને તેને શિક્ષા ફરમાવી. તે વખતે ચોરીને માટે જે નિયમ હતો તે પ્રમાણે લિખિતના બન્ને હાથના પોચા કાપી નંખાવવામા આવ્યા. પછી લિખિતે પોતાના ભાઇ શંખને જઇને બનેલી બીના કહી અને તેની પાસે માફી માગી. શંખે કહ્યુ કે હવે નદીમા જઇને સ્નાન કર, અને તર્પણ કરી આવ, તે પ્રમાણે લિખિત ગયો અને નદીમાં નાહ્યો અને તેમા ઊભા રહીને તર્પણ કરવા માટે જેવા હાથના હુંઠા ઉચા કરે છે કે તેના કપાઈ ગયેલા પોચા ફરીથી હાથને આવી મળ્યા, અને પહેલા જેવા હાથ હતા તેવા થઈ રહ્યા. ફરીથી પોતાના ભાઈ શંખને આ વાત જઇને કહી કે જા, મહારાજના આશિર્વાદથી એ પ્રમાણે થયુ છે અને હવે તું ચોરીના દોષથી છુટી પવિત્ર થઈ ચુકયો છે લિખિતે કહ્યું કે ત્યારે આ બધુ શુ કરવા કીધુ, મને પહેલાથી જ પવિત્ર કીધો હોત તો કેવુ? શંખે કહ્યું કે અપરાધીને શિક્ષા કરવી એ મ્હારૂં કામ નથી પણ રાજાનુ કામ છે. તેં મ્હારી આજ્ઞા માની પસ્તાવો કીધો, સાચુ બોલ્યો ને શિક્ષા ભોગવી તેથી તું શુદ્ધ થયો. રાજાએ પોતાની ફરજ બજાવી તેથી રાજાનું પણ શુભ થયું, અને તે તર્પણ કીધુ તેથી દેવતા, ઋષિ અને પિતૃ તૃપ્ત થયા એ પણ મોટો લાભ થયો. આ સાધારણ દષ્ટાંતથી ધ્યાન રાખવું કે પોતાના ભાઈની વાડીમાથી પુછ્યા વિના ફળો લીધા તેને આવા પ્રકારનું દુઃખ ભોગવવાનો પ્રસંગ આવ્યો ત્યારે જેઓ અન્યને રીબાવી વસ્તુઓ લઇ લે છે તેની અંતે શું ગતિ થશે?

## ફુલછાબ ઓગણત્રીશમી.

### લોભી વિષે.
### ઉપજાતિ વૃત.

લોભી પુરૂ પેટ ભરી ન ખાય, લોભી થકી પુણ્ય નહી કરાય:
માંદો પડ્યાથી કદી જીવ જાય, પૈસો નહિ ઓસડનો અપાય.
લોભી કને જો બહુ દ્રવ્ય હોય, ફકીર થઇને અતિ રાંક તોય
ચિંતા ધરે તેનીજ મૃત્યુકાળે, રખે ચીતામા બહુ કાષ્ટ બાળે
લોભી ન જાણે મન પુણ્ય પાપ, જાણે મહીમા ધનનો અમાપ:
માખી તણો સંગ્રહ જેમ જાય, લોભી તણું દ્રવ્ય પછી લુટાય.
લોભી ન રાખે દીલમા દયાય, તે ક્રોધી કામી સરખો ગણાય,
છે પાપનુ મુળ સદૈવ લોભ, છે છાપરૂ ધારક જેમ મોભ.
લોભી તણું દ્રવ્ય કુમાર્ગ જાય, ચઉરાગની કે ભુપ કચેરી ખાય.
માતાપિતાને નહિ લોભી પાળે, લોભી પ્રજાનું પણ પેટ બાળે.
જોગી જતીને જન લોભી સેવે, જાણે મને તે જડીબુટી દેવે;
જ્યા લોભીયા લોક વસે ઘણાય, ત્યા ધૂર્ત કેરૂ ગુજરાન થાય

### દ્રવ્ય વિષે.

નાણા થકી યજ્ઞ ઘણા કરાય, નાણા થકી સ્વર્ગ વિષે જવાય:
નાણા થકી સંકટ તો ટળે છે, નાણા વડે વસ્તુ બધી મળે છે.
મદત્વ કેવું કનકે રહે છે, જો ધતુરાનુ પણ નામ તે છે,
આશ્ચર્ય મોટું અતી એક એ છે, નામ પ્રમાણે મદ તે કરે છે.
ન કોઇનો કીંકર કોઇ જાણો, પૈસા તણા કીંકર સૌ પ્રમાણો.
ગરીબ શ્રીમંત જનો જણાયાં, એવી સ્થિતિ સઉ ધનથી ગણાય.
જેને ઘણું દ્રવ્ય કુલીન એહ, ડાહ્યો તથા સર્વ ગુણજ્ઞ તેહ;

તેનેજ સઉકો નમવા ધસે છે, સર્વ ગુણો કાંચનમા વસે છે.
બનેવી કો નિર્ધનનો ન થાય, સાળો થવાને ધનીનો ચહાય;
જો ગાડુ ઘેલું ધનવત બોલે, સર્વે વખાણે શ્રુતિ વાક્ય તોલે.
પુત્રો સખા પત્ની તથા પિતા છે, આ લોકમા સઉ ધનના સગાં છે;
પઇસા વડે છે જનની વડાઈ, ભાખે મુખે સઉ ભાઇ ભાઈ.
વિદેશ જાશે જન દ્રવ્ય માટે, માથું કપાવે વળી વીત્ત માટે;
ઉડે સમુદ્રે જઈને પડે છે, જાણે અહી મોતી મને જડે છે.
પઇસો પ્રભુતા જગમા ધરે છે, જઈ જગલે મંગલ તે કરે છે;
પઈસો વસે પુષ્કળ જેની પાસ, દેખાય તેના જન સર્વ દાસ.
વિદ્યા તણી તો ન રસોઇ થાય, ગુણો તણાં શું બચકા ભરાય;
કીર્તિ સુણી ભુપ કદી ન જાય, સર્વોપરી તો ધન છે સહાય,
જે માનતા દેવ તણી કરે છે, રોગાદિ પીડા જનની હરે છે;
દેવો રીઝે છે બહુ દ્રવ્ય દાને, છે દ્રવ્ય તો દુર્લભ દેવતાને.
વિના પગે જે જગ મધ્ય ચાલે, વિના કહે ઇચ્છીત લાવી આપે:
નિર્જીવ છે તોય બલીષ્ટ જે છે, આ વિશ્વનું જીવન દ્રવ્ય એ છે.
જો લક્ષ્મીદાતા કદી લાત મારે, લાગે નહી દુખ દીલે લગારે,
મારી ભૃગુએ હરીને જ લાત, ન કોપ કીધો ગણી લક્ષ્મીતાત.

## બર્થોલ્ડના નૈતિક વિચારો.

(૧) ગામડામા રહેનારાએ દરબારમા રહેવાની આશા રાખવી નહી.

(૨) જે પોતાના મનોવિકાર ઉપર જીત મેળવે છે તે તંગીમા આવી પડતો નથી

(૩) જે પોતાના ખરચની તુલના કરે છે તે તંગીમાં આવી પડતો નથી.

(૪) રાની હુક્કર પ્રમાણે જે ઉદ્યોગ કરે છે તે ઘરમા આનંદમા રહે છે.

(૫ જેની સ્ત્રી નઠારી છે તેનું ઘર દુખનું સ્થાન છે.

(૬) જે માગતા પહેલા આપે તે તેણે દુપટ આપ્યુ સમજવું

(૭) તમારા મિત્રને પ્રથમ એક જુઠી વાત કહો તે પેટમા રાખે તો પછી સાચી વાત કહો

(૮) જેના સમજવામાં એમ હોય છે કે હું કાંઇ જાણતો નથી તેને ડાહ્યો પુરૂષ સમજવો.

(૯) જે ચડતીમા ફુલે છે તે પડતીમા ડુબે છે.

(૧૦) સલાહ આપવાને તત્પર, પણ જે આશ્રય આપવાને પાછળ પડે તેને ખરો મિત્ર સમજવો

## ધનથી થતા ક્લેશો.

### ઉપજાતિ વૃત.

કહે હરી દ્રવ્ય ઘણું નઠારૂ, કુબુદ્ધિ ને ક્લેશ વધારનારૂ,
જો દ્રવ્યનો કાઈ રહ્યો ન પાર, તો ધર્મ રાજા જો રમીયા જુગાર.
લડાવી મારે ધન ભાઈ ભાઈ, લડાવી મારે સસરા જમાઇ;
અધર્મ અન્યાય અનેક થાય, જો દ્રવ્યમા દોષ ઘણા જણાય.
જ્યા દ્રવ્ય છે ત્યા રીપુ હોય ઝાઝા, જુના મટે તો પછી થાય તાજા;
જો માનવીનો ન સરેજ અર્થ, નિંદા કહે મુકી કલંક વ્યર્થ.
ઘણું શરીરે મધ ચોપડાય, મકોડી માખી કરડી જ ખાય,
શ્રીમંતને તેમજ દુખ છેક, સ્વાર્થી મળીને કરડે અનેક.
જો દ્રવ્ય મધ્યે સુખશાન્તિ હોય, તો તુચ્છ જાણી તજે ન કોય,
ભર્તૃહરિઆદિ નૃપો થયા છે, તે દ્રવ્ય ત્યાગી વનમા ગયા છે.
સંભાળ વિશ્વંભર સૌની લેછે, તે અન્ન વસ્ત્રો પરીપૂર્ણ દે છે,
કોઈ થકી ઝાઝુ નહી ખવાય, શ્રીમંત સ્વાદુ જમી રોગી થાય.

## માની શિષ્ય વિષે.

### ઉપજાતિ વૃત.

જો શિષ્ય ઝાઝું અભિમાન ધારે, તે માનનુ ખંડન થાય ત્યારે;
કરે ઘણો તે મનમાહી ક્રોધ, વળી કરે તે ગુરૂથી વિરોધ.
આવે ગુરૂનો અવગુણ લેશ, વધી વધી થાય ઘણો વિશેષ
છોટુ પડ્યુ ભૂતળ બીજ જેમ, તે થાય ઉગી વડવૃક્ષ તેમ.

## લક્ષ્મિ વિનાના જનોની સ્થિતિ.

### વસંત તિલિકા વૃત.

લક્ષ્મી વિના જગતમા જન હોય જ્યારે,
બોલાવશે જન બધા મુખથી તુંકારે,
જે કાનુડો વૃજવિષે મહી ચોરી ખાય,
લક્ષ્મી મળ્યા થકી થયા રણછોડ રાય.

## મરણ પાછળ ન રોવા વિષે.
### ઉપજાતિ વૃત.

પ્રભુની ઇચ્છાથી થવાનું થાય, એનો નથી આ જગમા ઉપાય,
જ્ઞાની જનો ધીરજ તો ધરે છે, અજ્ઞાની તો રોઇ કુટી મરે છે;
રોવા થકી કાંઈ નથી થવાનું, મરી ગયુ તે નથી આવવાનું,
રોવા થકી નેત્રનું તેજ જાય, કુટયા થકી છાતી દરદે પીડાય:
રૂએ કુટે જે મરનાર માટે, તે દુ:ખ પામે મરનાર વાટે,
છે એમ ગરૂડ પુરાણ માહી, સ્નેહી જનોએ રડવું ન કાંઇ,
જો શત્રુ જાણો જ મૃત્યુવાળો, તો રોઇ કુટી વળી વેર વાળો,
જો પ્રીતિ તેના પર કાંઇ હોય, તો સ્નેહી તેના રડશો ન કોય,
પુત્રાદિ છે સઉ પ્રભુનો જ માલ, આપે અને લે વળી કોઈ કાળે,
ઉછીનું આપ્યું ધન પાછું લેશે, શા માટે તેનો કરીએ ક્લેશ,
પ્રભુ ભજી જો પ્રભુ પાસ જાય, તો સ્નેહીઓ સાભળી રાજી થાય:
જો થાય જઈને નરકે નિવાસી, તો સાભળી તેહ થવું ઉદાસી.

## આ સંસારમાં ઇશ્વર ભક્તિ વિના સત્ય સુખ મળતું નથી તે વિષે.
### ઉપજાતિ વૃત.

સંસાર આ સ્વપ્ન સમાન જાણો, પાપો તથા પુણ્ય ખરા પ્રમાણો:
આ લોકમાં ઇશ્વિર ભક્તિ સાચી, તેના વિના વાત સમસ્ત કાચી.
સ્વપ્ના વિષે દ્રવ્ય મળ્યું જુએ છે, તે જાય તો છાતી કુટી મરે છે:
જાગ્યા પછી દ્રવ્ય નથી જણાતું, છાતી કુટયાનું નથી દુ ખ થાતું.
સંસાર કેરૂં સુખ સત્ય જાણી, કરે સુખાર્થે બહુ પાપ પ્રાણી,
તે સુખ સ્વપ્નાવત નાશ થાય, જે કર્મ કીધાં નહિ તેહ જાય.
માટે કદી પાપ કરો ન કોઇ, મુવા મરે છે જન તેહ જોઇ,
કરો સદા ઇશ્વિર ભક્તિ ભાવે, ભવાબ્ધિ જે થકી પાર આવે.

## ચડતી પડતી વિષે.

જાણજે ઓ માનવી ! કે ચઢતી દશાના પવનથી છેક ફુલી જવું નહિ, અથવા પડતી દશાના ઝપાટાથી છેક હારી જઇ નાઉમેદીમા અને ઘોરમા દબાઈ જવું નહિ.

"ચઢતી દશાના" હસવા ઉપર આધાર રાખી બેસતો ના, કારણ, તે નાપાયાદાર છે: તેમજ તેણીના કોપની કાંઇ દરકાર કરતો ના, કારણ, તે લાંબો વખત ચાલી શકનાર નથી. માટે હૈડામા ઉમેદ ભરી રાખી ધિરજ રાખવા શીખ.

ઇશ્વરે તને નસિબનો જે સારો અથવા માઠો હિસ્સો આપ્યો છે, તે તારા જીવની તપાસ કરવાને માટે છે અથવા ચઢતી અને પડતી દશામા તુ કેવી રીતે વર્તે છે તે જોવા માટે છે. એ સિવાય તારા જીવનનુ કૌવત તપાસી જોવાને બીજો ઉપાય નથી, માટે ચઢતી પડતીની વેળા ખુબ ચોકસી રાખજે.

જો "ચઢતી દશા" કેવી મિઠાશથી તારી સામે હસીને તને ફુસલાવે છે ? કેવી બેમાલુમ રીતે તારૂં જર, જોર, અને જોબન તે લૂટે છે ?

કાંઇપણ કિસમના ભલા કામનું મૂળ શોધશો તો તે પડતી દશામાથી માલમ પડી આવશે. "હિમત" અને "જવામર્દી" એ બે ભલી બેનોને પહેલા ધવાડીને ઉધારનારી દાયા "પડતી દશા" છે ઘણાખરા ભલા અને બહાદુરીના કામો સુખ–ચેન અને મોજ–

મજાહ ભોગવનારાઓથી નહિ, પણ માઠી હાલતના મારેલા, અને સાડમા પડેલા માણસોથી નિપજ્યા છે. આ વાતની સાબીતિ દુન્યાઇ અનુભવ ઉપરથી મળી આવશે.

ખરી નેકીવાલો એક નર સર્વ હાલતમા એક સરખી રીતે કામ બજાવ્યો જાય છે, જેથી શુભ અસર કાંઇ અકસ્માત્ બન્યાથી મનુષ્યની નજરે બહાર પડે છે. પડતી દશામા વિકટ કામમાં માથું ખોસે છે, મુશ્કેલીના પહાડ સાથ ટક્કર લડે છે અને છેવટે તેને તાબે કરી પાર ઉતરે છે.

દિલગીરી આપણા દિલને છેવટે સબુરી શિખવે છે, પણ ખુશાલી છેવટે આપણા હૈડાને સંકટ સોસવાને પોચું અને નાલાયક બનાવી દે છે.

રે માનવી ! ચઢતી દશાના પવનથી ફુગીને ફાંકો રાખતો ના, તેમજ પડતી દશાની પીડાથી છેક નાહિંમત થઇ નામર્દ બની જતો ના; સંકટને લલચાવીને તેડતો ના, પણ આપથી આવ્યું તો હિચકારો થઈ તેની સામેથી નાશી જતો ના, પણ તેની સામે તું બાથ ભિડજે, કે તારી સામે તે ઉભું રહી શકનાર નથી પડતી દશામા આશા છોડી તદ્દન નિરાશ થઈ જતો ના. તેમજ ચઢતી દશામા આખ મીચી ડહાપણના અજવાળાનો ઈનકાર કરતો ના. ચઢતી દશાનું ચળકતું પતંગીયુ પોતાની પચરંગી પાખથી તારી સામે ગેલ કરવા આવે ત્યારે તેને શોભીતું જોઇ છેક છક્ક થઇ જતો ના, કારણ, લાબો વખત જશે નહિ તેટલામા તે જ પતંગીયું તેવું જ મનોરંજક દિસનાર નથી—તેના રંગ ઝાખા પડી જશે અને છેવટે તે એક બદરંગ વસ્તુ બની જશે.

જે માણસ આશા છોડી બેસે છે, તેનાથી કાંઈ પણ કામ બની શકે નહિ કામ માથે લીધુ તો પાર પડી શકે નહિ અથવા પરિણામ પાધરૂં નિવડશે કે નહિ એવા વિચારથી જે માણસ ડગડગ્યા કરે, તેનું કામ પાર પડનાર નથી. તેમજ જે માણસ કામ બજાવવામા

આખ મીચી ચાલે છે અને ખાડો ખઓચ્યો આગમજથી તપાસી જોતો નથી, તે છેવટે ફસીને ખાડામા પડયા વિના રહેનાર નથી.

## ચીન દેશમાં ચાલતી કહેવતો.

(૧) જીંદગી એક મુસાફરી છે, મોત આપણને ઘર વહોચાડે છે.

(૨) ટુંકી જીદગીને લાબી જજાળ શામાટે જોઇયે ? માણસ સો વર્ષ જીવી શકતું નથી, તો હજાર વર્ષ જીવનાર હોય, તેમ ફિકર, ચિંતા, અને પચાતી શામાટે કરે છે.

(૩) ગરીબાઈ પાછળ તવંગીરી આવે તો સારી, પણ તવંગીરી પાછળ ગરીબાઈ આવે તો ભારી.

(૪) હાથમાથી તક જેણે ખોઈ, તે પાછી આપી શકે કોઈ ?

(૫) તરસ લાગે કૂવો ખોદે—વાખા પડે, વાવવા દોડે.

(૬) મીઠા બોલ મધુરા ખરા, પણ માહે રાખે વિષ, કડવા બોલ કઠણ ખરા, પણ આપે છે આશિષ

(૭) ભરેલા પેટને કાઇ ભૂખ્યાની કદર નહિ

(૮) વિદ્યાભ્યાસ અને ખેતીવાડી, એ બે ઉત્તમ સર્વ કામકાજમાં ગણવા બહુ ઉત્તમ.

(૯) પસીનો પાડા રોટલો રળે, ખાતી વેળા મિઠાસ મળે.

(૧૦) ગરીબ થઇ તાલેવંતનો સગ પકડે—તે ભિખારી થઈ છેવટ રખડે—ગરીબ થઈ વેપારીની રીત રાખે—તો વહેપારીઓ થતાં વાર ન લાગે.

(૧૧) ઉદ્યોગ કરવા અને પોતાની ઇંદ્રિયોને જીતવા, જે માણસ પોતાના બચ્ચાને શીખવે, તે ખરા હેતવત માબાપ માનવા.

(૧૨) દરેકવાર પુસ્તક ઉઘાડતા કાઇક નવું શિખાય છે

(૧૩) મોટી દોલતનો દલ્લો કોઇને નસિબ આપી જાય, પણ મહેનતનો ઘટતો બદલો ઉદ્યાગ સર્વને આપે છે.

(૧૪) સુખની વેળા કોઇ ન કરે. દેવના પૂરા દર્શન
દુ ખની વેળા માનતા માની, દેવ આગળ કરે રૂદન.

(૧૫) મરદના બોલ તીર જેવા, નેમ ઉપર આબાદ;
ઓરતના બોલ પર્પોટા જેવા, પવનથી થાય બરબાદ.

(૧૬) એક સારા કામ માટે હજાર માઠા કામ ભુલી જવા જોઇએ.

(૧૭) આંધળાના કાન બહુ કોમળ–બહેરાની આંખ બહુ ચપળ.

(૧૮) સરોવર તરવું સહેલ છે. પણ માણસની મરજી ભરવી બહુ વિકટ છે.

(૧૯) મરદને માટે ચાર ચીજ પહેલાથી મુકરર કરી રાખેલી હોય છે–આયડી, બચ્ચા. ધંધો અને નસિબ.

(૨૦) ફરજ કરે અદા પાર પાડે ખુદા

## સોનારૂપાનો સંતાપ

મૂર્ખ શું પૈસા કરતા નેકી વધારે કિંમતી નથી? શું ગરીબાઇના કરતા ગુન્હા ઘણા નીચ નથી! દરેક માણસ પોતાની હાજતો પુરી પાડવાને જે સામર્થ્ય રાખે છે તેથી તું સંતોષ પામ; પછી જે માણસ પોતાની દોલતનો ઢગ વધારતો જાય છે, તેના દિલની દિલગીરી ઉપર તારૂ સુખ હસશે.

સોનું જાણે જોવાને પણ ઘટતું ન હોય, તેમ કુદરતે તેને ભોય મધ્યે દાટયું છે; તેમજ રૂપુ જાણે તારી કદરને પણ પીછાનતું ન હોય, તેમ કુદરતે એવે ઠેકાણે મુકયું છે કે જયા તું તેને તારા પગ તળે ચાંપી ચાલે છે. એવું છે તો સોના ખાતર તુ શામાટે સદા સંતાપ કરતો ફરે છે? અથવા રૂપા ખાતર તું શામાટે રોજ રડતો રહે છે? સોનારૂપાનો સંતાપ નહિ કરતા હમેશા આનંદમા રહેવું કેમકે સોનારૂપાવાળા કાંઇ વિશેષ સુખી હોતા નથી કેમકે તેના અંતઃકરણમા-હમેશા પ્રજળતી અગ્નિ રહે છે.

## મહાન પુરૂષોની સમજણ.

### દુહો.

નિંદક હમેરા મત મરો, મરો હમેરા પુત;
વો નરકે લે જાયગા, વો સરજેગા ભૂત.

કબીર સાહેબ કહે છે કે "અમારો પુત્ર મરતો હોય તો ભલે મરે, પણ અમારો નિંદક મરોમા એતો લાણુ આયુષ્ય ભોગવો કેમકે પુત્ર તો મમતાની વાસના ઉપજાવનારી હોતા નર્કમા લઇ જનારો તથા ભુત સરજાવનારો છે, અમારા દોષો દર્શાવી અમને જાગૃત કરનાર તો ખરેખર નિંદક છે માટે ઘણું જીવો

## દુહો.

ખુદી તો ધરતી ખમે, વાઢી ખમે વનરાય:
વેણ કવેણુતા સત ખમે, જ્યમ સાગરે નીર સમાય.

ધરતીને ગમે તેટલી ખુદો પણ તે સહન કરે છે, વનરાજીમાના ગમે તેટલાં ઝાડ વાઢી નાખો પણ તે સહન કરે છે એજ પ્રમાણે સંત પુરૂષો સ્તુતિ કે નિંદાના વેણો સાભળી અવિકારી રહે છે. સાગરમા તમે તેટલુ પાણી આવે છતા તે અવિકારી રહે છે તે પ્રમાણે સંત પુરૂપના મન સદા વિકારરહીત હોય છે

## વિર પુરૂષનું ભૂષણ 'ક્ષમા' છે.

### ઉપજાતિ વૃત.

ક્ષમા થકી ઇશ્વર રાજી થાય, ક્ષમા થકી વિશ્વ બધુ જીતાય,
સ્વધર્મ સતશાસ્ત્ર વિષે જ વાચો, ક્ષમા તજે તે નહિ સાધુ સાચો.
વિનાપરાધે ખળ દુખ દેય, તે દુખ જો સજ્જન સાખી લેય,
સહાયતા કૃષ્ણ કરે જરૂર, ક્ષમા તજે તો પ્રભુ જાય દુર.
ભલા તણું ભૂપણ તો ક્ષમા છે, કલેશનું કારણ અક્ષમા છે,
ક્ષમા ધરે તે સુખીયા સદાય, ક્ષમા વિના પ્રાણી ઘણા પીડાય
જો ચદનને શીતળતા ન હોય, કહે નહિ ચદન નામ કોઇ,
જો ન ક્ષમા સદગુરૂમા જણાય, સાચા નહિ સદગુરૂ તે ગણાય.
દ્વેષી જનોનું પણ સારૂ ઇચ્છે, એવી સદા સજ્જનની રીતી છે;
જે શસ્ત્રે તો ચંદન વૃક્ષ કાપે, તે શસ્ત્રને તોય સુગંધ આપે.
જો સંતને દુર્જન મારી નાંખે, તથાપિ સતપણું જ રાખે;
બાળે કદી ચદન કાષ્ટ કાય, દે તેહને તેહ સુગંધ તોય.

ક્ષમા થકી શ્રીહરી રાજી થાય, ક્ષમાનું સામર્થ્ય કહ્યું ન જાય;
ક્ષમા વિષે વીર્ય ઘણું રહે છે, અશાન તેને અણુધો કહે છે.
ક્ષમા વડે વિશ્વ બધુ વશ થાય, ક્ષમા વડે સ્વાર્થ બધા સધાય:
રાખે નહિ જે મનમા ક્ષમાને, તે પાપી થઈ પાપી કરે બીજાને.

## કુગ્રામમાં કદી વાસ કરવો નહિ.

### ઉપજાતિ વૃત.

જે ગામમા લોક વસે ઉદાર, વેપાર ધંધા વળી જ્યા અપાર;
તહાં રહેવું સુખ જો ચહી જે, કુગ્રામમા વાસ કદી ન કીજે.
જે ગામમા નિર્દય લોક હોય, સુણે નહિ કૃષ્ણ કથાજ કોય;
ત્યા વસ્યાથી કદી કષ્ટ લીજે, કુગ્રામમા વાસ કદી ન કીજે.
જે ગામમા પુષ્કળ હોય પ્રાણી, પાલે પ્રજા ભૂપતિ પ્રેમ આણી:
વિચારીને વાસ તહા વસી જે, કુગ્રામમાં વાસ કદી ન કીજે.
જ્યા આપણા વેરી વિશેષ હોય, સગો નહિ કે નહિ મિત્ર હોય.
તો તે તજીને જવું ગામ બીજે, કુગ્રામમા વાસ કદી ન કીજે.
જે ગ્રામમા વૈદ્ય વસે ન કોય, વિદ્યાની શાળા પણ જ્યા ન હોય:
ત્યા રહીને સુખ શું લહીજે, કુગ્રામમાં વાસ કદી ન કીજે.
જડે ન જ્યા સજ્જનનો પ્રસગ, જ્યા રહ્યાથી નીજ ધર્મ ભગ:
વસ્યા થકી જ્યા વસની બની જે, કુગ્રામમા વાસ કદી ન કીજે.
જ્યા આપણો ઉદય તો ન થાય, કરે ન કોઇ સંકટમા સહાય:
નાણું છતા જ્યા નહી વસ્તુ લીજે. કુગ્રામમા વાસ કદી ન કીજે.

## બોધક વચનો.

(૧) પ્રીતિ અને ખાંસી કદી છુપી રહેતી નથી.
(૨) હલકા દુખો કહેવાય છે પણ મોટાં દુખો મુગા હોય છે.
(૩) બહુ ધન તેને બહુ, સભાળ બહુ અન્ન ત્યા બહુ રોગ.
(૪) મૃત્યુ બહેરૂ છે અને તે જરા સાભળતું નથી.
(૫) મનનું ઔષધ આનંદી સ્વભાવ છે.

(૬) વૈભવોનું હીત દરદો છે.

(૭) ખરાબ શિખવા કરતા અભણ રહેવું સારૂં છે.

(૮) ગૃહસ્થે ઘરમા ઉત્તમ ગ્રથોનો સંગ્રહ રાખવો.

(૯) અનર્થુ કે નકામું કાઇ વાચવું નહિ તેમ નીતિભ્રષ્ટ થાય એવું પણ કાઇ વાચવું નહિ

(૧૦) દુરત કરતા વિનયમા વધારે મોહીની છે.

(૧૧) ડાક્ટર કરતા ખોરાક વધારે આરામ કરે છે.

(૧૨) અભિપ્રાયમા પક્ષપાત એ વિષ છે.

(૧૩) અત્યંત ઇચ્છાથી લાંબો પશ્ચાતાપ થાય છે.

(૧૪) મૃત્યુ ચોક્કસ છે પરન્તુ કાળ અચોક્કસ છે.

(૧૫) સુખના દીવસ લાબા ટકતા નથી.

(૧૬) ખુશાનતીયો એક ભયકર શત્રુ જાણવો.

(૧૭) પ્રેમનું ઔષધ નથી

(૧૮) કોઇપિણ હમેશાં ડાહ્યો નથી

(૧૯) લાભ વગરની ખુશામત કરનારનું ગજવું ભરાતું નથી.

(૨૦) શું તું જીદગાની ચહાય છે? જો ચહાતો હોય તો વખત ગુમાવીશ નહી, કારણકે જીદગાની તેની બનેલી છે.

## ઉપયોગી પ્રશ્નોતર.

[૧] લાભ કયો?

ઉ. લાયકનો સંસર્ગ.

[૨] દુખ કયુ?

ઉ. પામર સાથેનો પ્રસગ.

[૩] હાનિ કઇ?

ઉ હસ્તગત તકને ગુમાવવી તે.

[૪] ચાતુર્ય કયુ?

ઉ. ધર્મતત્વનો અભ્યાસ.

[૫] શરો કોણ?

ઉ. જીતેંદ્રિય.

[૬] ખરૂં ધન કયુ ?

ઉ. વિદ્યા.

[૭] સાચી સ્ત્રી કઈ ?

ઉ. પતીને પ્રભુ માની આજ્ઞામાં રહેનારી.

[૮] સુખ કયું ?

ઉ. સ્વદેશનિવાસ.

## મનુષ્યની ઇચ્છાઓ.

એક મનુષ્યે કલ્પવૃક્ષ નીચે બેસી રાજા થવા ઇચ્છયું, અને તેથી એક ક્ષણમા રાજા થયો. બીજી ક્ષણે મનોહર સુંદરીની ઇચ્છા કરી, અને તેજ ક્ષણે સુંદરી તેના પડખે આવીને ઉભી. ત્યારે એ મનુષ્યે પોતાના મનમા વિચાર કર્યો કે વાઘ આવે ને ખાઇ જાય તો ? અરે અફસોસ ? તે એક ક્ષણમા વાઘના પંજામા પડયો ? ઇશ્વર એ કલ્પવૃક્ષ જેવો છે, જે એની સમક્ષ રહી એમ ધારે છે અને શ્રધાપૂર્વક માને છે કે પ્રભુ એના સર્વે મનોરથો સંપૂર્ણ કરે છે એ નિર્વિવાદ છે.

## હમેશનો આનંદ એ ચોખું અંતઃકરણ છે.

તું જેને ખોટું સમજે છે, તે કરવાને કોઇ મોજથી ફસાતો નહીં, નફાથી લલચાતો નહિ, લોભથી બગડતો નહિ, દાખલાથી દોરાતો નહિ અને શિખામણ સાંભળતો નહિ એટલે તું હમેશા આનંદમા દહાડા કાઢી શકીશ; કારણ ચોખ્ખું અંતઃકરણ એ હમેશનો આનંદ છે.

## શાશ્વત સુખનો માર્ગ.

તમારે જો સુખી થવું હોય તો અન્ન ધનના વ્યાપારમા, વિદ્યાના અભ્યાસમા, ભોજનમા, અને સત્યોના અવલંબનમા કદી લજ્જા ન ધરો વળી સ્ત્રી, ધન, તથા ભોજનમા જે મળે તેટલાથી સતોષ માનો પણ જ્ઞાન પામવામા, સત્યો શોધી તેને ટકાવી રાખવામા અને પારમાર્થીક વૃત્તિને વહેવારમા સદા અતૃપ્ત જ રહો કેમકે શાશ્વત સુખનો માર્ગ આમા જ છે.

## પ્રસ્તાવિક દોહરા.

અક્કલ ઉધારે ના મળે, હેત ન હાટ વેચાય,
રૂપ ઉછીનુ ના મળે, પ્રીત પરાણે ન થાય.
ઝાઝી ન મળે જીંદગી, તેનો કરી વિચાર;
બંદગી ઘડી ન ચુકશો, ઉત વા ભવપાર
પ્રભુ બદગી કરવા થકી, સદ્ગુણ ખીલે ખૂબ,
દુર્ગુણ નાશી જાય છે, એવી એ અદ્ભૂત.
લે તેનુ આપે નહિ, મિજાજનો નહિ પાર,
બ—એ પરણે બાયડી, રડે ભલે ધીરનાર
કહા ચદન પારસ કહા, કહા નરપત કહા ભગ,
તરૂ, - લોહ, રંક અરૂકીટકો, પરસે ન પલટે અગ.

* ઝાડ, લોઢું, રાંક અને કીડાને અનુક્રમે ચદનનો, પારસનો, રાજાનો ને ભમરાનો સ્પર્શ થતા જો રગ બદલાય નહીં તો ચંદન, પારસ, રાજાને ભમરો શા કામના કે હિસાબના? ચંદનનો સગ થતાં ઝાડમાં ખુશબો આવે નહિ, પારસનો સગ થતા લોઢું સોનુ થાય નહિં, રાજાનો સગ થતાં રાંકનુ દારિદ્ર જઈને અમીર થાય નહિ ને કીડાને ભમરો મ્હોમા લે ને ભમરો બને નહિં તો એ બધા શી વીસાતમાં છે અગર શા કામનાં છે? રાજાને સ્પર્શ થાય તે રાક રહે તે રાજા શુ કામનો? પારસ અડે ને લોઢું સોનુ ન થાય તો પારસ શુ? ઝાડનુ સુગધ આવે નહિં તો ચંદન શું? ભમરો કીડામાથી ભમરો ન બનાવે તો ભમરો શુ?

હીરા પડ્યા બજારમેં, રહ્યા છાર લપટાય;
કઈ એક મુરખ ફીર ગયે, પારખ લીયા ઊઠાય.

જુગારી હાથે વાટકું, વાનર કોટે હાર;
ગાદી માથે બેડલું, જાણે કેટલી વાર.

પાપ કરંતા વારીએ, ધર્મ કરંતાં હા;
એ મારગ બતલાવીએ, પછી ગમે ત્યા જા.

બળ થોડું ને ગરજે ઘણું, રહે છે હામ શરદ;
સૌથી કરડે ચોગણું, મચ્છર બડા મરદ.

માખી, મકોડો મુરખ નર, સદા રહે લપટાય;
ભમર ભોરીંગ ચતુર નર, કરડી આઘો થાય.

હરી હીગડી કોટડી, બારબાર મત ખોલ;
હીરેકા જવાહીર મીલે, જબ હીરેકા મોલ.

સાયર હંસને મનાવે, એથી માયા જોડ;
જેથી ઉજળા દીસીએ, તેથી તાણી મા તોડ.

મિત્ર સાથે કપટ રમે, સ્વાર્થમા હુશિયાર.
અરિ સાથે હેત મળે, મૂર્ખનો સરદાર

ઇશ્વરને સૌ જન કહે, જગનો સરજનહાર
કદી ન માને મન વિષે, મૂર્ખનો સરદાર.

સદ્ગુણને અળગા કરી, દુર્ગુણને ધરનાર;
સમજાવ્યો સમજે નહિ, મૂર્ખનો સરદાર.

નારી નરનું નૂર છે, નારી જગનુ માન
નારી થકી નર નીપજ્યા, ધ્રુ પ્રલ્હાદ સમાન.

કુલકો દીપક સપુત હે, મુખકો દીપક પાન
ઘરકો દીપક સ્ત્રી કહે, ઘટકો દીપક માન.

કુવા ઢાકણુ ઢાકણું, ખેતર ઢાકણુ વાડ
આપનુ ઢાકણુ બેટડો, ઘરનુ ઢાકણુ નાર.

## લાખોનો પાલણહાર ન જવા વિષે.

### ઇંદ્ર વિજય છંદ.

વાસ વળી શળી જાય ભલે પણ,
મોત તણો કદી ક્ષોભ જ થાશે
ડાખલી પાન ખવાય ભલે,
થડ મુળ ખચીત કદી ન ખવાશે.
કોઇક અંગ કપાય કદી પણ,
મસ્તક એક કદી ન કપાશો,
સો જજો દલપત કહે,
પણ સો જણાનો સરદાર ન જાશો.

## ઉત્સાહ વિષે.

### ઉપજાતિ વૃત.

ઉત્સાહથી કામ ઘણું કરાય, આળસ્ય એમા જરીયે ન થાય
ઉત્સાહવાળો જન હોય જેહ, ક્ષુધા તૃષ્ણાને ન ગણે જ તેહ.
જે માનવી નિર્બળ હોય અંગે, બલિષ્ટ થઇ કામ કરે ઉમંગે;
જોરાવરે જે ન કરી શકાય, તે કામ ઉત્સાહ થકી કરાય
ઉત્સાહથી જે રણમા ચડે છે, માથુ પડે તો ધડ ત્યા લડે છે;
સતી કરે પાવકમા પ્રવેશ, ઉત્સાહથી કષ્ટ ગણે ન લેશ
કષ્ટે કરી જે જન મુઠી જોડે, ન પ્રાણ જાતા પણ પાઇ તોડે;
ઉત્સાહ એના ઉર માહી આવે, તો દ્રવ્ય તે એક દીને ઉડાવે.
ઉત્સાહથી જાય ઉપાડી ભાર, ઉત્સાહથી જાય સમુદ્ર પાર,
ઉત્સાહ જો અંતરમા ન હોય, કરી શકે કામ કશુ ન કોય.
ઉત્સાહવાળુ મન હોય જેવું, તેના થકી કામ કરાય તેવુ,
જે કામ ઉત્સાહ વિના કરાય, તે વેઠીયુ કામ નજીવુ થાય.

## સંસારમાં સાત સુખ દુ:ખ વિષે.

આરોગ્યતા ઉદ્યમ હોય સારો, સતી સુનારી સુત સેવનારો:
કુટુંબમાં સંપ સુમિત્ર ગેહ, સંસારમા છે સુખ સાત તેહ.
વ્યાધિ ઉપાધિ ઋણ હોય માથે, કુભારજા કલેશ કુટુંબ સાથે;
કુપુત્ર કે હોય કુમિત્ર સંગ, તે દુખના સાત ગણાય અંગ.

રૂડા જન્મનો સારમા સાર લેખી,
દયા રાખજો દીલમા દુ:ખી દેખી
આપ વિચારો આપનું દેહ તણું જે દુ:ખ,
સમજો તેવું અવરને, દેહ દુખ ને સુખ.

## લોભ વિષે.

### ભુજંગી છંદ.

અતિ લોભથી આંધળા થાય આંખે,
ચિત્તે ચેતીને કાંઇ ચીતા ન રાખે,
ખરી ખોટનો માલ નાખે વખારે,
અરે લોભનો થોભ રાખો લગારે.
જુઓ માછલા સ્વાદ લોભે મરે છે,
જુઓ લોભીયા કામ કેવા કરે છે,
અકરમીને દ્રવ્ય આપે ઉધારે,
અરે લોભનો થોભ રાખો લગારે.
અતિ લોભીઆને ઠગારા ઠગે છે.
અતિ લોભીઆ ફંદમાહી ફગે છે;
અતિ લોભીઆ કષ્ટને છે કીનારે,
અરે લોભનો થોભ રાખો લગારે.
વસીલો નહિ લોકમા લોભીયાનો,
સગો કે સ્નેહી કહો હોય શાનો;
વિવેકે કશું લોભીઆ ના વિચારે,
અરે લોભનો થોભ રાખો લગારે.

## રત્નમાળા.

### દોહરા.

માતતાતનો બોલનું, જે કરશે અપમાન:
તેનુ પુરણ જાણજો, નબળું છે દીનમાન.

હાનિકારક કામ જે, કરવા કરશે તંત,
આ અવનિમા આવશે, જલદી તેનો અંત.

* * *

ખરચો આડા આદરી, ખુવે ધન ને ધામ;
પેટ ભરી દુખી થશે, જોશે જન તમામ.

* * *

સત્ય દયા ભક્તિ નથી, ન મળે નીતિ નામ,
વસે જ તેથી વેગળા, ભલા જુઓ ભગવાન.

* * *

સંતની સેવા ના કરે પુજે વેશ્યા પાય;
એવા જન આજે બહુ, દુનિયામા દેખાય.

* * *

જગ ઠગબાજી છે ઘણી, ફસાવનારી જાળ;
બહુ સભાળી ચાલશે, તેજ ઉતરશે પાર.

* * *

તણખો જો તલ જેટલો, કરે જંગલની રાખ,
શત્રુ પણ જો તેટલો કરે કોક દી ખાક.

* * *

દુર્જન જેવું જગતમા, જબરૂં ન મળે ઝેર;
વાક વગર તે વાળશે, શત્રુ સમો થઈ વેર.

* * *

મમતા કર નહિ માનવી, પણ અળગી બહુ રાખ;
ચપટી શોધી ન જડે, તારી એક દી ખાખ.

* * *

બરાબરી ક્રીડા કરે, જઈ હાથીની સાથ;
કહો નભે તે કેટલુ, વિચારજો એ વાત.

* * *

વિજય નથી પામ્યા જુઓ, જગમા પાપી જન;
ખરો પરાજય તેમનો, આખર સમજે મન.

* * *

બડે ગ્રહે બડ હોત હય, જ્યુ વામન ભુજ દંડ,
તુલસીરામ પ્રતાપસે, દંડ ગયો [1]બ્રહ્માંડ !

* * *

## બુદ્ધિનો દુરોપયોગ.

એક સંન્યાસીએ એક ખેડુતના ઘેર જઇ ભેંસનું દુધ માગ્યુ. ખેડુતની સ્ત્રીએ ભેંસ દોહી સંન્યાસીને પ્રેમથી દુધ આપ્યુ પરન્તુ જતી વખતે સંન્યાસી પેલી બાઇને કહેવા લાગ્યો કે આ ભેસના શીગડા બહુ મોટા છે એટલે મરશે ત્યારે ઘરમાથી કેમ નિકળશે. આ શબ્દો સાભળી પેલી ખેડુત સ્ત્રીએ હાથમા એક લાકડીનો ઘોકો લઇ સંન્યાસીને ગાળો દઇ મારવા દોડી. સન્યાસી આગળ ભાગતા જાય ને વાસે પેલી સ્ત્રી દોડતી આવે ચોરા પાસે કેટલાક લોકો બેઠા હતા તે સન્યાસીને કહેવા લાગ્યા કે સાઇબાવા તમારા ખપ્પરમાથી શું પડે છે ? ત્યારે સંન્યાસી કહે "બાપુ એતો મ્હારી ચેતુરાઈ ચુવે છે ?" આજકાલના કેટલાક સાધુઓ એવા હોય છે કે તેઓને પોતાના વૈરાગ્ય તથા ધર્મની પણ પુરી માહેતી નહિ હોવાથી આવીરીતે પોતાનુ મહાત્મ વિના પ્રયોજને ગુમાવે છે. આ સન્યાસીને દુધનુ કામ હતું પરન્તુ ભેંસના શીગડાની તેને શામાટે ચિન્તા કરવી પડે ? "એ તો ભેંસના શીગડા ભેંસને ભારી" તેમા સન્યાસીને શું હતું ?

## સમાન બુદ્ધિ તો સંતપુરૂષોની છે.

એક વખત એક સાધુ ભીડવાળી શેરીમા થઇને જતા હતા અજાણતા એક દુષ્ટ મનુષ્યનો અગુઠો કચરાતા તે દુષ્ટ મનુષ્યે ક્રોધાવિષ્ટ થઇને તે સાધુ મહાત્માને તમ્મર આવતા ભોયપર પડી જાય ત્યાસુધી ખૂબ માર માર્યો. તેના શિષ્યોએ તેને પાછો શુદ્ધિમા

[1] ભાવાર્થ—મોટાનાવડે મોટા થવાય વામનના હાથની લાકડી જ્યારે વામનજીએ વૈરાટરૂપ ધર્યુ ત્યારે તે લાકડી બ્રહ્માંડ સુધી પહોંચી

આણવાને બહુ શ્રમ લીધો અને વિવિધ ઉપચારો કર્યા, અને તેઓએ જોયું કે તેઓ શુદ્ધિમાં આવ્યા છે ત્યારે તેઓના શિષ્યો માહેલા એકે પૂછ્યું કે, "ગુરૂજી! આપની ચાકરી કરે છે તેને આપ ઓળખો છો?" સાધુએ ઉત્તર આપ્યો "જેણે મને માર્યો તે." ખરા મહાત્મા પુરૂષો મિત્ર અને શત્રુમા લેશમાત્ર ભેદ સમજતા નથી તે આ સાધારણ દૃષ્ટાંતથી સમજાશે.

### પરમેશ્વર બે વખત હસે છે!

પરમેશ્વર દીવસમા હમેશા બે વખત હસે છે. એક જ્યારે ભાઇઓ "આ મારૂં ને આ તારૂં" એમ કહી કુટુંબની મિલકત વહેંચી લે છે ત્યારે, અને બીજું રોગી જ્યારે મૃત્યુની અણી ઉપર હોય છે અને વૈદ્ય કહે છે કે "હું એને મટાડીશ" ત્યારે.

### આળસ વિષે.

સેતાન બીજા બધા મનુષ્યને ફસાવે છે, પણ આળસુ મનુષ્યો સેતાનને ફસાવે છે. નવરો બેઠો નખોદ વાળે એ કહેવત પણ ખરી છે. આળસ એ જીવતા માણસની ઘોર છે. આળસુ માણસ ભુખે મરી જવાનો. આળસ એ ભીખ માગવાનું માબાપ છે અને બધા દુઃખોનું મૂળ છે.

## ફુલછાબ બતરીશમી.

### લક્ષ્મી વિષે.

સંભાળજો, લક્ષ્મી ચંચળ છે અને તેથીજ તેને બહુ છુટી મુકો મા. સદાકાળ એક સરખી સ્થિતિ કોઇની રહી નથી, રહેશે પણ

નહિ, વાસ્તે ભાવી જીવનને આજીવિકા જે જોઇએ, તેની તૈયારી વર્તમાન કાળેજ કરતા રહો. અગર જો કે કૃપણ થતા ના, તેમ ખરચાળ (ઉડાઉ) પણ કહેવાતા ના, ટુંકામા પરસેવાના ટીપાંથી પેદા થએલા કે થતા પૈસાનીકને સખતમા સખત મજુરી કરાવજો.

## પુરૂષાર્થના પ્રતાપે પ્રારબ્ધ પેદા થાય છે.

પ્રારબ્ધનો ખોટો અર્થ કરી ઘણા લોકો લમણે હાથ દઇ બેસી રહે છે અને કહે છે કે "નસિબમા હશે તે થશે". નસિબ એની મેળે બનતુ નથી. સદાચારી ને બુદ્ધિવાન પુરૂષો પુરૂપાર્થને જ સત્ય માની તેને હમેશા વળગી રહે છે તેથી કરીને પુરૂષાર્થના મહાન પ્રતાપે સ્વહસ્તે સંગીન પ્રારબ્ધ તૈયાર કરે છે; અને યથાર્થ છે કે સર્વથી શ્રેષ્ટ શ્રેય સ્કર તો પુરૂષાર્થમા જ છે કેમકે તેલ અને દીવટે સહીત દીપકની હવા વિગેરેથી રક્ષા કરવામા આવે તો શું તે બુજાઇ જાય છે? કદી નહિ.

## મનને અંકુશની ખાસ જરૂર છે.

હાથી છુટે છે ત્યારે ઝાડ અને છોડવાઓને ઉખેડતો કરે છે. પણ માવત તેને માથે અંકુશ લગાવે છે કે તુરત તે શાન્ત થઈ જાય છે. એજ રીતે જ્યાસુધી મન છુટું છે ત્યાસુધી એ નકામા નર્કના વિચારોમા પુષ્કળ ભમ્યા કરે છે, પણ વિવેકરૂપી અંકુશ વાગતા એ શાત થઈ જાય છે.

## દૃષ્ટાંતમાળા.

બુઢ્ઢી બઇરી, ઘરડો કૂતરો અને નગદ નાણું એ ત્રણ નીમકહલાલ મિત્ર છે એમ બેંજામીન ફ્રેંકલીનનું માનવું છે.

ધુમાડાના બાચકા અને સ્ત્રીના બોલવા ઉપર આધાર રાખવાથી કાંઈ હાથ આવતું નથી.

દ્રવ્યવાન છતા જે અજ્ઞાની છે તેને સોનેરી ઊનના ઘેટા જેવો જાણવો.

પ્રતાપી રાવણનો બગીચો (અશોકવન) એક મારૂતે (હનુમાને)

વેડફાવી દીધો, તેમજ મહાપ્રતાપી ભીષ્મ જે મોટા મોટા સમર્થ દેવોથી પણ પરાજય ન પામે એવા, એક અર્જુન જેવાથી માર્યા ગયા. વગેરે વાતોના વિચારથી સ્પષ્ટ માલુમ પડે છે કે દુનિઆમા હંમેશ કંઇ નવાજુની ગડમથલો થયાજ કરે છે.

સમય, સ્થિતિ અને સંયોગોનો વિચાર, સારાસારની તુલના તથા વિજ્ઞાન એટલાનો અભ્યાસ હમેશા સમજુ પુરૂષોએ કરવો ઘટે છે.

## નિશાળની નોકરી વિષે.

### ( કવિ નર્મદાશંકરનું કવિત. )

સાડા દશથી પાચ લગી કાહુ કાહુ થાય,
કરવી સખ્ત તેમાં નોકરી નિશાળની;
જોવી ઉઠબેઠ બહુ સહુ ભણનાર તણી,
સાભળવી વાત વળી માર ગાળ આળની,
સારી રીતે શીખવતા પુરતો પગાર નહિ,
ફેફસા બગાડી લેવી માદગી અકાળની;
થાકી લોથ ભારી થયે બીજાં કામ થાયે નહિ,
બીજા જેવું માન નહિં માથાફોડ બાળની.

## હિતના વચન.

### ( હરિગીત )

હિત કહ્યું સૂણે ન કંઈ તે, બધીર સરખો જાણવો;
થાય સ્વાધિન ક્રોધને તે, આધળા સમ માનવો ૧
સારૂં જે બોલી ન જાણે, ગૂંગ સરખો ધારવો;
સાર માઠું નહિ સમજતાને, પશુ સમજી કહાડવો ૨
તેજ મોટો જાણવો જે, નીત પરઉપકારી છે;
ધીર તેને ધારવો જે, રણે નિર્ભય ભારી છે. ૩
ધન જુવાની ઉમર પર જે, નથી ભરોસો રાખતો;
ચતુર શાણો જાણવો તે, મંનનો સુખી થતો. ૪
સાભળી સ્તુતિ આપણી રે, ભૂલિ ખાવી નાખતા;

સ્વાર્થ સારૂ લોક લુચ્ચા, જૂઠે ઝાઝું બોલતા. ૫
નિંદે કોઇ આપણને તો, લડવું નહિ તે સાભળી,
પીઠ પાછળ લોક હલકા, ભૂડું બોલે તે વળી. ૬
ગરિબ કોને જોઈ તેનો, અનાદર કરવો નહીં:
કોઇ કાળે આપણી પણ, રે દશા તેવી સહી. ૭
પાસ પૈસો હોય સહુ, સ્નેહ કરવા આવશે;
દુ ખ વેળા પાસ નહિ કો, સર્વ વેરાઇ જશે. ૮
હિતુ જનની શીખ કેરૂં કટુ ભાપણ છે ખરૂં,
તોય તે હીતકાર માટે વેર શું કરવા કરૂં. ૯
છાની વાતો આપણી તે, ભરોસે કહેવી નહિ;
સાચા સ્નેહી હોય તો વળી, ભરોસે કહેવી સહી. ૧૦
આમદાની ખર્ચ લખવે, જન સાવધ રેહ છે;
વહેવારે શરમ રાખે, હાની હોરી લેય છે. ૧૧
લેવી ન્હાના પાસથી પણ, ચાતુરીની વારતા;
પતે કજીયો ઘેર મેળે, કાજી પાસે ના જતા. ૧૨
ભૂંડુ બોલો ના કદી કો, મુએલાનુ સર્વથા,
વેર ભાવ ન રાખવો, ના ઉઘાડો છાની કથા. ૧૩
મીઠું જમવા જીભનેજે, ઝાઝી ટેવ ન પાડવી;
કોઈ કજીયો હોરી લેવા, ડોકી બહાર ન કહાડવી. ૧૪
એક કામ પુરૂ થયેથી, હાથ બીજે ઘાલવો;
એની વાતોમા ત્રીજાએ, ઝટ વિચાર ન આલવો ૧૫

# ફુલછાબ તેત્રીસમી.

## કાલનો ભરોંસો નથી.

### દોહરા

આજ મને અવકાશ ક્યાં' કરી શકાય એ કાલ;
જે મૂર્ખો આવું બકે, તેના હાલ હવાલ. ૧
એક ઘડીપર ભાવ ક્યા ? કોણે દીઠી કાલ ?
કાલ કાળ લઈ આવશે, ઊડી જશે વરાળ. ૨
તરીયો તે તુજ બાપનું, આગળ ઘોર અખાત;
વાટ જોઇ બેસી રહે, રહીશ ઘસતો હાથ. ૩
ભવપાણી આવી ચઢે, તરવું અતિ મુશ્કેલ;
મોજાં ચઢશે જોસથી, સમજ વેડીયા બેલ ૪
નવ કરતો તું વાયદા, કરજે સઘળું હાલ;
ભુંડા ભવિષ્યના પેટમા, ગુમ કાળ વિકરાળ. ૫
જે કરવું તે આજ કર, કાલે શો અવકાશ ?
વધે કામ કાલે નડે, આજ થકી ગુણ ખાસ. ૬
ટૂંકી મુદ્દત માનવી ! નિત્ય માગણી થાય;
વધે કામ ક્ષણ ક્ષણ જવે, આયુષ્ય ઘટતું જાય. ૭
માટે માગે સુખ જો, બન્ને ભવની માય;
કાલ ભરોસે ના સૂઇશ, કરજે હમણા થાય. ૮
અગવડથી સગવડ મળે, દુ ખ વેઠયે સુખ હોય,
કામ કરી આરામ કર, નહિ તો પાછળ રોય. ૯
ચસડી જઈ આ ઘર થકી, પૂછશે જમ આ સ્વાલ;
જવાબ શો બ્હેરામ દે, ક્રિયા કામની કાલ. ૧૦

## સામાન્ય નીતિ.

गीत शास्त्र विनोदेन कालो गच्छतिधीमताम् ।
व्यसनेन तु मूर्खाणां निद्रया कलहेन वा ॥

બુદ્ધિવાન મનુષ્યોનો વખત ગીત અને શાસ્ત્રના વિનોદથી જાય છે, અને મૂર્ખ લોકોનો સમય વ્યસન, નિંદ્રા અને લડાલડમા જાય છે.

अनेन मर्त्य देहेन यल्लोकद्वयशर्मदम ।
विचिन्त्य तदनुष्टेयं कर्म हेयं ततोऽन्यथा ॥

આલોક અને પરલોકમા સુખ મળે એવો વિચાર કરી આ મનુષ્ય દેહવડે જે કાર્ય યોગ્ય હોય તે કરવું અને અયોગ્ય હોય તેનો ત્યાગ કરવો.

नात्यर्थमर्थार्थितया लुब्धमुद्वेजयेज्जनम् ।
अब्धिर्दत्त्वाश्वरत्नं श्रीमथ्यमानोऽसृजद्विषम् ॥

દ્રવ્ય વસ્તુ એવી છે કે લોભી માણસને ઘણો જ ઉદ્વેગ કરાવે છે દેવતાઓને સમુદ્રે અશ્વ, રત્ન, લક્ષ્મી એટલી ચીજ આપી છતા વધારે જ્યારે મંથન તેનું દેવોએ કર્યું ત્યારે આખર વિષ કહાડી આપ્યું. તેમ દ્રવ્ય મળતા છતા પણ બહુ લોભ કરે તો તેને તે જ દ્રવ્ય બહુ જ ઉદ્વેગ કરાવે છે.

तृणं ब्रह्मविदः स्वर्गस्तृणं शूरस्य जीवितम् ।
जिताक्षस्य तृणं नारी निस्पृहस्य तृणं जगत् ॥

બ્રહ્મજ્ઞાનીને સ્વર્ગ તરણા સરખુ છે શુરવીરને જીવીત તરણા સરખુ છે, જીતેંદ્રિયને સ્ત્રી તરણા સરખી છે અને તૃષ્ણા રહિત માણસને જગત તરણા સરખું છે

## માતાનું મન દુઃખાતાં પુત્રે પ્રાણત્યાગ કર્યા.

કાઠીઆવાડ દેશમા માણેકવાડા પાસે ગુદાળીગામમા કાઠી જ્ઞાતીમા મામઇયો ને મેરામણ બે ભાઇઓ હતા તેમની માનુ નામ રાણદેબાઈ હતુ તે સ્વામિનારાયણના પરમ ભક્ત હતા. એક સમયે એના ગામમા બે સાધુઓ આવ્યા તેમને પોતાને ઘેર ઉતારો આપી

રસોઇ કરાવી. સાધુને જમવા બેસવાની તૈયારી થઈ તેવામા તે ગામનો દરબાર કાઠી જે આસુરી મતિવાળો હતો તેના જાણવામા આવવાથી તેણે તે સાધુનું અપમાન કરી ભૂખ્યાને તરસ્યા ગામમાથી કાઢી મુક્યા. આથી રાણદેબાઇ બહુ દીલગીર થયા ને વિચાર કર્યો કે ક્ષત્રિનો દેહ તો ગાય, બ્રાહ્મણને સાધુની રક્ષાને જ માટે ઇશ્વરે આપ્યો છે તો આ વાતનો બદલો ન વાળીએ તો શું કામનુ' બપોરે તેના બન્ને પુત્રો હળ છોડી ઘેર આવતા રાણદેબાઇને રોતા દેખ્યા. તેનુ કારણ પૂછતાં ખબર પડી કે સાધુને ગામમાથી દરબારે કાઢી મેલતાં માતુશ્રીનો જીવ દીલગીર થયો છે. તેજ વખતે બન્ને પુત્રોએ પોતાના ઘરની તમામ ઘરવખરી લઇ માતાને ગાડીમા બેસાડી ગઢડે આવ્યા અને માતુશ્રીને ત્યાં મુકી વેર લેવાને માટે તેઓ ગુદાળીમા ગયા, અને તેના મનમાં એમ આવ્યુ કે કોઇ વિષયને માટે, દ્રવ્યને માટે તથા ચોરીને માટે માથા કપાવે છે તેના કરતાં આપણે બન્ને ભાઇઓ માતાના વચન માટે માથા કપાવીએ તો જગતમા આપણું નામ રહેશે' એમ મનમા નિશ્ચય કરી દરબાર સાથે યુદ્ધ કરવા જતા રાજા મરાણો ને પોતે પણ મરાયા પણ તેનુ નામ આજ પણ કાઠિઆવાડમા અમર રહેલુ છે' ધન્ય છે એવા પુત્રને કે જેણે માતાનુ મન દુખાતા પોતાનો વહાલામા વહાલો પ્રાણ અર્પણ કર્યો. માતાને પણ ધન્ય છે કે એવા શુરવીર ધર્માત્મા પુત્રને જન્મ આપ્યો.

જનની જણ તો ભક્ત જન, કા દાતા કા શૂર.
નહિ તો રહેજે વાઝણી, રખે ગુમાવે નૂર,

### ભાવથી દાન કરવા વિષે.

#### ઉપજાતી વૃત.

છે સ્વાદ તો આદરભાવ માહી, ઘી, ગોળ, કે સાકરમાં ન કાંઈ,
દે સુખડી જ્યાં શુળીએ ચડાવે, મીઠી છતા તે જરીયે ન ભાવે.
પ્રેમે કરીને જળ કોઇ પાય, મિષ્ટાનથી સ્વાદ ઘણો જણાય:
અભાવથી જો જન દુધ આપે, તે દુધમાં સ્વાદ કશો ન વ્યાપે.

માગ્યા વિના દે પય તે પ્રમાણો, માગી લીધું તે જળતુલ્ય જાણો.
અત્યાગ્રહે ખેંચી લીધું નિદાન, તે જાણવું શોણીતની સમાન.
જે ભાવથી દાન ભલું કરાય, તે દાનનું તો ફળ શ્રેષ્ટ થાય;
આપે અભાવે વળી લોકલાજે, તે દાન તો નિષ્ફળતાજ કાજે.
જે દાન દે કામ કશું કરાવી, કે દાન દે વસ્તુ સડેલી લાવી:
કે દાન દઈ આપ ફુલાઈ ગાજે, તે દાન તો નિષ્ફળતા જ કાજે.

## વસ્તુના મુલ્ય વિષે.

### ઉપજાતિવૃત.

જે વસ્તુ કેરો ખપ જેહટાણે, તે વસ્તુનુ મુલ્ય મળ્યા પ્રમાણે:
ગગા કીનારે જળનુ મુલ્ય, ખારા રણોમા પણ તે અમુલ્ય.
જ્યાં પ્રાણ જાતા જળ કોય પાય, સહસ્ત્ર મારો પણ સ્વલ્પ ત્યાય;
જેને ન જેનો ખપ હોય જ્યારે, અમુલ્ય વસ્તુ પણ વ્યર્થ ત્યારે.
હાથી મળે એક ટકે કદાપી, ગરીબ લઇને શુ કરે તથાપિ:
નાવે જનારા જન જેમ લાગે, નાવિક ન્યુનાધિક ભાડુ માગે,
જાણ્યુ નહિ ને જયરામદામે, તેથી રહ્યો સાગર તીર પામે.

## કોણ વિશેષ જીવવા યોગ્ય છે તે વિષે.

### ઉપજાતિ વૃત.

જેને દયા છે દીલમા અપાર, ઘણા જનોનો જનપાળનાર;
જે કામ સારા કરશે હમેશ, એવા જનો તો જીવજો વિશેષ.
જેના જશો આ જગમા ગવાય, જેને જનો સઉ ચિત્તમા ચહાય;
કાપે સદા જે પરના કલેશ, એવા જનો તો જીવજો હમેશ
જે કોઈનુ દીલ નહિ દુખાવે, કુકર્મથી અતર લાજ લાવે,
જેનાથી થાશે કુળમા ઉજેશ, એવા જનો તો જીવજો વિશેષ.
જ્યા કાઈએ ઉત્તમ કામ થાય, ત્યા લોક જેને સ્મરે સદાય;
શુકામમા જેમ સ્મરે ગણેશ, એવા જનો તો જીવજો વિશેષ.
કલ્યાણ સૌનુ ચિત્તમા ચહાય, કોઈ તણા શત્રુ કદી ન થાય;
જેને અદેખાઈ દીસે ન લેશ, એવા જનો તો જીવજો વિશેષ.

## કરોડપતિનું કુટુંબ.

એક કરોડપતિએ એક વખત પોતાની સ્ત્રીને પોતાની પુંજીનો પરોપકાર કરવાનો વિચાર જણાવ્યો ત્યારે તેની સ્ત્રીએ કહ્યું કે આપણા પુત્રને જણાવ્યા વિના આપણાથી કાંઇપણ બની શકે નહિ ' એ ઉપરથી દંપતીએ પોતાના પુત્રને પોતાનો વિચાર જણાવ્યો તે ઉપરથી પુત્ર બોલ્યો કે, મ્હારા વ્હાલા માતાપિતાજી ! " આવા પુણ્યશાળી, ઉદાર અને સમાન ભાવવાળાં માબાપને પેટે મહારો જન્મ થયો તેજ મારા ધન્યભાગ્ય છે. વળી ન્હાનપણથી જ શરીરને આરોગ્ય રાખવા બધા ઉપાયો તમે લીધા છે અને મારૂં મન કેળવવા પણ આપે મહેનત લઈ પુષ્કળ ધન ખર્ચ્યું છે. હવે ઇશ્વર કૃપાથી અને આપના આશિર્વાદથી હું મારૂં ભરણપોષણ મારી મેળે કરી શકું એવો છું તો આપ આપના ધનનો આવો સારો ઉપયોગ ઘણી ખુશીથી કરીને ગરીબના દુઃખ ટાળવામાં આપણા ધનનો સારો ઉપયોગ થતા મને બેહદ ખુશાલી થશે કારણ કે પરોપકાર જ પ્રભુ મળવાની મહાન નિશાની છે. "

## સારા વિચારોના ચમત્કારો.

(૧) આત્માને જેવી આશા રાખતાં શીખવવામા આવે છે તેવી જ ઇમારત બંધાશે

(૨) ઇચ્છા જીવનના પ્રત્યક્ષ કાર્યોના મૂર્તિવંત ચિત્રો આલેખે છે.

(૩) તમે ગમે તે કરવાને અથવા ગમે તેવા થવાને પ્રયત્ન કરતા હો પરન્તુ હમેશા તેના સબંધમા આશામય વૃત્તિ ધારણ કરો.

(૪) રાત્રે સુતા પહેલા અલ્પ સમય પર્યંત એકાતવાસ ગ્રહણ કરો.

(૫) આપણી યોગ્ય ઇચ્છાઓની પાછળ દીવ્યતા હાજરજ હોય છે.

## કૃતઘ્ની વિષે.

### ઉપજાતિવૃત.

કૃતઘ્નીને ગુણ જે કરાય, તે સર્વ તેનો શ્રમ વ્યર્થ જાય;
કૃતઘ્ની તો ગુણ કશો ન જાણે, અને વળી તે ઉર દ્વેષ આણે.

જો ભક્તનો વેષ ધરે તથાપિ, કૃતઘ્ની જેવો નહિ કોઇ પાપી,
કૃતઘ્ની લેશે જળ અન્ન જેનું, અંતે બગાડે અતિ કામ તેનું.
કૃતઘ્નીનુ દીલ દીસે દગાળું, કૃતઘ્નીનું મો કરીએ જ કાળુ,
કૃતઘ્ની જેવો જનને જણાય, તો સંગ તેનો તજીયે સદાયે,
જે અન્નદાતાની અકીરતી ગાશે, કલ્યાણ તેનુ કદીયે ન થાશે;
કૃતઘ્ની તપ જાપ જેહ, તીર્થાદિ યાત્રા સઉ વ્યર્થ તેહ.

## ત્યાગીના ધર્મ વિષે.

### ઉપજાતિવૃત

જે મોત જાણી ડરી જાય યોગી,
યોગી નહી ભૂતળ તેહ ભોગી;
જે દેહને તો તરણ તુલ્ય જાણે,
તે મોતનો ત્રાસ ઉરે ન આણે,
દુખે ડરે તો ઘર શીદ છાડે,
જોગી મગે તો નહી શડ રાડે,
જેને મરીને હરીધામ જાવુ,
તેને નહી મોત થકી મુઝાવું.
જ્યા ખાન ને પાન મળે વિશેષ,
જોગી રહેજો જઈ તે પ્રદેશ,
તો વાસના તેથી નથી જવાની,
અંતે વળી મુક્તિ નથી થવાની.
સંસાર છોડયો તપ કાજ જેણે,
ન ઇચ્છવું દૈહીક સુખ તેણે;
વસ્તુ હરેકે અપમાન થાય,
યોગી તણી કીંમત ત્યા જણાય.
રામા તથા દ્રવ્ય રસા સ્વાદ,
તેથી ભુડો માન વડો નીપાદ;
માને ઘણા પડીત પ્રૌઢ માર્યા,

જોગી જનોને વનમાં વીદાર્યાં.
જો આપણું ત્યા અપમાન થાશે,
તો આપણું શુ જર જોખમાશે,
જો આપણા તે તનને તજાવે,
તથાપી આત્મા નહી હાથ આવે.

## નબળા વિચારો નહિ કરવા વિષે.

અમુક વસ્તુ આપણને દુખી કરશે અને અતે આપણને મારી નાખશે એવી આગાહી વારવાર કર્યા કરવાથી આપણી સર્વે ધાતુઓ શીથીલ થાય છે, કારણકે તે આશાનો નાશ કરે છે આપણા જીવનના આધાર સ્થભરૂપી આશાનો જે વસ્તુ આવી રીતે ધ્વસ કરે છે તે વસ્તુ આપણા જીવન અને શક્તિના પ્રત્યેક ઝરાને સુકવી નાખે છે અને શીઘ્ર નિષ્ફળતા લાવી મુકે છે.

## સ્ત્રીની હઠીલાઇ વિષે.

### વસંતતિલિકા વૃત.

જાણે ન ટાઢ તડકો ન ગણે જ વૃષ્ટી,
જીવત્વ કોણ ગણતી ન ગણેજ સૃષ્ટી,
શુ સુખ દુખ કદી હાની હજાર થાય,
સ્ત્રી ધાર્યું કામ કરવા સહસા ચહાય.

## સત્સંગ દૃઢ રાખવા વિષે.

સર્વે થકી શ્રીહરી છે સમર્થ, બીજા તણી બીક બધાની વ્યર્થ.
શરીરને સકટ શ્રેષ્ટ થાય, તથાપિ સત્સગ નહિ તજાય.
ફણીદ્રને તો મણી પ્રીય લાગે, તે જીવતા તો કદીયે ન ત્યાગે;
સત્સગ કીધો નીજ શીશ માટે, નહિ તજુ નાત તણે ઉચાટે.
પૂર્વે કર્યો છે સત્સગ જેણે, તજ્યો નથી તે ભય પામી તેણે;
પ્રહ્લાદને દુખ અપાર દીધુ, સત્સગ માટે સહુ સાખી લીધું.
વિભિપણે જો સત્સગ કીધો, ભાઈ બીકે નહિ ત્યાગી દીધો:
ડર્યો નહિ દેહિક દુખ માટે, સત્સગ રાખ્યો નીજ શીર સાટે.

નારી સતી જે પતીને વરે છે, તે ત્યાગ શુ પતીનો કરે છે,
જેને જણાયો વ્હેવાર ખોટો, સત્સંગમા માલ ગણ્યો જ મોટો.
ધીરા રહી ધીરજ ચિત્ત ધારો, સત્સંગ કેરો મહીમા વિચારો;
સારૂ ચણાવી ઘર શ્રેષ્ઠ ધાટે, તજાય શું મન્છર દુખ માટે

## મોરલી અને મોતી.

એક વખત મોરલી અને મોતીને વિવાદ થયો. મોરલી કહે કે તું સ્ત્રીના નાક ઉપર બેસી મજાહ માણે છે તેથી તે એવા શું પુણ્ય કર્યા છે? ત્યારે મોતીએ કહ્યું મોરલીબાઈ તમે નક્કી માનજો કે આ જગતમા કદી પણ "કષ્ટ વિના સુખ મળતું નથી." હું ઘણા વર્ષથી ખારા પાણીમા દરિઆમા રહુ છું એટલું જ નહિ પણ કેટલોક વખત બધીઆર છીપમા મારે કેદ રહેવું પડેલુ હતું બહાર નિકળ્યા પછી પણ મહારા ઉપર શસ્ત્રોની અનેક ક્રિયાઓ થઈ ત્યારે જ હું મુલ્યવાન વસ્તુ થઇ શ્રીમંતની મનારીઓના નાકનો શણગાર થઈ નાક ઉપર બેસું છું? પણ કહો તમે શું પુણ્ય કર્યા છે કે શ્રીકૃષ્ણ પરમાત્માના અધર રસનુ અહોનીશ પાન કરી રહ્યા છો? ત્યારે મોરલી બોલી મેં પણ તમારી જ પેઠે જગલમા હજારો વર્ષ એકલા રહી અસહ્ય દુખ ભોગવેલુ છે, ટાઢ, તડકો, પવન અને વરસાદના અતિષે દુખે કરીને ઘણી વખતે હુ અકળાઇ જતી છેવટે મહારા દુખનો બદલો શ્રી હરીએ મને આપેલો છે, માટે તમારૂ કહેવું સત્ય છે કે "સસારમા કષ્ટ વિના કીર્ત્તિની આશા રાખવી એ તદન ફોગટ છે."

## ઉંટ વૈદ્ય.

એક ઉટને ગળામા પાદડાનો ડુચો ભરાતા બહુ જ ગભરાવા લાગ્યુ એટલે તેના માલિકે એક વૈદ્યને બતાવતા વૈદ્યે ઉંટના ડોકા ઉપર એક મુક્કીનો માર માર્યો તેથી પેલો પાદડાનો ભરાએલો ડુચો ઉટના પેટમા તુર્ત ઉતરી જતા ઉટને આરામ થયો. આ વખતે એક નવો વૈદ્ય ત્યા હાજર હતો તેણે આ ક્રિયા જોઇ પોતાના મનમાં વિચાર કર્યો કે ગળામા જેને ડુચો ભરાય તેને મુક્કીનો માર મારવાથી

આરામ થાય છે. તે જ દીવસે તેના પાસે એક વૃદ્ધ ડોસી ગળામાં પાણી નહિ ઉતરતુ હોવાથી દવા કરાવવા આવી, તેને પેલા ઉટવૈદ્ય ગળાના ઉપર મુક્કીનો ઘા કરતા ડોસી બિચારી મરી ગઈ! જુઓ ઉટ વૈદ્યોની અક્કલ!

## પુસ્તક ચોતરીસમી.

### સંતોષ વિષે.

#### દોહરો.

સૌથી સરસ સતોષ છે, કરવા કેરૂં ઠામ;
રાખો રૂડી રીતથી, દિલમા દલપતરામ.

#### ભુજંગી છંદ.

જડી જાણ સતોષની ખાણ જેને,
ત્રિલોકી તણું તો મળ્યુ રાજ તેને;
ખરેખાત લાગે બિજો સ્વાદ ખારો,
સદા સર્વથી શુદ્ધ સતોષ સારો.
દીધો દામ દાટી લીધો લાભ શાનો,
મળ્યા લાખ તો રાખ જેવા જ માનો;
જુઠો લોભ હાલો ઠગે છે ઠગારો,
સદા સર્વથી શુદ્ધ સતોષ સારો.

### કોઇનુ ભલું કરવાથી પ્રભુ રીઝે છે.

#### હરિગીત છંદ.

ભગવાન લૂખી ભક્તિથી રીઝે નહિ રજમાત્ર તે,
પણ ભક્તિ પરઉપકાર સાથે થાય પ્રભુ પ્રિય પાત્ર તે;

તે વગર વાદ વિવાદ કીધા કામ તેથી શું સર્યું,
શી રીત ઇશ્વિર રીઝશે તેં સારૂ કોનું શુ કર્યું.

### દોહરો.

કરો સુધારો દેહનો, જન સુખ લે સૌ ઠામ.
ધર્મ જાણી મનમા ધરો, એવું ઉત્તમ કામ.

## વિદ્યાનો મહિમા.

વિદ્યા સર્વ ધન કરતા શ્રેષ્ટ છે, કારણ કે તે અક્ષય, ચોરી ન જવાય એવું અને અમૂલ્ય છે. જેની પાસે વિદ્યા છે, તે નીચજાતીમાં ઉત્પન્ન થયો હોય તોપણ જેમ સમુદ્રના પાણીમા નદીનુ પાણી જાય છે તેમ તે વિદ્વાન મનુષ્ય રાજાઓને મળે છે પછી ધન મળવુ ન મળવું તે તો ભાગ્યને આધીન છે વિદ્યા અને વિનયવાન પુરૂપ કોના ચિત્તને હરણ કરતો નથી? દાખલા તરીકે સુવર્ણમા જડેલો મણી કોના નેત્રને આનંદ પમાડતો નથી? બાળક, જુવાન અને વૃદ્ધ થાય ત્યાસુધી પણ શ્રેષ્ટ વિદ્યાનો સંગ્રહ કરે છે. વિદ્યામાં કામધેનુના સમાન ગુણ છે; કારણ કે દુષ્કાળમા પણ તે ફળ આપે છે વિદેશમા વિદ્યા માના સમાન છે માટે વિદ્યાને ગુપ્ત ધન કહેલ છે એટલું જ નહી પણ વિદ્યા જ નરનું અધિક રૂપ તથા ઢાંકેલુ ગપ્તધન, ભોગ, યશ તથા સુખને આપનારી, ગુરૂની પણ ગુરૂ, પ્રવાસમા બંધુજન સમાન અને પરમદેવ રૂપ છે રાજ્ય દરબારમા ધન પુજાતું નથી પણ વિદ્યા પુજાય છે વિદ્યા વિનાનો માણસ ખરેખર પશુ જેવો છે વળી વિદ્યા માતાની પેઠે રક્ષા કરે છે, પિતાની પેઠે હિતમા જોડે છે. સ્ત્રી પેટે ખેદને મટાડી આનંદ પમાડે છે, લક્ષ્મીને વધારે છે અને સર્વ દિશામા કીર્તિને વિસ્તારે છે, માટે તે કલ્પલતાની પેઠે શુ શું નથી આપતી? અર્થાત્ સઘળુ મેળવી આપે છે. તે અનેક સંશયને ટાળનાર તથા પરોક્ષ અર્થને દેખાડનાર શાસ્ત્ર સર્વનુ નેત્ર છે, માટે તે જેને નથી તે આંધળો છે. વિદ્યા મનુષ્યને અતુલ્ય કીર્તિ આપનારી

પડતી દશામા આશ્રયરૂપ, કામદુધાનીપેઠે ઇચ્છિત ફળ આપનારી, સ્નેહિઓના વિયોગ સમયે પણ આનદ આપનારી, ત્રીજા નેત્રરૂપ, માન આપનારી, કુળનો મહિમા વધારનારી તથા રત્નવિનાનું ભૂષણ છે; માટે સઘળુ પડતું મેલી વિદ્યા સપાદન કર. વિદ્યાના મહાન પ્રભાવથી વાલ્મીક, ભવભૂતિ, કાળીદાસ, ભારવિ, બાણ એ મહાન કવિઓ પ્રખ્યાત થયા હતા. માટે એનો મહિમા જેટલો કહીએ તેટલો જ થોડો છે

## જગત કાળને વશ છે.

આ જગતનો અદ્ભૂત ખેલ છે, કારણ કે પૃથ્વીપર અનેક રાજાઓ, અમીરો. ઉમરાઓ, પડિતો વિગેરે પેદા થાય છે અને આખર પાછા નાશ પામે છે. અવિચળ કોઈ રહ્યું નથી અને રહેવાનુ પણ નથી. જેનો જન્મ છે તેને આખર મૃત્યુ આવવાનું જ છે એનો શોક કરવો એ કેવળ મૂર્ખાઇ છે. જુઓને મરૂતરાજા એ કેવો બળવાન અને પ્રતાપી હતો પણ તેને પણ મૃત્યુ છેવટે આવ્યું હતું તો મનુષ્ય પ્રાણી બિચારા શું હિસાબમા ? એ મરૂતરાજાએ ઇન્દ્રને છત્યો હતો. તેના પ્રતાપ વડે ખેડુતોને જમીન ખેડયા વિના અનાજ મળતુ એટલું જ નહિ પણ ઇન્દ્રે તેના રાજ્યમા સોનાનો વરસાદ વરસાવ્યો હતો. તેને પણ જ્યારે મરણ આવ્યુ ત્યારે લાચાર થઇ ગયો. વળી ભગીરથ રાજા જેણે હજારો અસુરોને છત્યા હતા તેને પણ આખરે મૃત્યુ નડયુ હતું દીલીપ રાજાએ પૃથ્વીનો ઘણો ભાગ બ્રાહ્મણોને આપ્યો હતો તે પણ આખરે કાળને વશ થયા ! પૃથુ રાજાએ દરેક ઝાડના પત્રમા મધુ ઉત્પન્ન કર્યુ હતું. તેના પ્રતાપથી ગાયો માત્ર હસ્ત સ્પર્શ કરતા દુધ આપતી, સમુદ્ર તથા નદીઓમા જતા તેના પાણી સ્થિર થઈ જતા. બસો હાથ સોનાના પર્વત કરી જેણે ૨૧ વાર યજ્ઞ કર્યા તે પણ આખર રહ્યા નહિ, તો મનુષ્ય માત્રની કાળના પાસે શું ગણના ? આખુ જગત કાળને વશ છે માટે સત્વર ચેતી જઈ આ લોકના તમામ વૈભવને નાશવત લેખી શ્રીહરીમા અખંડ પ્રીતી રાખવી.

જાનાહે નર જાનાહે, ઘર છોડી એકલા નર જાનાહે ઘર.
મેડી મંદીર છોડ ચલોગે, એક દીન ભોય બીછાનાહે ઘર.
નીજ તન નારી પુત્રકું પોખે, જારી કે સાર મીલાનાહે ઘર.
બ્રહ્મા આદી ભુવનકે સ્વામિ, ઉહાબી થીર ન રહેનાહે ઘર.
દાસ મુકંદ આશ તજી જુઠી, શ્રીહરી ચરન ઠેકાનાહે ઘર

## બોધક વચનો.

[૧] ચાર વસ્તુઓ ગયા પછી પાછી આવતી નથી. [૧] ફેકેલુ તીર, [૨] બોલાયેલો શબ્દ, [૩] ગાળેલી જીદગી (૪) જવા દીધેલી તક.

[૨] તું પૈસાને આધીન ન બન, પણ પૈસાને તારો ગુલામ બનાવ.

[૩] સર્વનુ કલ્યાણ સાધવા કાર્ય કર

[૪] સદ્ગુણ અને સત્કાર્યનો મુલ્યવાન મુકુટ સૌ ધારણ કરી શકે છે.

[૫] નીરહેતુક બોલવું તેના કરતા કાઇ ન બોલવું વધારે સારૂ છે.

[૬] ભૂતકાળ તરફ નજર ન કરો.

[૭] સારૂ પુસ્તક વાચવું એ ઉત્તમ વાત છે.

[૮] આત્મશ્રદ્ધા અથવા સ્વાશ્રય વીજયનું પ્રથમ રહસ્ય છે.

[૯] જે માણસમા આશા, વિશ્વાસ અને સત્ય દઢ પ્રેમ હોય છે તે મનુષ્ય આનદ મેળવી શકે છે.

[૧૦] સ્વાશ્રયથી શુ સાધ્ય નથી, જગતની મહાન વસ્તુઓ સ્વાશ્રયથી જ સાધવામા આવી છે

[૧૧] મહમદ ગીઝનીએ એમ ન જાણ્યુ કે મારી જબરદસ્તીથી હજારો હિંદુઓ મરણ પામશે અને લાખો મનુષ્યના હૃદયમા વેદના ઉત્પન્ન થશે.

× × ×

## સત્યમિત્રતાનું સ્વરૂપ.

એક આગલ વિદ્વાન કહે છે કે “ સત્યમિત્રત્વ સગીન તદુરસ્તી

સમાન છે; જ્યાંસુધી તે નષ્ટ થાય નહી ત્યાસુધી તેની કીંમત ભાગ્યેજ જાણવામા આવે છે." તમારા મિત્રોની વર્તણુંક તથા પદવીથી તમારા જીવનપર અદ્ભુત અસર થાય છે બની શકે ત્યાસુધી તમારા કરતા ઉચ્ચતર કોટીના મીત્રો પસંદ કરવાનો ચોક્કસ નીયમ કરો. જે લોકો તમારા કરતા ઉત્કૃષ્ટ હોય તેની સાથે નીકટ સમાગમમા આવવા અવીરત યત્ન કરો. આનો અર્થ એમ નથી કે તમારે તમારા કર્તાં વધારે દ્રવ્યવાન લોકોના સમાગમમા આવવા યત્ન કરવો.

× × ×

## ગધેડાનું દ્રષ્ટાંત.

### ઇંદ્રવિજય છંદ.

દુષ્ટ થકી દુર જઇ વસીયે ખસીયે, ખળનો પરખી પડછાયો;
હેત નીહાળી થવું નહી હરશીત, શું થયુ જો ગુણ વર્ણવી ગાયો.
ગર્ધવની કદી થાય ન ગાય, ગમાર ભલે જમના જળ નાહ્યો:
દુષ્ટની સોબતથી દલપત, નથી જગમા સુખ કોઇ કમાયો

× × ×

## મનોશીક્ષા.

### ઉધોર છંદ.

કદી તેં મેળવ્યુ ધન ક્રોડ, જીવ્યો જગત શેઠની જોડ,
સાચુ અંત તો સમશાન, મન તું મારી શીક્ષા માન
અગણીત કર ભલે ઉપાય, ધાર્યુ ધરણીધરનું થાય.
ગુણીયલ થઇ સમજ શુભ જ્ઞાન, મન તું મારી શીક્ષા માન.
ઘડવા મેલ અઘટીત ઘાટ, નીચર સદૈવ સારી વાટ,
ગુણ ગોવીંદના કર ગાન, મન તુ મારી શીક્ષા માન.

× × ×

## કચેરનો કાયદો.

જીવ જાણું જોગી જતી સેવી સંપડાવું સુખ,
કાગટના કાકા મારે કશો નહી કાયદો,
સુખ દુઃખ સમૃદ્ધી સંતાન સમે સાપડશે,

વિશ્વપતીએ જો નક્કી કીધો હશે વાયદો.
જગતની રચના વિચારી કામ કર્યા જવું,
એ થકી ઉપાય નહી શોધીયે ઈલાયદો,
સુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
એક માટે ઈશ્વર ન કરે જુદો કાયદો,

× × ×

## આંધળો વણે ને વાછડો ચાવે.

થયુ દ્રવ્ય ભેગુ ગયુ બાર વાટે,
દળે આધળી ને વળી સ્વાન ચાટે,
અરે તોયે સુઝે નહી આધળીને,
રખે રીઝતો રીદ્ધીસિદ્ધિ રળીને.

× × ×

## મોતના ભય વિષે.

### કુંડળીયા.

ડરેરે દુનીયાદાર, નર ગાફલ નફર ગમાર,
કાળ મહા વિક્રાળ છે, ખુદ તુજને ખાનાર.
ખુદ તુજને ખાનાર, જાણ ખાધો કે ખાશે,
નાશી શકે તો નાશ, પછી પસ્તાવો થાશે.
દાખે દલપતરામ, રામ ભજી આજ ઉગરરે,
શ્રી હરીનુ લે શરણ, મરણથી મનમા ડરરે.

× × ×

## ઉપદેશી ચંદ્રવળા.

જીવ જગનો એવો ડાહ્યો, કથા સાભળવા જાય,
ભાંડ ભવૈયા ભુગળો વાગે ત્યા પણ તૈયાર થાય,
ત્યા પણ તૈયાર થાય તે જોવા, ને બુઢાપણાની લાજ જ ખોવા
કહે ગોવીદરામ ગધેડો ગગામાં નાહ્યો,
જીવ જગતનો એવો ડાહ્યો કથા.

જગતપીતા બ્રહ્મા પાસે એક ભયંકર પ્રેતે પોતાને રહેવાનું સ્થળ માગ્યું. બ્રહ્માએ કહ્યું કે "જે ઘરમા સ્ત્રી પુરૂપ વચ્ચે હમેશા ઝગડા થતા હોય ત્યા તું જઇને રહે." તાત્પર્ય કે સ્ત્રી પુરૂપ વચ્ચે ઝગડો થાય ત્યા દુ:ખની જ વૃષ્ટી થાય છે, એવું સમજી લેવું, ને જ્યા સ્ત્રી પુરૂપ વચ્ચે સંપ હોય ત્યા સુખ જ છે. કહ્યુ છે કે–

સંપ સારમા છે સાર સંસારમાં જો,
સંપમા છે સુખ સર્વનો નીવાસ જો;
ગ્રહે નહી સંપ જ્યા નર–નારમા જો,
ત્યા તો ત્રાણ ત્રાણનો હોય ત્રાસ જો

ક. દ ડા.

× × ×

### દોહરો.

પતી પદની પુજાવડે, વનીતા શુધજ થાય.
આણ પતીના પુજનથી, પુરા પુણ્ય પમાય.

( કેશવકૃતી. )

× × ×

### પરચુરણ દોહરા.

શઠને તો શીક્ષા વીના, કદી ન આવે સાન;
કહીએ ખરને કરગરી, તો ન તજે તોફાન.

× × ×

શીવજી કેરો પોઠીયો, શીવસંગે પુજાય
પશુ જેવો જન હોય પણ મોટો વગે મનાય

× × ×

સંકટની શંકા કરે, તેથી ન કાંઈ કરાય,
શીખે તરવા શી રીતે, જો જળમા નહી જાય.

× × ×

હરકત કશી ન હોત તો, શોભત નહી સંસાર,
હરકત કશી ન હોત તો, બાધત શીદ ઘરબાર.

× × ×

## દોહરો.

નર આવત નહી નર સમીપ, આવત હે દીન પાસ;
સો દીન કયુહી બીસારીએ,કહત બીહારીદાસ.

ભાવાર્થ–"એક માણસ બીજા માણસની પાસે યાચના કરવા આવે છે, પણ તેના સારા દહાડાની પાસે યાચના કરવાને આવે છે, ને એ સારો દહાડો કાંઇ સદાકાળ ટકી રહેવાનો નથી માટે એ સમયને ભુલી વૃથા જવા દેવો નહી, એમ બીહારીદાસ કહે છે."

× × ×

પ્રશ્ન દુનીયામા દુ ખદાયક ઘર કયું ?
ઉત્તર જ્યા સ્ત્રીનુ પ્રબળ હોય તે

× × ×

ગરજ ગળી સંસારમા, ગરજે સર્વ તણાય,
ગરજે મોટા મહીપતી, પર ઘર ધકા ખાય.

× × ×

નવ પલ્લવ તરૂ પેખીને, શુષ્ક જવાસો થાય;
એ રીતે ઇર્ષાળુ જન, પર શુભ પેખી સુકાય.

× × ×

એક વીના અગણીત મીંડા, મીથ્યા જેમ મનાય,
વિવેક સદ્દગુણ વીણ ત્યમ, વિદ્યા વ્યર્થ ગણાય.

× × ×

પરનુ ભુડુ ચાહતા, ઘરનુ અમંગળ થાય,
અજની સુતને બાળતા, લંકા સળગી જાય.

× × ×

પર પક્ષીના સદ્દગુણો, નીજ પક્ષીના દોષ,
ડુગર સમ દેખાય નહી, એ મોટો અફસોસ.

× × ×

મધમાખી મધ સંગ્રહે, ખાતે કદી ન ખાય:
પારધી પાછળ પડી, સઘળું લુંટી જાય.

× × ×

દુષ્ટ તજે નહી દુષ્ટતા, કદી કરીએ સત્કાર;
નીત્ય દુધ પાઓ નાગને, પણ કરડે કોઈવાર.

× × ×

કૃતઘ્નીને જે ગુણ કર્યો, ધરી ધુળમા ધુળ,
બાવળીઓ બળીઓ બની, સદાય આવે શુળ.

× × ×

સુખ દુ ખ સરજ્યા ઇશ્વરે, દયા ધરીને એમ;
કડવા મીઠા ઓસડો, પાય જનેતા જેમ.

× × ×

દુ ખ દેવું પણ દેવનુ, દયા ભરેલું કામ;
મહા દયાથી રોગીને, દે છે વૈદ્યો દામ.

× × ×

અપની પોચ બીચારકે, કરતબ કરીયે દૌર;
તઇસે પાય પસારીએ, જઇસી લંબી સૌર.

× × ×

નીચ જાતી પણ સદગુણી, પામે કીરતી પ્રકાશ;
કંઇક સદગુણી શ્વાનના. હયાત છે ઇતીહાસ.

× × ×

મોતથી વધારે દુ ખદાયક શું ? અપમાન મનુષ્યનો હુકમ કોના ઉપર ચાલતો નથી ? મોત ઉપર.

× × ×

## મોહનો મહીમા મહા ગહન છે.

એક શ્રીમાન પુરૂષે ઘણા પુણ્ય કરેલા તેને લીધે સ્વર્ગમાથી તેને તેડવાને વીમાન આવ્યું તે વખતે પેલા શ્રીમાન પુરૂષે વીમાનવાળાને કહ્યુ કે આ વીમાનમા મારા છોકરા તથા ધર્મપત્નીને

સાથે લેવા પડશે' ત્યારે વીમાનવાળાએ કહ્યું કે અમોને બીજાને વીમાનમા બેસાડવાનો હુકમ નથી એટલે લાચાર છીએ' છેવટે શ્રીમાને કહ્યુ ભલે તમોને હુકમ ન હોય તો હુ તમારા વિમાનનો ડાંડો ઝાલી સ્વર્ગમા આવીશ પણ મારા પગને મારી સ્ત્રી તથા છોકરા વળગી સાથે આવશે' ત્યારે વીમાનવાળા કહે એમા અમોને હરકત નથી. છેવટે વીમાન આકાશમાર્ગે રવાના થતા રસ્તામા શ્રીમાન પુરૂષના પુત્રે કજીઓ કર્યો તેને સમજાવવા જતા વીમાનની ડાંડીપરથી હાથ છુટી જતા સર્વે પૃથ્વીપર પડી મરી ગયા મોહ એવી ચીજ છે કે અંત વખતે પણ મનુષ્યને હેરાન કરે છે. તે માટે મહાન પુરૂષો સર્વેનો સગ છોડી જગલમા જઈ રહે છે તેને મોહનો સ્પર્શ થાય નહિ.

## બંસરીનો મહીમા.

બસુરીને ગોપીઓએ પુછ્યુ—“ અરે બસુરી ? તું વાસડાનો એક ક્ષુદ્ર કટકો છે, છતા તેં શી ભુરકી નાખી છે કે અમારા પ્રીયતમ શ્રીકૃષ્ણ ભગવાન કે જેમના ચરણકમલોની રજ ભીષ્મ અને અર્જુન જેવા વીરનરો પોતાના મસ્તકે ચડાવે છે વાસળી બોલી હુ અંદરથી ખુલ્લી બની છું મારી અંદરનો કચરો, અહંકાર, સ્વાર્થ વગેરે મે દુર કરેલા છે તેથી ભગવાન મને ચુબન આપે છે.

× × ×

સ્વાર્થ વિના ન ઓળખે સ્વાર્થીઓ સસાર,
નીત્ય દીસે નક્ષત્ર પણ, કોઈક ઓળખનાર

× × ×

સૌ જનને સરખા ગણે, જન જે મુરખ જાત;
એકજ અસ્ત્રે સર્વને મુંડે મેત્રો રાત.

× × ×

કહેવું કંઇ કરવું કંઈ, એવી જગની રીત;
દ્વીવીધ દંત છે હસ્તીને, જુઓ ધારીને પ્રીત.

× × ×

સદૈવ જે સાથે રહે, તેમાં ખટપટ થાય;
દાત તળે કોઇક દીને, જીભ જરૂર કચરાય

× × ×

નીર્બળ જન નીંદા કરી, કાઢે મનનો રોપ;
પામે રાડીરાડ મન, આપ દઈ સંતોપ

× × ×

### છપયછંદ.

છાની ન રહે છેક, રીત ભુંડી કે રૂડી.
ઘરમા કરીએ ગુહ્ય,દેશમા વાગે ડુડી.
છાનો ન રહે પુરપ, શુર કાયર કે દાના.
છાનું ન રહે છીદ્ર, ભ્રાત ભગિની કે માના
વળી વીદ્યા છાની રહે નહી, લીલા લહેર લક્ષ્મી તણી:
કદી છાનું પાપ રહે નહી, ખોદી છાલ પૃથ્વી ખણી.

× × ×

મલ્યાગર ચંદનના લાકડાને વગડાના ભીલ લોકો ઇંધણાં કરીને બાળે છે એ અતી પરીચયનું જ કારણ છે. તે વીષે એક કવીએ કહ્યું છે કે

દોહરો

અતી પરીચય તેં હોત હે, અરૂચી અનાદર ભાય'
ઇંધન કરી સબ હીમલય, ચંદન દેત જરાય.

× × ×

આ દેહ એ દેવાલય છે, ને તેમા જીવરૂપી દેવ બીરાજી રહેલા છે. એ દેહરૂપી દેવાલયને પવીત્ર વીચારોરૂપી પાણીથી હમેશા ધોઇ સ્વચ્છ રાખવું, એ દેવાલયમા જ્ઞાનરૂપી દીપકનો પ્રકાશ કરી અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરવો જોઇએ.

ઉત્તમમા ઉત્તમ અને મોટું પુસ્તક કયુ ? એ પ્રશ્ન એક જણે

પોતાના ગુરુને પુછતા તેનો ઉત્તર સદ્‌ગુરુ તરફથી એવો મળ્યો કે જે વાચવાથી સદાચરણી થવાય તે.

× × ×

## ઉત્તમ દશ રત્નો.

[૧] પૈસાદાર કોણ? જે દોઢ પાઈ બચાવે તે.
[૨] કરજદાર કોણ? જે આવક કરતા વધારે ખર્ચ કરે તે.
[૩] મોટામા મોટી જંજાળ કઇ? ધનની.
[૪] મોટામા મોટુ વ્રત કયું? બ્રહ્મચર્ય વૃત.
[૫] ઉત્તમ સ્થાન કયુ? જે સ્થાનકે મનને શાતિ થાય તે.
[૬] દુનિયામા ઉતાવળે ચાલનાર કોણ? વખત.
[૭] મોટામા મોટી અને કીમતી દોલત કઈ? તદુરસ્તી.
[૮] સુખથી સુનાર કોણ? જે ઉધારે વેપાર ન કરે તે.
[૯] મનુષ્યને પ્રાણ લેનાર ખંજર કયુ? અપમાન.
[૧૦] મોટુ ને અમુલ્ય રત્ન કયુ? આખ.

## સતીનો મહીમા.

કૌશીક નામનો કુળવાન અને વેદવેત્તા તથા તપનો ભંડાર ધર્મનિષ્ટ બ્રાહ્મણ હતો તે હમેશા જંગલમાં એક વડલાના ઝાડ તળે પરમાત્માનું અખડ ધ્યાન કરી રહ્યો હતો એક વખતે એક બગલીએ તેના ઉપર ભુલથી ચરક નાખી તે ઉપરથી તેણે ક્રોધાયમાન થઈ બગલીને શ્રાપ દઈ બાળી મુકી ત્યારપછી ગામમા ભીક્ષા માગવા જતાં એક સતિ સ્ત્રીના ઘર પાસે જઇને ભીક્ષા માગી. સ્ત્રીએ કહ્યુ હું આપુ છું, ઉભા રહો, પણ વાસેથી તેનો પતિ આવતા તેના પુજનમાં રહેવાથી આવનાર કૌશીકને ભિક્ષા આપવી ભૂલી ગઈ ને ઘણો વખત ખોટી થવાથી પતિસેવામાથી પરવારી ભિક્ષા દેવા તે સતિ આવી તેવો જ કૌશીક ક્રોધાયમાન થઈ કહેવા લાગ્યો હે સતી! તેં મને વીના કારણે ખોટી કર્યો શું તુ મારૂ મહાત્મ સમજતી નથી? ત્યારે પેલી સતી કહેવા લાગી હે મહારાજ! પેલી બગલીને આપે વિના કારણે મારી નાખી તે પ્રમાણે મારા ઉપર ક્રોધ કરશો નહી, કેમકે

મહાત્મા પુરૂષોને ક્રોધ કરવો ઘટીત નથી. કૌશીકે મનમા જાણ્યું કે આ સ્ત્રી સતી છે ને તેના સત્યના પ્રભાવથી મારી બગલી માર્યાની વાત જાણી ગઈ છે. તેથી તે સ્ત્રીને નમન કરી હવે પછી ક્રોધ નહિ કરવાના સપથ લઈ કૌશીક વનમા ગયો. સતી સ્ત્રીઓના એકવચનથી પણ મોટો બોધ મળી શકે છે '

× × ×

## સત્યભામા ને દ્રૌપદીજી.

એક વખત સત્યભામાએ મહાસતી દ્રૌપદીજીને પ્રશ્ન પુછયો કે મહાશુરવીર તમારા પતિ પાંચ પાડવને તમે શી રીતે વશ કર્યાં તે મને કહો ત્યારે દ્રોપદીજીએ નીચે પ્રમાણે કહ્યુ

[૧] મારા સ્વામિનાથ સાથે હુ અહંકારથી કદી પણ બોલતી નથી.

[૨] જરાપણ ક્રોધથી કોઈ દીવસ મારા પતિ સામુ બોલતી નથી.

[૩] તેઓ દુરથી બોલાવે તો તુરત લાખ કામ છોડી દઇ તેઓ પાસે જાઉ છુ.

[૪] ઈસારેથી પોતાની આંખની કટાક્ષથી અભિપ્રાય જણાવે કે તુરત સમજી જાઉ અને તે-પ્રમાણે ઝડપથી અમલ કરૂં છુ.

(૫) ગમે તેવો શુરવીર, પરાક્રમી, રૂપવાન, ગુણવાન, સારા પોષાકવાળો પુરૂપ દેખું તોપણ મારા પતી પાસે હું તેને તુચ્છ ગણું છુ, અને મને એમ તો થાયજ નહી કે, અમુક પુરૂપ મારા સ્વામી કરતા સરસ છે.

(૬) મારા સ્વામી જમ્યા ન હોય તો હું તેમના પહેલાં કોઈ દીવસ જમતી નથી. મારા પતી ઉભા હોય તો હું ઉભી રહું છુ.

(૭) મારા પતી બહારથી ઘરમાં આવે તે વખતે હું ઘરમાથી સર્વ કામ છોડી તેની પાસે આવી તેને બેસવા માટે વીનંતી કરી આસન આપી બેસાડું, અને પાણી આપી પીવા વીનંતી કરૂ, અને પછી તે ખુશીમા આવ્યા છે કે કંઈ વીચારમા છે કે કંઈ ચીંતામા છે તે જાણું, અને તે બાદ તેની સાથે સમયાનુસાર અતી નમ્રતાથી વાતચીત કરૂ.

## પુલછાબ પાંતરીસમી.

### મહાત્માશ્રી પાગલ હરનાથના ઉપદેશો.

નીચાણમાં વહેવું એ પાણીનો સ્વભાવ છે, એ કોઈ દિવસ સ્થિર રહેતું નથી. ધડામા જો પાણી ભર્યું હોય તો તે સ્થિર રહી શકે ખરૂ. તેવી રીતે મનને પણ એવા કોઇ દૃઢ દુર્ગમા પુરી તેનો નિરોધ નહીં કર્યો હોય તો તે પણ ચલીત જ રહેવાનું.

* * *

મનને ચલીત કરવામા સ્ત્રી અને સુવર્ણ પ્રધાન છે. બલ્કે સુવર્ણ કરતા સ્ત્રીનું પ્રાબલ્ય વિશેષ છે. તેટલા માટે મનનો નિગ્રહ કરવા સ્ત્રી સંસર્ગના ત્યાગની આવશ્યકતા છે.

* * *

સરીતારૂપી સ્ત્રીથી તો બને તેટલા દુર રહેવામા જ લાભ છે: મનનો જ્યાં સંપૂર્ણ રીતે નિગ્રહ થઈ ચુકયો હોય ત્યા પછી સરીતાના તો શું પણ સાગરના અગાધ જળમા તરબોળાશો તોયે પણ તે ચલીત થશે નહિ.

* * *

સર્પની સાથે ગેલ કરવાને તેને પોતાની મુરલીથી અગર હાકથી વશ કરવાની વિદ્યા શીખવી જોઇએ. તે વિદ્યાની પ્રવીણતા વિના સર્પની સાથે ગેલ કરવામા જીવનુ જોખમ રહે છે સર્પને પકડવા પહેલા તે ગુપ્ત વિદ્યાનુ શિક્ષણ લ્યો, તેનો મત્ર શીખો.

* * *

શોકની ખીણમા શાન્તીથી રહેવામા ચતુરાઈ છે ગમગીનીના વાતાવરણમા ગમગીનીનું જીવન ગાળવું એમા કાઈ બહાદુરી નથી. છાકટાની ટોળીમા છાકટા ગણાવું એમા કાઈ બહાદુરી નથી ચોરની

ટોળીમા ચોર થઈ રહેવું એમા કાંઇ વિસ્મય જેવું નથી. પોતાના પ્રતિકુળ સંજોગોની સામા મજબુત ટક્કર ઝીલવી અને નિરલેપ રહેવું તેમાં ખરી બહાદુરી છે.

* * *

વીપદના વાદળામા આનંદથી રહેવું એમા જ ચાલાકી છે.

* * *

પ્રેમના સાચા સ્વરૂપમા પ્રોત્સાહન કરનાર માત્ર દુરની સ્થિતિ છે.

* * *

સંકટના સમયમા હીંમતભર્યા રહેવું એમા બાહોશી છે.

* * *

દુનીયાના કજીઆ કંકાસથી પરીપૂર્ણ થએલા હાથ વરાળવાળા સમાગમથી વિમુખ રહેવાને દૃઢ નીયમ કરો. જેમ બને તેમ સંત સમાગમની જીજ્ઞાસાને જ પ્રગટાવો, પોષો અને ફળીભૂત કરો.

* * *

તમને તમારા સ્વભાવાનુસારનો સહવાસ નહી મળે તો નીરંતર એકલા રહેવું એ શ્રેયસ્કર છે.

* * *

તમારે શરમીદા થવું પડે અગર નીચુ જોવું પડે એવાં કર્મોમા કોઈ દિવસ પ્રવૃત થશો નહિ. જે કર્મના અનુબોધનો આપણા અંતકરણને હર્ષીત કરે તે પુણ્ય છે અને શોક નિવિત કરે તે પાપ છે. ભીરૂતા રહીત નિખાલસપણે જાહેરમા તમે તમારા કર્મોના અનુબંધન કરી શકો તેવા કર્મો હાથ ધરજો.

## શીલાદીત્ય રાજાની ખેરાત.

શીલાદીત્ય રાજા દર પાંચ વર્ષે પોતાના રાજ્યના ખજાનાનું દાન કરી દેતો અલ્હાબાદની પાસે ગગા જમનાના જળનો સંગમ થાય છે, તે મેદાનમા તે મહારાજાના બધા રાણારાજાને અને લોકોનાં ટોળાંને પચોતેર દીવસ લગી જમાડવામા આવતા, તેનુ વર્ણન ચીના જાત્રાળુ હીઓનસાગે કર્યું છે. શીલાદીત્ય પોતાના મહેલની તમામ

દોલત લાવી બ્રાહ્મણોની તથા બુદ્ધ જતીઓને, સાધુઓને અને બીજા ધર્મવાળાઓને (પરમાર્થીઓને) અંતર ગણ્યા વિના આપી દેતો. એ જીવને છેલ્લે દહાડે પોતાનાં અંગના આભૂષણો અને રાજ્ય પોષાક ઉતારી પાસે ઉભેલાને આપી દઇ પુરાતન કાળમા બુદ્ધની પેઠે શીલાદીત્ય કોઇ ભીખારીનાં ચીથરા પહેરતો. આ ક્રિયાથી બુદ્ધના મહા ત્યાગને તે ઉજવતો અને સાથે સાથે બ્રાહ્મણોને અપાર દાન દેતો. ધન્ય છે એવા મહાન ભૂપતિઓને ! અત્યારના સમયમા એવા ભૂપતિઓ થવા મહા દુર્લભ છે.

## બર્કનો સિદ્ધાંત.

બર્ક કહેતો કે " લોકો જેને કીર્ત્તિ કહે છે તેને માટે પાશેર સડેલા ઘઉ પણ હું આપુ નહિં ".

## ૯૯ વિશ્વાસી પુત્ર.

એક ભણેલી ગણેલી પતિવ્રતા સ્રીનો પતિ પ્લેગમા ગુજરી જવાથી તે નિરાધાર થઈ પડી હતી. તેને એક આઠ વર્ષનો પુત્ર હતો પરંતુ દુઃખ અને દારિદ્રવસ્થામા તે પોતાના દીવસો ગુજારતી. કોઈ કોઈ વખત તો મા અને દીકરાને અનાજ વિના સાસા પડતા કેટલોક કાળ તો પોતે ઝીણો મોટો ઘરનો સામાન વેચી પોતાનો ઉદર નિર્વાહ ચલાવ્યો, ફુરસદના વખતમાં ગામના લોકોનુ વૈતરૂ કરી તેણે પોતાના પુત્રને શિક્ષણ આપ્યુ રાત્રિના વખતે પોતાના પુત્રને તે ધર્મનો હમેશા બોધ દેતી ને સમજાવતી કે પરમ પીતા પરમેશ્વર જ આપણા એક બન્ધુ છે, એ દીનાનાથ વગર અન્યની આગળ આપણુ દુખ રડવું એ નકામુ છે. એક દીવસ દૈવયોગે તેની માને તાવ આવ્યો હતો ઘરમા કાઈ પણ ખાવાનું મળે નહિ એટલે એ દિવસ મા અને દીકરો ભૂખ્યા રહ્યા ભૂખને લીધે આ ન્હાના બાળકને ઘણું દુખ થઇ આવ્યું પણ કોણ ખવરાવે ? આખરે બાળક એક પત્ર લખીને ટપાલની પેટીમા નાખવા ગયો પેટી જરા ઉચી હતી અને આ ન્હાના બાળકનો હાથ ત્યા પહોચતો નહિ હોવાથી પાસે ઉભેલા એક માણસે તેનો પત્ર હાથમાં લઈ પત્રનુ શિરનામુ જોવા લાગ્યો તો તેમા લખ્યુ હતું કે

"પરમપૂજ્યનીય ભક્તિભાજન પરમપીતા પરમેશ્વરના શ્રી ચરણકમળમાં પહોચે મુ. સ્વર્ગધામ." ઉપરના શિરનામાથી એ ગૃહસ્થનું કૌતક વધ્યુ અને તેણે એ મોટા અક્ષરે લખેલો પત્ર વાચવા માંડયો એમા લખ્યુ હતુ કે "પરમ પીતા પરમેશ્વર ' મેં સાભળ્યું છે કે તમે અમારા પરમ મિત્ર છો તમારી પાસે જે માગીએ તે મળે છે, અમે ઘણા જ ગરીબ છીએ તેમા વળી મહારી માને તાવ આવ્યો છે, તમે દયા કરીને થોડા પૈસા મોકલાવી આપો તો અમને આજ ખાવાનું મળે." એ સજ્જન બાળકનો સરળ વિશ્વાસ જોઇને રડવા લાગ્યો. ને તેમણે તરતજ ગજવામાથી થોડાક રૂપીઆ કાઢીને બાળકના હાથમા મુકયા, અને કહ્યું "હુ ઇશ્વરના નોકરનો નોકર છુ, હમણા આ રૂપિઆ તેમની તરફથી લઇ જા. તારા પત્રને હું પોતેજ એમના દરબારના પહોચાડીશ અને ત્યાથી જે હુકમ મળશે તે પાછળથી તારા જાણવામા આવશે

## સાધારણ ગુણ ઉપરથી મનુષ્યની પરીક્ષા થઇ શકે છે.

એક ગરીબ છોકરાએ પેરીસની એક બેકમા એક જગ્યા મેળવવાને માટે અરજી કરી પરન્તુ તેમા તેને નિષ્ફળતા મળી. દરવાજામાથી બહાર નિકળી તેણે નીચે પડેલી એક ટાકણી ઉપાડી લીધી. તે બેકના મેનેજરે આ ઘટના જોઈ અને તેમાથી તે છોકરાની યોગ્યતા સમજી લઇને તેને પાછો બોલાવીને એક જગ્યા આપી, કે જે જગ્યા ઉપરથી ઉન્નત થતો થતો તે અતે પેરીસનો મોટામા મોટો બેકર બન્યો હતો ' એક સાધારણ ગુણ મનુષ્યનો ઉદય કેવી રીતે કરી શકે છે તે આ સાધારણ દ્દષ્ટાતથી સમજાય છે.

## પાવરી બાબાનો પરોપકાર.

પાવરી બાબા ગાજીપુરની એક ગુફામા રહેતા હતા અને હમેશાં પ્રભુના ધ્યાનમા મગ્ન રહેતા એક વખતે રાત્રે તેની ગુફામા ચોર આવી તેના વાસણો લેતા પાવરી બાબા જાગી જતા ચોર લોકો ભાગી નિકળ્યા. તુર્ત પાવરીબાબા તે હામો લઈ ચોરોની વાસે દોડયા અને ચોરોના પગે પડી રોતા રોતા કહેવા લાગ્યા "મને માફ કરજો

હું તમને કામમા આડો આવ્યો !" આ વાસણ તમે લ્યો તે તમારાં જ છે મારા કરતા તમારે તેની વધારે જરૂર છે" વળી એક વખત તેને એક કાળો નાગ કરડયો તે વખતે તે નાગને દંડવ્રત કરી હસવા લાગ્યા.

## પુણ્ય વિના પૈસાની પ્રાપ્તિ થતી નથી.

એક શહેરમા એક ક્ષત્રીએ ધનવાન થવા માટે શિવજીની અત્યંત સેવા કરવા માડી ઘણા કાળે શિવજી તેનાપર પ્રસન્ન થઇ તેને વર આપ્યો કે હે ક્ષત્રી ! " હુ તારી સેવાથી પ્રસન્ન થયો છું ને તને વર આપુ છુ કે તું હવે ઘેર જા, અને તારા દ્વારમાં જે ભીક્ષુક આવે તેને લાકડી મારજે એટલે તે તુર્ત થરી જશે અને સોનાનો ટગલો થઈ જશે તેનાથી તુ પૈસાદાર થઈશ " આવા મહેશના વચનો સત્ય માની પેલો ક્ષત્રી પોતાને ઘેર જઈ હાથમા લાકડી લઈ ભીક્ષુકની વાટ જોતો બેઠો. એવામા એક ભીક્ષુક આવતા તેને લાકડીનો માર માર્યો એટલે શિવજીના વચન પ્રમાણે તેના ઘરમા સોનાનો ઢગલો થઇ ગયો. આ વખતે એક હજામ તેની આ ચીકીત્સા જોઇ રહ્યો હતો તેને પણ મનમા વિચાર કર્યો કે ભીક્ષુકને લાકડી મારવાથી ધનની પ્રાપ્તિ થાય છે' તુર્ત પોતે ઘેર જઇ હાથમા લાકડી લઈ ભીક્ષુકની વાટ જોતો બેઠો એવામા દૈવ્યયોગે એક ભીક્ષુક તેનાં આગણામા આવી ચડયો તુર્ત તે હજામે લાકડી મારી તેને મારી નાખ્યો પણ કાઇ ધનનો ઢગલો તો થયો નહિ પણ બિચારો હજામ વિના કારણે ફાસીને લાકડે ચઢી ગયો' માટે ખરૂં રહસ્ય સમજ્યા વિના આ હજામની પેઠે ધનવાન થવાની પુણ્ય વિના ખોટી આશા રાખે તે અંતે દુખી થયા વિના રહે જ નહિ

## પ્રતિદિન કોઇ માણસનું કાંઇ હીત કરજો.

એક રાજા હતો, તેને એક ન્હાનો પુત્ર હતો આ રાજા તેને ઘણો જ ચાહતો અને તેને સુખ આપવાને માટે એ ઘણો જ પરીશ્રમ કરતો. તેણે એને બેસવાને માટે એક ટટ્ટુ આપ્યો હતો, રહેવાને સુંદર ઓરડાઓ આપ્યા હતા, તે સિવાય અસંખ્ય ચિત્રો, પુસ્તકો અને

રમકડાં આપ્યા હતાં. તેને શિક્ષકો, સોબતીયો અને દ્રવ્ય ખરીદી શકે તથા બુદ્ધિ શોધી કાઢી શકે એટલા બધા પ્રકારની પ્રત્યેક વસ્તુ પુરી પાડી. પરન્તુ આ સઘળું છતાએ તે બાલ રાજકુમાર દુઃખી હતો. તે જ્યા જ્યા જતો ત્યાં ત્યા મોઢું ચડાવીને જતો અને પોતાના પાસે ન હોય એવી કોઈ વસ્તુને માટે હમેશા ઇચ્છા જ કર્યા કરતો અંતે એક જાદુગર તે રાજાના દરબારમા આવ્યો. તે પેલા પુત્રના ચહેરા ઉપર અસંતોષની છાપ જોઇને રાજા પ્રત્યે બોલ્યો "હું આપના કુમારને સુખી કરી શકીશ, અને તેના અસંતોષને હાસ્યમા ફેરવી શકીશ, પરન્તુ તેને એ મર્મ કહેવાને માટે આપે મને મોટી કીમત આપવી જોઈએ." રાજા બોલ્યો "વારૂ તમે જે માગશો તે આપીશ". તે જાદુગર પેલા રાજકુમારને પોતાના ખાનગી ઓરડામા લઈ ગયો. તેણે એક નાનકડા કાગળ પર એક શ્વેત વસ્તુ વતી કાઇંક લખ્યું. ત્યારપછી તેણે એ છોકરાને એક મીણબતી આપી અને તેને સળગાવી તે કાગળની નીચે રાખીને તે વાચવાને કહ્યું. ત્યારપછી તે જાદુગર ચાલ્યો ગયો. એ રાજકુમારે એના કહેવા પ્રમાણે કર્યું એટલે સફેદ અક્ષરો સુંદર નીલા રંગના થઇ ગયા. તેના વાંચવામાં આ શબ્દો આવ્યા "પ્રતીદીન કોઇ માણસનું કાઇંક હીત કરજો". એ રાજકુમારે આ સલાહ માન્ય કરી અને તેથી તે દેશનો સૌથી વિશેષ સુખી રાજા બન્યો.

## આડે રસ્તે ચાલવાથી નુકશાન થાય છે.

બીહારમા મખદુમશાહની કબર છે. તેઓ રાજગ્રહમાં પહાડ ઉપર એક ગુફામા તપસ્યા કરતા હતા. ત્યાથી બહાર પાછા આવતી વખતે એક દીવસ તેઓ એક ખેતરમા ઝાડોની છાયા નીચે વિસામો ખાવા સારૂ બેઠા. ત્યા આગળ ચીભડાનું એક ખેતર હતું. ખેતરના રખવાળાની નજર તેમના તરફ ગઇ. એ સમજ્યો કે આ માણસ ચીભડા ચોરીને ખાવા સારૂ અહી બેઠો છે. એણે કાઈ વધારે પુછપરછ કર્યા વગર એ ફકીરના માથામા લાઠી મારી. ફકીરે રખેવાળને કાઇપણ કહ્યું નહિ, ઉલટું પોતાના મનને ઠપકો આપ્યો કે—"હે સરફા ક્યો ચલે હો કુરાહ ! ચલે લાઠી ખાયા. અર્થાત હે સરફુદીન !

તું કુમાર્ગે શા સારૂ ગયો કે માર ખાવા વારો આવ્યો? સીધે રસ્તે ચાલ્યા જવું પડયું કે જો કોઇ પડતર જમીનમા કે સુકા ઝાડઝાખરા તળે બેસત તો ખેડુતની આવી ભુલ થાત નહી આડે રસ્તે ચાલવાથી મનુષ્યને નુકશાન થાય છે માટે કોઈ દીવસ આડે માર્ગે ચાલવું નહિ. રાજમાર્ગે જવાથી કોઇને નુકશાન થતું નથી એ નિસદેહ છે

## વિષયવાસનાથી હલકી યોનીમાં અવતરવું પડે છે.

નહુષ એ નામનો ચંદ્રવંશી રાજા હતો, તેણે ઇંદ્રનું રાજ્ય હરી લીધું હતું, અને તેની ઇંદ્રાણી ઉપર કુદૃષ્ટી કરી વિષયમા વિહ્વલ થયો હતો ઇંદ્રાણી સતી હતી એટલે તેણે કપટ કરી કહ્યુ કે તું અપૂર્વ રથમા બેસીને આવે તો હુ તને વરૂ. તેથી નહુષ રાજાએ રથને મહાન રૂષીઓ જોડીને પોતે ઇંદ્રાણી પાસે આવવા નીકળ્યો, તે વખતે તે ગર્વ અને વિષયથી તદ્દન અધ બનેલો હતો તે ઉપરથી અગસ્ત રૂષીએ તેને શ્રાપ આપ્યો કે હે રાજા તું "સ્વર્ગમાથી સરપ થઇને પૃથ્વી ઉપર પડ!" એ ઉપરથી તે સરપ થઇ પૃથ્વી ઉપર પડયો હતો જ્યારે એવા મહાન રાજાને વિષયની વાસનાથી સર્પ થવુ પડયુ તો મનુષ્ય માત્રની શુ ગણના?

## વિષયવિલાસ માટે કરોડો રૂપિઆની મુડી પણ થોડી ગણાય છે.

એપીશીયસે મોજવિલાસમા પચીસ લાખ પૌડ ખરચી નાખ્યા અને ત્યારપછી મારા આ બાકી રહેલા એક લાખ પૌડ મને તગીમા બચાવી શકશે નહિં, એવા ભયથી તે ઝેર ખાઇને મરણ પામ્યો. ક્લીયોપેત્રાએ એક દારૂના પ્યાલામા એક લાખ પૌંડની કીમતનું એક મોતી પીગળાવી નાખ્યુ અને તે દારૂ તેણે પોતાના આશક એનટનીને તેના માનમા આપેલા એક ખાણા વખતે પીવાને આપ્યો. એસોપસે એક ભોજન પ્રસગે માત્ર એકજ રકાબી ઉપર એકહજાર પૌડ ખર્ચ્યા હતા. લ્યુકયુલસ એક ઉજાણીપર સાધારણ રીતે વીસ હજાર પૌડ ખરચતો હતો ઝરકસીસની પાસે પ્રચંડ સઇન્યો અને કાફલાઓ હતા તેમજ અપાર દ્રવ્યભંડાર હતો, પરન્તુ તેથી તે

સંતુષ્ટ થયો ન હતો; અને તેણે નવિન વિલાસ શોધી કાઢવાને ઈનામ આપવાનુ જાહેર કર્યું હતું. અહા ! વિષય વિલાસ માટે કરોડો રૂપિઆની મુઠી પણે થોડી ગણાય તેના આ દાખલા સત્ય છે.

## બુદ્ધનો અવસાન ઉપદેશ.

(૧) ઉમંગી થજો. (૨) વિચારવંત થજો. (૩) પવિત્ર થજો. (૪) તમારા પોતાના હૃદય ઉપર ચોકસ નજર રાખજો એટલે કે તેને આડે રસ્તે જવા દેશો નહિ. (૫) શાસ્ત્ર પ્રમાણે વરતજો. (૬) નીતિ પાળજો. (૭) હીમત હારશો નહિ. (૮) દુનિયા બેડીથી સજજડ જકડાએલી છે. (૯) ખત રાખી મોક્ષ મેળવવા પ્રયત્ન કરજો. (૧૦) મોક્ષનો માર્ગ સઘળા મનુષ્યને ખુલ્લો છે.

## બૌદ્ધમતની કેટલીક ઉમદા બાબતો હિંદુ ધર્મમાં આવેલી છે.

(૧) મનુષ્ય માત્ર એક કુટંબના ભાઇઓ છે.

(૨) સઘળા સાથે નરમાશ રાખવી.

(૩) ગરીબને પાળી તેને માન આપવું.

(૪) કોઇનું કદી પણ ભુડું ઈચ્છવું નહી

## વશીકરણ.

લોકો ભલે વશ કરવાની વિદ્યા જાણતા હોય પણ મધુરવાણી એ એક જાતનું વશીકરણ છે. સાપ જેવા ઝેરી જાનવરો પણ મીઠા સુરથી વશ કરે છે જ્યાસુધી મનુષ્ય મધુર વાણી બોલતા શીખ્યો નથી ત્યાસુધી તેને વશીકરણની વિદ્યા હાથ આવી નથી.

## ઉપયોગી વચનો.

(૧) આળસુ માણસ કાટા વિનાના ઘડીઆળ જેવું છે.

(૨) ઈચ્છા હોય તો માર્ગ જડી આવે છે.

(૩) અનુભવ એ દ્રવ્ય કરતા પણ કીમતી છે.

(૪) કોઇપિણ માણસ બે સ્વામીઓની સેવા કરી શકતો નથી.

(૫) જે માણસ આકસ્મિક સંકટોથી કદી પણ ગભરાતો નથી તેને જગત વખાણે છે.

(૬)—જ્યાં દયા ત્યા ધર્મ હે, જહા લોભ ત્યા પાપ;
જ્યા ક્રોધ ત્યા કામ હે, જહા ક્ષમા ત્યા આપ.

(૭) મનુષ્યનો ચાકર મનુષ્ય નથી પણ પૈસાનો ચાકર મનુષ્ય છે.

(૮) આયુષ્ય, કર્મ, ધન, વિદ્યા અને મર્ણ એ પાંચ જ્યારે દેહી જીવ માતાના ગર્ભમા પ્રવેશ કરે છે તે ક્ષણે સાથે નિરમાઇ ચુકે છે.

## પુલછાબ છત્રીશમી.

### સમજુ હોય તો વિચારજો કાંઇ મૂર્ખને માથે તો શ્રુતિ સ્મૃતિની આમન્યા નથી.

જગતમા જશ કીર્ત્તિ ઘણી હોય પણ તે તો સ્વપ્ન તુલ્ય છે. એ સસાર સુખને જે સાચું માનીને જેઓ મોહ પામ્યા છે તે આખર બહુ જ પસ્તાય છે, કેમકે તેમને ફરીને આવો ભરતખંડમાં મનુષ્યનો જન્મ મળવો બહુ જ દુર્લભ છે જુઓને આપણા ૬૬૬ વર્ષ થાય ત્યારે બ્રહ્માની એક લવ થાય છે, તે સાઠ લવનુ એક નિમિષ થાય છે, તે આપણા વર્ષ ૪૦૦૦૦ ચાલીસહજાર વર્ષ જાય છે. એવા સાઠ નિમિષનું એક પલ થાય છે તે આપણા તો ૨૪૦૦૦૦૦ ચોવીસલાખ વર્ષ થાય એવા સાઠ પલની એક ઘડી થાય છે તે આપણા તો ૧૪૪૦૦૦૦૦૦ ચૌદ કરોડ ચાલીસ લાખ વર્ષ થાય છે. એવી સાઠ ઘડીનો એક દીવસ તે આપણા તો ૪૩૨૦૦૦૦૦૦૦ ચાર અબજ ને બતરીશ કરોડ વર્ષ થાય છે. હવે એ બ્રહ્માના એક દીવસમા એકહજાર ચોકડી યુગની થાય છે ને બ્રહ્માના એક દીવસમાં ૧૪ મનુ ને ૧૪ ઈંદ્ર રાજ્ય કરીને નાશ પામે છે, તેનું નામ નિત્ય પ્રલય કહેવાય છે. આ તો બ્રહ્માના દીવસની વાત કહી પણ હવે બ્રહ્માની રાત્રિ થાય ને જ્યારે બ્રહ્મા સુવે છે ત્યારે સ્વર્ગ, મૃત્યુ ને પાતાલ એ ત્રિલોકીનો નાશ થાય છે. તે જેવડો દીવસ છે તેવડી જ

રાત્રી છે. તે આપણાં વર્ષ ૮૬૪૦૦૦૦૦૦ આઠ અબજ ને ચોસઠ ક્રોડ વર્ષ થાય ત્યારે બ્રહ્માની અહોરાત્રિ થઇને એક દીવસ થાય છે તે દીવસ દીવસ પ્રતીનાશ થાય છે ને દીવસાતરે પાછું કરે છે, તેને નિમિત્ત પ્રલય થાય છે. એ બ્રહ્માના એક દીવસની અવધી કહી. એવા ત્રીસ દીવસનો એક માસ ને એવા બાર માસનું એક વર્ષ એવા સો વર્ષ બ્રહ્મા દેહ રાખે છે ને જ્યારે બ્રહ્મા દેહ મુકે છે ત્યારે એ ચૌદ લોક સહીત બ્રહ્માડનો નાશ થાય છે. ત્યારે પ્રકૃતિથી ઉપન્યું જે કારજ તે સર્વ પ્રકૃતિમા લય પામે છે એ ત્રીજો પ્રાકૃત પ્રલય કહેવાય છે. ચોથો આત્યંતિક પ્રલય થાય છે ત્યારે તો અનંત કોટી બ્રહ્માંડનો નાશ થાય છે, તે દીવસ તો પ્રધાન પુરૂષનું કારણ જે પ્રકૃતિ પુરૂષ તે પોતાને વિષે અનંત બ્રહ્માડને પ્રતિલોમ કરીને પોતે અક્ષર પુરૂષના તેજમા લીન થાય છે તેનું નામ ચોથો આત્યંતિક પ્રલય કેવાય છે. એવા ચાર પ્રકારના પ્રલયનું વર્ણન કરવામા આવેલું છે પણ તેમા જે ત્રીજો પ્રાકૃત પ્રલય તે બ્રહ્માની આયુષ્ય અવધીનો કહ્યો તે સાડી ત્રણ કોટી પ્રાકૃત પ્રલય થઇ જાય છે. ત્યારે એ જીવ છે તે આવો ભરતખંડ ( મોક્ષ ભૂમિ ) મા મનુષ્યનો દેહ મહાકષ્ટે પામે છે. હવે તે દેહ વૃથા ખોટા માયિક સુખને માટે વિષયમા જ હારે છે. પછી તે જીવ પુન યમયાતનાને નર્કના કુંડમા લખ ચોરાસી જાતના જે દેહ છે તેનાં દુ ખ ભોગવીને તેમા ફરીને પાછો સાડી ત્રણ કોટી પ્રાકૃત પ્રલય થાય છે ત્યારે પુન મોક્ષક્ષેત્ર ( ભરતખંડમાં ) મનુષ્યનો દેહ પામે છે. એટલી ફેરી મનુષ્ય દેહ પામવાની વિટંબના છે માટે હે ભાઇ ! તને સૂઝે તો આજ સમજીને મોક્ષનો માર્ગ શોધી લે, નહિ તો પછી હાથ ઘસી પસ્તાવું પડશે. કેમકે " તેજીને ટકોર ને મૂર્ખને ચાબકા " નો માર હોય છે, માટે સત્વર ચેતી જઈ મનુષ્ય દેહનું સાર્થક સદ્ગુરૂના શરણે જઇ સત્વર કરી લે ! નહિ તો પછી "રાડયા પછીનું ડહાપણ " શા કામનુ ?

### ઉત્તમ પુરૂષ અને બીજાં પ્રાણીઓના ઉત્તમ ગુણો.

(૧) ઉત્તમ પુરૂષના પાંચ ગુણ છે (૧) યુદ્ધમા પરાક્રમ (૨)

પડતીમાં ધીરજ (૩) અભ્યુદયમાં ક્ષમા (૪) ચાતુર્ય (૫) વક્તૃત્વ અને યશની અભિરૂચી.

(૨) સિંહનો એક ગુણ અડગ પરાક્રમ.

(૩) બગલાનો એક ગુણ—સ્વાર્થપર એક લક્ષ.

(૪) કુકડાના ત્રણ ગુણ-(૧) યુદ્ધમા મચ્યા રહેવું. (૨) કુટંબનું પોપણ કરવું (૩) પત્નિ ઉપર પ્રેમ રાખવો.

(૪) મોરના ૭ ગુણ (૧) ઉચપદ ઉપર બેસવું. (૨) શત્રુને છુંદવો. (૩) મધુર ભાપણ કરવું. (૪) સુંદર સ્વરૂપ (૫) કળા કરી જાણવી. (૬) ગર્વ ન કરવો.

(૫) કુતરાના ૭ ગુણ (૧) થોડેઘણેથી સંતોપ માનવો (૨) ઉંઘ થોડી. (૩) સુક્ષ્મબુદ્ધિ (૪) સહેજમાં ચેતવું (૫) સ્વામીભક્તિ (૬) શૌર્ય દેખાડવુ.

(૬) ગધેડાના ત્રણ ગુણ (૧) ભાર વહેવો. (૨) દંડ ન લેખાવવો. (૩) સંતોપી રહેવું.

(૭) કાગડાના પાચ ગુણ (૧) કોઇનો જરા વિશ્વાસ ન કરવો. (૨) ગુપ્તરતી કરવી (૩) નિરાભિમાન. (૪) વખતે સાધુ. (૫) ચપળતા.

## મહેરબાનીથી દુશ્મન દોસ્ત થતો નથી.

જો કોઇ ગરીબ ઉંટની લગામ એકાદ ન્હાના બાળકના હાથમા હશે તો પણ સેંકડો ગાઉ તે ખુશીથી ચાલ્યુ જશે; પરન્તુ જો રસ્તામા એકાદ ભયંકર ખાડા તરફ તે બાળક અજ્ઞાનતાથી તે ઉંટને લઇ જવા ઇચ્છિશે તો ઉંટ તે બાળકની આજ્ઞાનુસાર નહિ ચાલે; કેમકે આફતના સમયે મહેરબાની દર્શાવવી અયોગ્ય છે કહ્યું છે કે મહેરબાનીથી દુશ્મન દોસ્ત થતો નથી. એટલુજ નહિ પણ દુશ્મનાઇમા વધારો થાય છે. જે તમારા ઉપર ઉપકાર કરે છે તેની સાથે નમ્ર રહો પણ કઠોર ને દુષ્ટ માણસ સાથે નમ્રતા ન રાખો; કેમ કે કટાયલુ લોખડ રેતીવડે સાફ નથી થતું.

**ભાગ ત્રીજો સમાપ્ત.**

# અગાઉથી આશ્રય આપનાર સજ્જનોનાં મુબારક નામો.

| | | |
|---|---|---|
| ૧૦ | અખંડ પ્રૌઢ પ્રતાપ નેકનામદાર સંસ્થાન લીંબડીના મહારાણા સાહેબ | લીંબડી |
| ૫૦ | રા. રા. પુન્જાભાઇ ઇશ્વરભાઈ પટેલ | પાદરા |
| ૧ | રા. રા. નદુભાઈ મંછારામ શેરદલાલ | અમદાવાદ |
| ૧ | રા. રા. મેસર્સ અલીમહમદ મેઘજીભાઇ | માળીયા |
| ૫ | રા. રા. શેઠ અમૃતલાલ દામોદરદાસ | વડવા (કોલાબો) |
| ૧ | રા. રા. ખોજા કાસમઅલી નાનજીભાઇ | ભાવનગર |
| ૧ | રા. રા. મથુરાદાસ લખમીદાસ | કરાચી |
| ૩ | રા. રા. હિંમતલાલ વસ્તાચંદ દલાલ | પાટણ |
| ૧ | રા. રા. શા ગણપત ભાઇચંદ | કલ્યાણ |
| ૧ | રા. રા. શા ગંગાદાસ છગનલાલ | ભાવનગર |
| ૧ | રા. રા. શેઠ ખેમરાજ નપૂ | મુંબઇ |
| ૧ | રા. રા. શેઠ ત્રીભોવનદાસ હરકીશનદાસ | કાસુ |
| ૧ | રા. રા. શેઠ રણછોડદાસ ગોવરધનદાસ | ,, |
| ૧ | રા. રા. ટપુભાઇ મીઠાભાઇ | મુંબઇ |
| ૧ | રા. રા. શેઠ નરસિંહ મુલજી | ,, |
| ૧ | રા. રા. શેઠ પ્રેમજી વાલજીની કુંપની | ,, |
| ૧ | રા. રા. શેઠ રૂગનાથ આણંદજી | ,, |
| ૧ | રા. રા. શેઠ કચરાભાઈ પ્રેમજી | ,, |
| ૧ | રા. રા. શેઠ ઓધવજી મોરારજી | ,, |
| ૧ | રા. રા. શેઠ રૂગનાથ મોરારજી | ,, |
| ૧ | રા. રા. શેઠ ગુલાબચંદ નાથાલાલ દેસાઇ | પોરબંદર |
| ૧ | રા. રા. દીવાનજી શિવલાલભાઇ ખુશાલભાઇ | રાધનપુર |
| ૧ | રા. રા. શેઠ માનચંદ ન્હાનુભાઈ પટેલ | પાટણ |
| ૧ | રા. રા. શેઠ મણીલાલ કેશવજી | સાંગલી |

| | | |
|---|---|---|
| ૧ | રા. રા. શેઠ ગાંગજીભાઇ રાજનભાઇ હ. કરમાલીભાઈ | પેનબંદર |
| ૧ | રા. રા. શેઠ રાવજી રઘુનાથ ફડકે | ” |
| ૧ | રા. રા. ગુણવંતલાલ વિદ્યાશંકર આચાર્ય | ત્રિચાનાપલ્લી |
| ૧ | રા. રા. નટવરલાલ વિદ્યાશંકર આચાર્ય | મુંબઇ |
| ૧ | રા. રા. શેઠ હરખચંદ અમુલખ શાહ | મુંબઇ |
| ૧ | રા. રા. ગોકલદાસ દેવચંદ પટેલ | ઇડર |
| ૧ | રા. રા. લક્ષ્મીચંદ દેવચંદ પટેલ | ” |
| ૧ | રા. રા. માધવલાલ ગોવરધનદાસ | પૂના |
| ૧ | રા. રા. ગોવરધનદાસ ત્રીભોવનદાસ | મુંબઇ |
| ૧ | રા. રા. નગીનદાસ મોતીરામ પારેખજી | ” |
| ૧ | રા. રા. મણીલાલ અંબારામ | પાટણ |
| ૧ | રા. રા. શેઠ આણંદજી પ્રાગજી | મુંબઇ |
| ૧ | રા. રા. શાન્તિલાલ કેશવલાલ ભણશાળી | પાટણ |
| ૧ | રા. રા. અમૃતલાલ જીવરામ | મુંબઇ |
| ૧ | રા. રા. જયશંકર ગણપતરામ | પાટણ |
| ૧ | રા. રા. શેઠ દ્વારકાદાસ માણેકલાલ | મુંબઇ |
| ૫ | રા. રા. શેઠ કલ્યાણજી કર્મશી | ” |
| ૧ | અખંડ પ્રૌઢ પ્રતાપ સંસ્થાન દાતાના મહારાણા સાહેબ બહાદુર | દાતા |
| ૧૦ | અખંડ પ્રૌઢ પ્રતાપ સંસ્થાન વળાના નામદાર ઠાકોર સાહેબ બહાદુર | વળા |
| ૧ | રા. રા. હીરાલાલ બેચરદાસ | અમદાવાદ |
| ૧૦ | રા. રા. શેઠ શ્રી ચંદુલાલ મણીલાલ દેશાઈ | મુંબઇ |
| ૧ | રા. રા. શેઠ જેસંગલાલ મનસુખરામ ઝવેરી | પાટણ |
| ૧ | રા. રા. મોદી હરીલાલ વર્ધમાન | છોટાઉદેપુર |
| ૧ | રા. રા. ઓધવદાસજી ગુરૂશ્રી મોતીરામજી મહારાજ | નવાવાઘણીયાં |
| ૧ | રા. રા. શેઠ હરીદાસ ગોકળદાસ | મુંબઇ |
| ૧ | રા. રા. લક્ષ્મીદાસ હીરજી | ” |
| ૧ | રા. રા. ગવરીશંકર ગીરધર | ” |

| | | |
|---|---|---|
| ૧ | રા. રા. કેશવજી પ્રાણજીવન | ,, |
| ૧ | રા. રા. જાફરઅલી રહીમ ઇબ્રાહીમ | ,, |
| ૧ | રા. રા. અમૃતલાલ નંદલાલ | વડોદરા |
| ૧ | રા. રા. દ્વારકાદાસ વિઠ્ઠલદાસ મહેતા | મુંબઇ |
| ૧ | રા. રા. નવરોજી કાવસજી તવડીયા | ,, |
| ૧ | રા. રા. પ્રતાપસિંહજી રામસિંહજી | પોરબંદર |
| ૧ | રા. રા. કાન્તીલાલ નાથાલાલ | અમદાવાદ |
| ૧ | રા. રા. વકીલ હીરાલાલ શંકરભાઇ | પાટણ |
| ૧ | રા. રા. વકીલ જીભાઈ કહાનજી | ,, |
| ૧ | મીસીસ રામબાઈ તે શ્રીયુત રતીલાલ ભગવાનદાસ સુબેદારની પત્ની | માટુંગા |
| ૨ | મે રા. રા. દેવશંકર ભાણજીભાઇ વેટેરનરી સરજન સાહેબ | પાટણ |
| ૧ | રા. રા. પરસોત્તમદાસ નથુભાઇ દેશાઇ | કાલોલ |
| ૨ | મે. રા. રા ગોપાલદાસ વિહારીદાસ દેશાઈ | નડીયાદ |
| ૧ | મે. રા. રા. નાથાભાઇ અવિચળદાસ | ,, |
| ૧ | હા. યુ. હા. ઇસ્માઇલ સોભાણી | મુબઈ |
| ૧ | મે. રા. રા. પાઠક ગીરજાશંકર પ્રાણશંકર | મુંબઇ |
| ૧ | મે. રા. રા. માણેકશા પેસ્તનજી ખેરગામવાળા | વડોદરા |
| ૧ | મે રા રા ડાહ્યાભાઇ નરોતમદાસ પટેલ | અમદાવાદ |
| ૧ | મે. રા રા. અચરતલાલ ગોવિંદલાલ | ,, |
| ૧ | મે. રા. રા. રામજી ભીખા | નવસારી |
| ૧ | અખંડ પ્રૌઢપ્રતાપ ઠાકોર સાહેબ મનહરસિંહજી અમરસિંહજી ગાફ દરબાર સાહેબ | ગાંફ |
| ૫ | રા. રા. રાવબહાદુર કીલાચંદ દેવચંદ જે. પી. | મુંબઇ |
| ૧ | રા. રા. કેશવરાવ વામન પલુનકર | પૂના |
| ૧૬ | મે. મે. રા રા. શ્રીમાન શેઠ ત્રિભોવન નરોતમ અઢીયા | દહાણુ |
| ૧ | શ્રીમાન શેઠ સાહેબ રાજવલભ ન્યાલચંદ લલ્લુચંદ જે. પી. | પાટણ |